શ્રી. દેવાભાઈ પટેલ સ્મારક ગ્રંથમાળા–૪

# મુંડકોપનિષદ

[ મૂળ શ્લોક, પદાર્થ, અન્વય, અનુવાદ તથા વિવેચન સાથે ]


સંપાદક

મગનભાઈ પ્રભુદાસ દેસાઈ


॥ नायमात्मा बलहीनेन लभ्य: ॥

— मुंडक ३.२.४




ગુજરાત વિદ્યાપીઠ

અમદાવાદ–૧

# પ્રકાશકનું નિવેદન

શ્રી જીવાભાઈ રેવાભાઈ પટેલે ઈ સ ૧૯૪૭મા વિદ્યાપીઠને રૂ ૬૦૦૦) આપ્યા હતા અને બીજી એટલી રકમ પછીથી વધારી આપવા કહ્યું છે તેમણે જણાવ્યું હતું કે, આ રકમમાથી પ્રચલિત અર્થમા ધાર્મિક ગણાતા ગ્રંથો જ નહિ, પરંતુ સાથે સાથે વિવિધ ક્ષેત્રોમાં ધર્મદૃષ્ટિને પોષે અને વધારે એ જાતના ઉપયોગી ગ્રંથો પણ લેવામા આવે તેનો સ્વીકાર કરી વિદ્યાપીઠે આ માળા શરૂ કરી છે

અત્યાર સુધીમા આ માળામા નીચેના પુસ્તકો પ્રસિદ્ધ કર્યા છે .

| | |
|---|---|
| ૧ યોગવાસિષ્ઠ | સં૦ ગોપાળદાસ પટેલ |
| ૨ કળા એટલે શું? | લે૦ ટૉલ્સ્ટૉય |
| ૩ ગૌતમ બુદ્ધ | લે૦ રાધાકૃષ્ણન |

આ તેનું ચોથું પુસ્તક હવે બહાર પડે છે

આ બાદ, આ માળામા પ્રસિદ્ધ કરવાને માટે બીજા કેટલાક ગ્રંથોનું કામ ચાલે છે આજના તંગીના સમયમા પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં અનેક હાડમારીઓ રહેલી છે, તે છતા અટલું કામ થઈ શકે છે એ પરમાત્માની કૃપા જ ગણાય પ્રેસની જોગવાઈ થશે તેમ, નીચેના પુસ્તકોની નવી આવૃત્તિ હવે પછી આ માળાના મણકા તરીકે પ્રસિદ્ધ કરવાનું ઠરાવ્યું છે. —

૧. શ્રીમદ્ ભાગવત — સ૰ ગોપાળદાસ પટેલ
૨. સુખમની — સ૰ મગનભાઈ દેસાઈ
૩. જપજી — " "

એમને માટે સરકારી પરવાનગી મળી ગઈ છે. ત્યાર બાદ હાથ પર બીજા છે તે પુસ્તકો લેવાતા જશે.

આ પુસ્તકની યોજના જો અભ્યાસીઓને ગમશે તો તે પ્રમાણે બીજા ઉપનિષદોનુ કામ આ માળાને માટે આગળ ચાલુ રાખવામા આવશે, એ લેખક તરીકેના નિવેદનમા જણાવ્યુ છે.

૧૫–૭–૧૯૪૭

# અનુક્રમણિકા





## બીજું મુંડક, ખંડ ૨



## ત્રીજું મુંડક, ખંડ ૧



## ત્રીજું મુંડક, ખંડ ૨

# વાચકોને

વિનમ્રભાવે આ ચોપડી વાચકો આગળ રજૂ કરુ છુ શ્રી કાકાસાહેબે હિમાલયને અગે કહ્યુ છે કે, દરેક ભાવિક હિંદુને હમેશ મનમા રહે છે કે, જિંદગીમા કોક દહાડો એ નગાધિરાજના દર્શન કરના ઉપનિષદો આર્ય પ્રજાના સનાતન જ્ઞાનનો હિમાલય છે દરેક જ્ઞાનપિપાસુ હિંદુને હમેશ મનમા રહે છે કે, ક્યારેક જીવનમા એ જ્ઞાનહિમાલયના દર્શન કરવા અને નાનપણથી એમ હતું અને તેની સાથે સાથે એમ પણ સહેજે હુ માનતો કે, એ જ્ઞાનપર્વત પર ચડવાને માટે પગ આવવા જોઈએ—પુખ્ત સમજના મજબૂત પગ વગર એ ઊભા અને અગમ ચડાણ ન ચડી શકાય ઉપનિષદો બીજા અભ્યાસ જેવો અભ્યાસ નથી બીજી ચોપડીઓ પેઠે ગમે ત્યારે ગમે તેમ એ ન વાચી શકાય એને માટે વખત પાકવો જોઈએ, તે માટે જીવનથી તૈયારી કરવી જોઈએ આવી સહજ સમજ હોવાથી એક સાધક તરીકે નાનપણથી જીવનને વ્યવસ્થિત કરવા મથતા મથતા અધ્યાત્મશાસ્ત્રનુ વાચન કૉલેજમા ભણી ઊતર્યા બાદ શરૂ કર્યુ અને તેમાય ઉપનિષદો વ્યવસ્થિતપણે વાચવાની ઇચ્છાની તૃપ્તિ તો આજેય અનુભવી શક્યો નથી છતા ૧૯૪૨–૪૪ ના જેલનિવાસમા તે અધ્યયન કાઈક સ્થિર ભાવે કરી શક્યો તેનુ શ્રેય આણધારી રીતે અગ્રેજી પરરાજ્યની નીતિને જાય છે તે અટકકાળ પૂર્વે છૂટક છૂટક કેટલાક નાના ઉપનિષદો વાચી શકયો હતો ,આ જબરિયાત ક્ષેત્ર સન્યાસકાળમા ઝાઝા પુસ્તકો પાસે વસાવવા તો પાલવે નહિ કેમ કે અપરિગ્રહ અને સાદાઈ ત્યા ફરજિયાત બની રહે છે, અને સમાજનો સન્યાસ પણ! છતા કાઈક સગીન કામ કરવાને મળેલી એવી મોઘી તક ગુમાવવી પણ કેમ પાલવે? એટલે ઉપનિષદોનો જ્ઞાનાર્ક બધી

રીતે મનનને યોગ્ય ઠર્યો અને એમ નાના ૬–૭ ઉપનિષદો પાસે વસાવ્યા અને તે પૂરા કર્યા તેમના અભ્યાસ માટે તેમની પદસૂચિઓ કરી તેમનો અનુવાદ સરળ ગુજરાતીમા ઉતાર્યો અને એમ તેમનુ તાર્કિક મનન કરી શક્યો, જેના ફળરૂપે આ ચોપડી તૈયાર કરવા હામ બીડી છે

હુ સસ્કૃતનો અભ્યાસી નથી સામાન્ય અર્થ સમજવા પૂરતુ એ ભાષાનુ જ્ઞાન મને છે, એમ માનુ છુ તેમા ઊણપ સારી પેઠે છે, જે પૂરી કરવાને મે મારા મિત્ર શ્રી ગોપાળદાસ પાસેથી મદદ માગી લીધી છે આવા કામોમા એ એટલી નિકટતાથી મને મદદ દે છે કે તેને માટે મારે આભાર માનવો એ કેવળ ઔપચારિક લાગે છે

અમે એ જાણુ વિદ્યાપીઠની રેવાભાઈ ગ્રથમાળાના સપાદનની જવાબદારી ધરાવીએ છીએ ઉપનિષદોનુ જેનકામ એ માળામા પ્રસિદ્ધ કરવા જેવુ લાગ્યુ એટલે નાના ઉપનિષદોનુ સપાદન મારે શરૂ કરવુ એમ અમે ઠરાવ્યુ ક્યાથી તે શરૂ કરવુ એ પ્રશ્ન સહેજે જાગ્યો બધી રીતે જોતા અમને થયુ કે, સર્વાગસુદર અને પરિપૂર્ણ એવુ મુડક એને માટે યોગ્યતમ છે એમા આર્યોના જ્ઞાનની અને સાધનાની આખી વિચારણા એક વ્યાપમા અને ભારે કાવ્યમયતાથી રજૂ થાય છે એના મત્રમોતી ભાષ્યકારોએ વધારેમા વધારે પોતાની ભાષ્ય-માળામા પરોવવા માટે ઉઠાવ્યા લીધા છે, એમ તેના જાણકારો ગણીને કહે છે એમા જ્ઞાનવિજ્ઞાનનો પરમ નિચોડ આવી જાય છે, એ તો કોઈ પણ તે જોતા કહેશે

આ સપાદન કઈ રીતે કરવુ? તેને સમજવાને મદદરૂપ શુ શુ આપવુ? આ વિચારમાથી મૂળ શ્લોક સાથે તેનો પદાર્થ, તેનો અન્વય, અને તેનુ ભાષાતર આપવુ અને ત્યાર બાદ તેનુ વિવેચન કરવુ એમ ઠરાવ્યુ આથી સામાન્ય વાચક પણ જરા મહેનત લે તો, મૂળ સસ્કૃતમા ઉપનિષદ વાચી શકે, એવી મદદ-સામગ્રી એમાથી તેને મળી રહેશે એમ માન્યુ છે અને અતે પદસૂચિ પણ ઉમેરી છે, તે વધારે ઊડા અભ્યાસીને મદદ થાય તે હિસાબે છે આ બધુ કામ ૧૯૪૪મા જેલમાથી બહાર આવ્યા બાદ, કકડે કકડે કર્યુ છે

અનુવાદ બાબતમાં બે શબ્દ કહેવા જોઈએ. મૂળને બરાબર વફાદાર રહેવું જોઈએ એ તો ઉઘાડું છે; પરંતુ તે વફાદારી અનુવાદની ભાષાના નિયમોથી હોવી જોઇએ અને તેને ભાવતા પ્રવાહમાં તે થવો જોઈએ. એટલે, કેટલાક અંગ્રેજ અનુવાદકો કરે છે એમ, અનુવાદ એવો નહિ હોવો જોઈએ કે જેમાં ભાષાપ્રવાહ જ ન હોય. એને માટે, મૂળમાં શબ્દતઃ જોતાં, કાંઈક ન હોય તે અનુવાદમાં કહેવું કે ઉમેરી લેવું જોઈએ. આવા ઉમેરા જરૂર લાગે ત્યાં કૌંસમાં બતાવ્યા હોય તો બસ. આ ચોપડીમાં આપેલા અનુવાદમાં મેં આ નિયમનું પાલન કર્યું છે.

વિવેચન બાબત પણ બે શબ્દ કહેવાના રહે છે: પહેલું તો એમાં મેં આખા ગ્રંથના વસ્તુમાં તેની દલીલની સળંગસૂત્રતા પ્રગટ કરવા પ્રયત્ન કર્યો છે; અને તે અર્થે ખંડના શ્લોકોના વસ્તુનાં વળી નોખાં પ્રકરણ યોજી આપવાની ધૃષ્ટતા કરી છે.

વસ્તુનો અર્થ સીધો કોઈ ભાષ્યકાર કે ટીકાકારનો હું અનુસર્યો નથી; મને જેવો બેઠો છે તેવો આપ્યો છે. તેને માટે જ્યાં જરૂરી લાગ્યું છે ત્યાં બધે મેં પ્રમાણભૂત અર્થકારોનાં વિવેચનોની મદદ લીધી છે, અને અર્થસંકલના કરી છે. તેમાં મેં જીવનની સાધના વિષે જે કાંઈ ઓછોવત્તો જાત-અનુભવ તથા બીજાના અનુભવની જાણકારી છે, તે નજર સામે રાખ્યાં છે. ઉપનિષદો કોઈ દેશકાળથી બદ્ધ એવા લોકધર્મની ચર્ચા કરતા ગ્રંથો નથી. તે તો સનાતન એવા ગુહાચરત્ અક્ષરતત્ત્વનું નિરૂપણ કરે છે — તેની સાધના વર્ણવે છે. આ સાધના કોઈ પણ એક જ સંપ્રદાય-કે-તત્ત્વવાદની વિશેષ નથી; તે સદાય માનવ સાથે રહેલો તેનો ચિત્તધર્મ છે. તેથી માનવ ચિત્ત — એટલે કે તેની વાસનાઓ, તેની શક્તિ-અશક્તિઓ, તેનું ઘડતર, તેનો સ્વભાવ — એ બધાં સદાકાળ જે રીતે કામ કરે, તે ન્યાયે આ ગ્રંથોનું વસ્તુ વિચારવું જોઈએ. અને દેશકાળ કે યુગ પ્રમાણે આ બધાનું બાહ્ય કલેવર ભલે ફરો, પરંતુ મૂળે માનવ ચિત્તનો આ બધો સંભાર તત્ત્વતઃ એકસરખો સનાતન છે. એટલે અંતર્મુખ બની આપણે આપણા ચિત્તનો અનુભવ તપાસવો જોઈએ; ઇતિહાસ, પુરાણ આદિ પણ સૂક્ષ્મ રૂપે એ જ

કહે છે એ જ સાચો બ્રાહ્મણ છે. તર્ક, પ્રવચન, શાસ્ત્રજ્ઞાનાદિથી એ લભ્ય નથી, પરંતુ ચિત્તના કે જીવનઅનુભવના અપ્રમાદપૂર્વક કેળવેલા સાચા બળ વડે એ આત્મા મળે છે, — આવું તેથી જ આ ગ્રંથો કહે છે. આથી કરીને દ્વૈત–અદ્વૈતના ટૂંપણાની ફિલસૂફીથી ગ્રંથના અર્થનું ચૂંથણું કરવું, વ્યર્થ ઠરે. શૌનકની પેઠે નમ્રભાવે – 'સમિત્પાણિ' થઈને તેની પાસે જવું જોઈએ એવો ભાવ ધરી આ ગ્રંથગુરુ પાસે જતાં મને જે બોધ થયો, તે મે વિવેચનરૂપે ઉતારવા પ્રયત્ન કર્યો છે. એથી મને તો સારી પેઠે ફાયદો થયો છે, વાચકને તેવો થાઓ, એવી આશાથી એ પ્રગટ કરવાની ધૃષ્ટતા કરું છું સમાનધર્મી સાધકો એમાં જે લાગે તે મને કહેશે તો મદદ થશે; તેમ કરવા મારી તેમને વિનંતી છે.

૨૧-૫-'૪૭ મ૦

તા. ક. નીચે પ્રમાણે સુધારો કરીને વાંચવા વિનતી છે: પાન ૭૭ નીચેથી બીજી લીટીમાં 'મન નથી,' છે તેને બદલે 'પ્રાણ નથી, તે મન નથી.'

# ઉપોદ્ઘાત

## ૧. શ્રુતિ

હિંદુધર્મના મૂળ ધર્મગ્રંથો 'શ્રુતિ' કહેવાય છે. શ્રુતિ શબ્દનો ('શ્રુત'ને મળતો) 'સાંભળેલું' એવો અર્થ થાય. અર્થાત્ તે રહસ્ય-જ્ઞાન પુરુષપ્રયત્નથી રચેલું — માનવ બુદ્ધિશક્તિનું પરિણામ નથી; પરંતુ પરમતત્ત્વ સાથે સાક્ષાત્કારની દશામાં 'સંભળાયેલું' છે – મળેલું છે – પ્રગટેલુ છે: पुरुषप्रयत्नं विना प्रकटीभूत। ઉપનિષદો પોતે ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઇતિહાસ, પુરાણ, વિદ્યાઓ, ઉપનિષદો, શ્લોકો, સૂત્રો અને અનુવ્યાખ્યાનો એ સૌને "अस्य महतो भूतस्य निःश्वसितम्" કહે છે. (બૃહદારણ્યકોપનિષદ ૨-૪-૧૦.) અર્થાત્ એ બધા ગ્રંથોના લેખકો તેમના કર્તાઓ નથી, પરંતુ તેમના પ્રાકટ્ય માટે નિમિત્તમાત્ર છે. વસ્તુતાએ તો તેમના અંતરમાં વિરાજતુ પરમતત્ત્વ (महद् भूत) એ ગ્રંથોના વસ્તુના પ્રકટીકરણ માટે જવાબદાર છે. બધા ધર્મોમાં ઘણુંખરું પોતાના ધર્મગ્રંથો માટે આને મળતી માન્યતા જોવા મળે છે.

સામાન્ય રીતે હિંદુધર્મમાં વેદ, બ્રાહ્મણ અને ઉપનિષદ એ ગ્રંથોને (આરણ્યક ગ્રંથો અંદર આવી ગયેલા ગણીને) 'શ્રુતિ' કહેવામાં આવે છે. તેમાં પણ ઉપનિષદ્ગ્રંથો પાછા 'વેદાંત' કહેવાય છે. 'વેદાંત' એટલે વેદનો છેડો — પરાકાષ્ઠા. સમગ્ર વેદવિદ્યા ઉપનિષદ્-ગ્રંથોમાં વર્ણવેલી વિદ્યામાં પરિસમાપ્ત થાય છે. વેદોમાં વર્ણવેલા સિદ્ધાંતો પ્રારંભકાળના – અયથાર્થ – હતા; અને તેમાંથી આગળ જતાં ઉપનિષદના અંતિમ – યથાર્થ – સિદ્ધાંતો વિકસ્યા, એવો કાળની દૃષ્ટિએ વિકાસક્રમનો અર્થ તેમાં સમજવાનો નથી

'અંત' શબ્દનો અર્થ એ છે કે, સાધકની પરિપક્વતાની દૃષ્ટિએ તેને છેક છેવટે અપાતું — શીખવાતું — જ્ઞાન. તેથી જ મુંડક ઉપનિષદમાં અંતે કહ્યું છે કે, "ક્રિયાવંત, શ્રોત્રિય (વેદવિત્),

બ્રહ્મનિષ્ઠ, શ્રદ્ધાપૂર્વક અગ્નિમાં હોમ કરનારા, એવા લોકોને જ આ વિદ્યા કહેવી, ઉપરાંત જેમણે બધી કામનાઓનો ત્યાગ કરવારૂપ માથાના મુંડનનુ વ્રત (शिरोव्रत) આચર્યું હોય " અર્થાત્ વૈદિક જીવનપરિપાટી એ એક સળંગ વસ્તુ છે, જેનો ઉપનિષદ્વિદ્યા એ અંત – છેડો – પરિસમાપ્તિ – ચરિતાર્થતા છે

'ઉપનિષદ' શબ્દનો અર્થ થાય છે (उप+नि+सद्) સામસામે એકાંતમા બેસવુ, અર્થાત્ 'પરિષદ'માં કે 'સંસદ'માં જેમ બધાએ સાથે મળીને બેસવાનું હોય છે તેમ નહી. બીજા શબ્દોમાં, એવું કંઈ ગૂઢ રહસ્ય કે જે ગમે તેમ – સૌ કોઈને – અપાય કે કહેવાય નહીં. છાંદોગ્યોપનિષદના શબ્દોમા કહીએ તો, "આ પરમગુહ્ય પોતાના જ્યેષ્ઠ પુત્રને કે પ્રિય અને લાયક (प्रणाय्य) શિષ્ય સિવાય બીજા કોઈને કહેવું નહી; ભલેને પછી સમુદ્ર સુધીની આખી પૃથ્વી ધનથી ભરીને તે આપે, કારણ કે, આ વિદ્યા તેના કરતાં પણ વધુ કીમતી છે — વધુ કીમતી છે!" (यद्यपि असौ इमाम् अद्भिः परिगृहीतां धनस्य पूर्णां दद्यात् एतदेव ततो भूय इति एतदेव ततो भूय इति। છાંદો० ૩, ૧૧, ૫ – ૬)

શ્વેતાશ્વતરોપનિષદ (૬, ૨૨ – ૨૩) બ્રહ્મજ્ઞાનીના જ્યેષ્ઠ પુત્ર અને શિષ્ય શબ્દથી અભિપ્રેત ગુણો સ્પષ્ટ કરતાં કહે છે કે, પ્રશાંત તથા 'જેવી દેવમા તેવી ગુરુમાં' પરાભક્તિવાળો.

ઉપનિષદ્ગ્રંથોમાં પોતામાં એ 'ઉપનિષદ' શબ્દ સૂત્રરૂપ વાક્ય, ગૂઢ શબ્દ, ગૂઢ રહસ્ય કે ગૂઢ વ્રત એ અર્થમાં વપરાયો છે. જેમ કે, બૃહદારણ્યકોપનિષદમાં (૨ – ૧ – ૨૦): "આ આત્માથી બધા પ્રાણો, બધા લોકો, બધા દેવો, બધા ભૂતો, અગ્નિમાથી નાના નાના તણખા ઊડે તેમ નીકળેલા છે" એમ કહી, "તે આત્માનુ ઉપનિષદ 'सत्यस्य सत्यम्' (– સત્યનું સત્ય) છે," એમ કહ્યું છે. અહી 'ઉપનિષદ' નો અર્થ 'રહસ્યમંત્ર' એવો થાય. છાંદોગ્યોપનિષદમા સર્વરૂપ બ્રહ્મને 'तज्जलान्' કહીને શાંતિથી ઉપાસનાનો આદેશ કર્યો છે (૩ ૧૪ ૧) તેમ જોકે એ तज्जलान् પદનો અર્થ "જેમાંથી બધું જન્મે છે (ज), જેમાં બધુ લય પામે

છે (જ), અને જેમાં બધું સ્થિતિકાળે જીવે છે (અન્)," એવો કરાય છે, પરંતુ ઉપનિષદ પોતે તો માત્ર એ શબ્દો વડે તેની ઉપાસના કરવાનું ('तज्जलान्' इति शांत उपासीत) કહે છે તે પ્રમાણે 'सत्यस्य सत्यम्' નો — (બધાનો મૂળભૂત એવો-) "પ્રાણ તે 'સત્ય', અને તે સત્યનું પણ સત્ય તે આત્મા," —એવો અર્થ કરાય છે, પરંતુ ખરી રીતે ઉપનિષદે આત્માની ઉપાસના માટે ગૂઢ મંત્ર તરીકે 'सत्यस्य सत्यम्' એ વાક્ય રજૂ કર્યું છે.

કૌષીતકિ બ્રા૦ ઉપનિષદમાં (૨–૬) બ્રહ્મની પ્રાણ તરીકે ઉપાસના કરનારનું 'ઉપનિષદ' — 'न याचेद्' — 'યાચવું નહીં' એમ જણાવ્યું છે. અહીં ઉપનિષદનો અર્થ - 'રહસ્યવ્રત' — ગુપ્ત વ્રત એવો છે

આમ, ઉપનિષદ શબ્દનો અર્થ ગૂઢ – ગુપ્ત – એને મળતો છે પછી એ શબ્દ, પરમજ્ઞાન, અંતિમજ્ઞાન — કે જે યોગ્ય અધિકારીને એકાંતમાં પાસે બેસાડીને આપવું જોઈએ, — તે નિરૂપતા ગ્રંથોને માટે રૂઢ થયો.

## ૨. ઉપનિષદો

આમ તો ૨૦૦ થી ૩૦૦ જેટલા ગ્રંથો 'ઉપનિષદ' તરીકે ઓળખાય છે અને એ સંખ્યા હજુ આખરની નિશ્ચિત થઈ ન જ કહેવાય કારણ કે, જેમ જેમ જૂની હાથપ્રતો જડતી જાય છે, તેમ તેમ તે સંખ્યામાં ઉમેરો થતો જ રહે છે પરંતુ મુક્તિકોપનિષદ ૧૦૮ ઉપનિષદોનાં નામ ગણાવે છે, અને મોગલ સમ્રાટ શાહજહાનના મોટા પુત્ર દારા શુકોહે ઈ સ ૧૬૫૬ – ૫૭ ના અરસામાં તે વખતે જાણીતાં પચાસેક જેટલા ઉપનિષદોનું દિલ્હી મુકામે ફારસી ભાષામાં ભાષાંતર કરાવ્યું હતું, (તે ઉપરથી ૧૮૦૧ – ૨ મા લેટિન ભાષામાં કરવામાં આવેલું ભાષાંતર જ ઉપનિષદોની પશ્ચિમના દેશોમાં જાણ કરવામાં કારણભૂત થયું હતું) નારાયણે તેના કરતા થોડા સૈકા પહેલા એટલી સંખ્યાના ઉપનિષદો ઉપર 'દીપિકાઓ' લખી છે ઈ સ ૧૩૦૦ના અરસામા શંકરાનંદ 'આત્મપુરાણ' ગ્રંથ લખતી વખતે ૨૪ મુખ્ય ઉપનિષદોમાંથી ઉતારા કરે છે, આઠમા સૈકામા શંકરાચાર્ય વેદાં...

ઉપરના પોતાના ભાષ્યમાં ૧૩ ઉપનિષદોમાથી ઉતારા ટાંકે છે, કે જે નિશ્ચિતપણે ઓળખી શકાય છે; અને વેદાંતસૂત્રો (બ્રહ્મસૂત્ર) માં જે ઉપનિષદોનાં વાક્યોની ચર્ચા છે એ કહેવામાં બધા ભાષ્યકારો એકમત છે, તેમની સંખ્યા આઠ છે.

આ બધાં જૂથોમાં એકસરખાં મળી આવતાં અને જેમને પ્રાચીન કહી શકાય, એવાં ઉપનિષદો તે છાંદોગ્ય, બૃહદારણ્યક, કઠ, ઈશ, ઐતરેય, તૈત્તિરીય, મુંડક, કૌષીતકિ, કેન અને પ્રશ્ન છે. શ્વેતાશ્વતર, માંડૂક્ય અને મૈત્રાણી ('મૈત્રી') એટલાં બીજી યાદીમાં આવે. આમ કુલ ૧૩ ઉપનિષદોને પ્રાચીન કહી શકાય.[1]

હવે સવાલ એ છે કે, આ તેર પ્રાચીન ઉપનિષદોને પણ પાછાં — સૌથી જૂનું, તેની પછીનું – એવા કાલક્રમમાં ગોઠવવાં હોય, તો કઈ રીતે ગોઠવી શકાય?

એ માટે જુદા જુદા વિદ્વાનો જુદી જુદી કસોટીઓ અજમાવે છે; (૧) પહેલી કસોટી ભાષા, શૈલી, શબ્દો, અને વ્યાકરણને લગતાં રૂપો વગેરેની ખાસિયતોની છે. જોકે, આ એકલીને અંતિમ કસોટી ન કહી શકાય. કારણ કે, કોઈ જૂનું ઉપનિષદ પદ્યની પ્રવાહી શૈલીમાં રચાયું હોય, અને કોઈ પછીના સમયનું ઉપનિષદ જૂની બ્રાહ્મણ-ગ્રંથોની ગદ્યશૈલીમાં પણ લખવામાં આવ્યું હોય એમ બની શકે; અને એમ બનેલું પણ છે.

(૨) બીજી કસોટી કોઈ એક વિગત કે મુદ્દાનું જુદાં જુદાં ઉપનિષદોમાં આવતું ઓછુંવત્તું વિવરણ છે. જેમ કે, 'ઇંદ્રિયોમાં તકરાર' એ વાર્તા છાંદોગ્ય, બૃહદારણ્યક, ઐતરેય, કૌષીતકિ અને પ્રશ્ન ઉપનિષદમાં

૧. શંકરાચાર્યે તેમાંથી નીચેનાં ૧૦ ઉપર ભાષ્ય રચ્યાં છેઃ— ૧ ઈશ, ૨ કેન, ૩. કઠ, ૪. પ્રશ્ન, ૫. મુંડક, ૬. માંડૂક્ય, ૭ તૈત્તિરીય, ૮ ઐતરેય, ૯. છાંદોગ્ય, ૧૦ બૃહદારણ્યક. મુક્તિકોપનિષદ પણ જે દશ ઉપનિષદોને જ્ઞાન અને મુક્તિ માટે 'પઢવાનુ' કહે છે, તે એ જ છે. જોકે, તેની તે ગણતરી પ્રાચીનતાની દૃષ્ટિએ નથી; કારણ કે, પ્રથમ તો તે માત્ર એકલા માંડૂક્યને જ મુક્તિ માટે પૂરતું કહી, એ એકલાને જ ભણવાની વાત કરે છે; અને તેનાથી ન પતે તો ૧૦, ૩૨ કે ૧૦૮ ઉપનિષદ ભણવાનું કહે છે.

મળે છે એ વાર્તાની વિગતોના વિસ્તાર ઉપરથી એ ઉપનિષદોને પહેલાંનું, પછીનું એવા ક્રમમાં જરૂર ગોઠવી શકાય. પરંતુ એ કસોટી પણ અંતિમ કસોટી ન કહેવાય; તેમ જ તે સર્વ સ્થળે પણ કામ ન દે.

(૩) ત્રીજી અને કંઈક મુશ્કેલ એવી કસોટી કોઈ એક વિચારનો થતો જતો વિકાસ છે. જેમ કે, બે આત્માઓ અર્થાત્ જીવાત્મા અને પરમાત્મા વચ્ચેના સંબંધ વિષેનો મુદ્દો કઠ, મુંડક, અને શ્વેતાશ્વતર એ ત્રણમાં આવે છે; તેમાં કઠોપનિષદમાં એ બંનેને સમાનપણે કર્મ-ફળ ચાખતા નિરૂપ્યા છે; ત્યારે મુંડકમાં એકને જ કર્મફળ ભોગવતો નિરૂપ્યો છે, અને બીજાને તો માત્ર જોઈ રહેનારો વર્ણવ્યો છે; ત્યારે શ્વેતાશ્વતરમાં તો મુંડકની કલ્પનામાં લાલ, ધોળી અને કાળી એવા ત્રણ રંગોવાળી અજન્મા પ્રકૃતિનો ઉમેરો કરી, જીવાત્માને એકલાને તેનું સેવન કરતો વર્ણવ્યો છે, અને બીજાને તેનો ત્યાગ કરતો વર્ણવ્યો છે. આમ એક જ વિચારની બાબતમાં જે વિશેષ તથા પછીના સમયમાં પ્રાધાન્ય પામેલી વિગતોની દૃષ્ટિએ વિકાસ થયેલો માલૂમ પડે, તે ઉપરથી તે તે ઉપનિષદનો ક્રમ ગોઠવી શકાય. પરંતુ આમાંય કયા વિચારને મૂળભૂત ગણવો, એ નક્કી કરવામાં ઘણી વાર વાસ્તવિક તથ્ય કરતાં વૈયક્તિક વલણ વધુ કામ કરતું હોય છે.

(૪) એ સૌ કરતાં ખાતરી લાયક કહી શકાય તેવી કસોટી તે ઉપનિષદોએ એકબીજામાંથી કોઈ ખાસ સિદ્ધાંત કે નામની બાબતમાં કરેલા ઉતારા છે[૧]. પરંતુ આવા ઉતારા બહુ ઓછા હોય છે, એટલે આનો ઉપયોગ બધે થઈ શકતો નથી.

(૫) ઉપમાઓ, દૃષ્ટાંતો, વિવરણો વગેરે ઉપરથી કયું ઉપનિષદ પ્રાચીન છે અને કયું પછીનું છે એ નક્કી કરી શકાય. જેમ કે જૂના ઉપનિષદમાં બ્રાહ્મણગ્રંથોમાં પ્રચલિત વિચિત્ર ઉપમાઓ અને નિરુક્ત-પદ્ધતિનાં વિવરણો હોય.

---

૧ જેમ કે તૈત્તિરીય ઉપ૦ (૧૭) 'ઋષિએ કહ્યું છે' એમ જણાવી, બૃહદારણ્યક ઉપનિષદમાં નિરૂપેલ (૧-૪૧૭) 'પાંક્ત'—પાંચનાં જોડકાં નિરૂપે છે મૈત્રાયણીય ઉપનિષદ પણ 'બીજે કહ્યું છે' એમ કહી બૃહ૦, છાંદો૦, કઠ૦, પ્રશ્ન વગેરેમાંથી ઉતારા કરે છે.

(૬) ગ્રથો સિદ્ધાતો દેશો, નદીઓ પર્વતો, લોકો નગરો સામાજિક રીતરિવાજો વગેરેના ઉલ્લેખ ઉપરથી પણ કેટલાક ઉપનિષદોને જૂના કે નવા કહી શકાય

જોકે, દરેક ઉપનિષદમા પાછા જુદા જુદા કાળના એકમો એકઠા થયેલા છે એવી — કેટલાક દાખલામા તો સ્વયસિદ્ધ જેવી દેખાતી — માન્યતા સ્વીકારીએ તો તો પછી એ બધા એકમોને પાછા ઐતિહાસિક ક્રમમા ગોઠવવાનુ વધુ ઝઝટભર્યુ કામ ઊભુ થાય એ બધા જુદા જુદા એકમોના અસ્તિત્વને બને તેટલુ ધ્યાનમા રાખીને પણ દરેક ઉપનિષદને એક આખુ એકમ ગણવા જતા, તેરે ઉપનિષદોને ઉપર જણાવેલી બધી કસોટીઓનો બને તેટલો ઉપયોગ કરીને, ઐતિહાસિક કાલક્રમમા ગોઠવવા જઈએ, તો નીચે પ્રમાણે પાચ જુદા વિભાગો પડીને ઊભા રહે છે[૧] —

૧ બૃહદારણ્યક અને છાદોગ્ય
૨ ઈશ અને કેન
૩ ઐતરેય, તૈત્તિરીય અને કૌષીતકિ
૪ કઠ મુડક, અને શ્વેતાશ્વતર
૫ પ્રશ્ન મૈત્રી અને માડૂક્ય

આ દરેક વિભાગમા પાછા જે ક્રમે નામો છે, તે ક્રમ પણ અભિપ્રેત છે એ સમજી લેવુ

હવે આપણે આ તેર ઉપનિષદ ગ્રથો અત્યારે વૈદિક સાહિત્યમા કેવી રીતે ઉપલબ્ધ થાય છે, તે જોઈએ દરેક વેદની 'સહિતા' એટલે મત્રસૂક્તોનો સમૂહ, એ જ ખાસ વેદગ્રથ છે તેમા યજુર્વેદની શુક્લ યજુર્વેદ સહિતા અને કૃષ્ણ યજુર્વેદ સહિતા એમ બે સહિતાઓ છે તેમા પાછી કૃષ્ણ યજુર્વેદની સહિતાની અનેક શાખાઓ છે, જેમાની તૈત્તિરીય સહિતા અને મૈત્રાયણી સહિતા એ બે મુખ્ય છે શાખાઓમા અરસપરસ તફાવત બહુ ઓછો હોય છે દરેક વેદ સહિતાની એમ શાખાઓ હોય છે

૧ તેની વિસ્તારથી ચર્ચા માટે જુઓ 'ક્રિએટિવ પીરિયડ' બેલ્વલ્કર રાનડે પા ૮૭ ૯૦

હવે દરેક વેદસંહિતા દીઠ પાછા બ્રાહ્મણગ્રંથો અને આરણ્યકગ્રંથો ગણાવાય છે બ્રાહ્મણગ્રંથોમાં મુખ્યત્વે યજ્ઞવિધિ–કર્મકાંડનું વિસ્તૃત નિરૂપણ હોય છે, અને આરણ્યક ગ્રંથોમાં — કે જેમનો સમાવેશ કેટલેક અંશે બ્રાહ્મણગ્રંથોમાં થઈ જતો હોય છે, અને કેટલેક અંશે જે સ્વતંત્ર ગ્રંથો પણ મનાય છે — અરણ્યમાં – એકાંતમાં કરવાનાં – કરાતાં ચિંતનો અને ઉપાસના-વિધિઓ મુખ્યત્વે હોય છે

આપણાં તેર ઉપનિષદોમાંથી કેટલાંક અત્યારે જુદા જુદા વેદોની સંહિતાઓ અને આરણ્યકોના ભાગરૂપે મળે છે. જેમ કે ઈશ ઉપનિષદ એ શુક્લ યજુર્વેદ સંહિતાનું છેલ્લું (૪૦મું) પ્રકરણ છે (જોકે તે 'ખિલ' કહેવાય છે.), કેન ઉપનિષદ સામવેદની જૈમિનીય અથવા તલવકાર શાખાના 'જૈમિનીય ઉપનિષદ બ્રાહ્મણ'[૧] નામના આરણ્યકનો ભાગ છે, કઠ ઉપનિષદને કૃષ્ણ યજુર્વેદ સંહિતાની કાઠક શાખા સાથે સંબંધ હશે, જોકે અત્યારે તે કોઈ આરણ્યક સાથે જોડાયેલું નથી મળતું. તે જ પ્રમાણે પ્રશ્ન, મુંડક અને માંડૂક્ય એ અથર્વવેદનાં ઉપનિષદો ગણાય છે, પરંતુ તે વેદનો કોઈ આરણ્યક ગ્રંથ તો છે નહીં; અને તે વેદની સંહિતામાં કે પછીના સમયમાં રચાયેલું તેનું એકમાત્ર જે ગોપથ બ્રાહ્મણ, તેમાં પણ એ ઉપનિષદો છે નહીં, એટલે તેઓ એ વેદના કોઈ લુપ્ત થઈ ગયેલા બ્રાહ્મણના ભાગ મનાય છે એટલું જ. તૈત્તિરીય ઉપનિષદ કૃષ્ણ યજુર્વેદની તિત્તિરિ શાખાનું ગણાય છે, અને તેના તૈત્તિરીય બ્રાહ્મણના ભાગરૂપ જે તૈત્તિરીય આરણ્યક, તેમાં છેવટે આવે છે. ઐતરેય ઉપનિષદ ઋગ્વેદનું ગણાય છે, અને તે ઋગ્વેદના ઐતરેય બ્રાહ્મણ સાથે જોડાયેલા ઐતરેય આરણ્યકમાં જ આવે છે છાંદોગ્ય ઉપનિષદ સામવેદનું ગણાય છે, અને તે તેના અત્યારે લુપ્ત થઈ ગયેલા બ્રાહ્મણનો જ ભાગ ગણાય છે. બૃહદારણ્યક ઉપનિષદ શુક્લ યજુર્વેદનું ગણાય છે, અને તેના શતપથ બ્રાહ્મણમાં આખું આવે છે. શતપથ બ્રાહ્મણના ૧૪મા ખંડનો પ્રથમ ત્રીજો ભાગ આરણ્યક છે, ત્યારે બાકીનો ભાગ એ બૃહદારણ્યક ઉપનિષદ છે. (જોકે મૂળ શતપથ બ્રાહ્મણ ૧૦ ખંડ સુધીનું ગણાય છે.) ઋગ્વેદના કૌષીતકિ બ્રાહ્મણનો અંત કૌષીતકિ અથવા શાંખાયન

૧ જૈમિનીય બ્રાહ્મણના પોતાના તો તૂટક ભાગો જ અત્યારે મળે છે.

આરણ્યકથી આવે છે, અને કૌષીતકિ ઉપનિષદ એ આરણ્યકનો જ એક ભાગ છે. શ્વેતાશ્વતર અને મહાનારાયણ ઉપનિષદ[1] તૈત્તિરીય આરણ્યકના ખિલ—પરિશિષ્ટ રૂપે મળે છે, એટલે તે પણ કૃષ્ણ યજુર્વેદનાં ગણાય. મૈત્રાયણીય ઉપનિષદ કેટલીક પ્રતોમાં કૃષ્ણ યજુર્વેદની મૈત્રાયણીય સંહિતાના જ એક ભાગ તરીકે મળે છે; પરંતુ તે બહુ પછીના સમયમાં—બુદ્ધની પણ પછીના સમયમાં—રચાયેલું છે, એવું તેની અંદરના પુરાવાઓ ઉપરથી જણાય છે.

### ૩. ઉપનિષદોનો કાળ

હવે આપણે આ ઉપનિષદ્ગ્રંથો રચાયાનો કાળ કંઈક નક્કી કરવા પ્રયત્ન કરીએ

ઉપર જણાવ્યું તે પ્રમાણે, બૃહદારણ્યક ઉપનિષદ આખું શુક્લ યજુર્વેદના શતપથ બ્રાહ્મણમાં આવે છે.

હવે શતપથ બ્રાહ્મણમાં મધુકાંડને અંતે,[2] ગુરુશિષ્યપરંપરાનું વૃક્ષ—વંશાવળી આપેલી છે; બૃહદારણ્યક ઉપનિષદમાં પણ ૪-૬ માં આને જ મળતી વંશાવળી થોડા ફેરફાર સાથે આપી છે. બંનેની આ વંશાવળીને આપણે નં. ૧ નામથી સંબોધીશું.

શતપથ બ્રાહ્મણમાં પાછી તદ્દન જુદાં જ નામોવાળી બીજી એક વંશાવળી ગ્રંથને છેડે આપેલી છે; બૃહદારણ્યકોપનિષદને છેડે પણ તેને જ મળતી વંશાવળી આપી છે. બંનેની આ વંશાવળીને આપણે નં. ૨ નામે ઓળખીશું.

આ નં. ૨ વાળી વંશાવળીમાં સાંજીવીપુત્ર નામે જે ઋષિ આવે છે, તે સાંજીવીપુત્ર બીજા એક ઋષિ માંડૂકાયનિના પણ શિષ્ય હતા; તે માંડૂકાયનિ ઋષિ પોતાનાથી દશ પગથિયાં પહેલાં આવતા તુરકાવષેયના શિષ્ય હતા. તે તુરકાવષેયે સીધું પ્રજાપતિ પાસેથી, અને પ્રજાપતિએ સ્વયંભૂ બ્રહ્મા પાસેથી જ્ઞાન મેળવ્યું હતું. આ માંડૂકાયનિનો તુરકાવષેય

૧ આ ઉપનિષદ બહુ પછીના વખતમાં તૈત્તિરીય આરણ્યકમાં ઉમેરાયુ છે, એ નક્કી છે

૨. યાજ્ઞવલ્ક્યકાંડને અંતે પણ એક વંશાવળી છે; પણ તે મધુકાંડને અંતે આવતી વંશાવળીને મળતી જ છે; કશો ખાસ ફેર નથી

અને પ્રજાપતિ તથા સ્વયંભૂ બ્રહ્મા સુધીનો વંશ શતપથના ૧૦ મા અધ્યાયમાં અને બૃહદારણ્યકને અંતે એમ બને ઠેકાણે જુદો બતાવ્યો છે. તેને આપણે નં. ૩ વાળો ટુકડો કહીશું.

હવે આપણે આ નં. ૧ તથા નં. ૨ વાળી વંશાવળીઓ પુરાણોમાં સંઘરાયેલી રાજાઓની વંશાવળીને ક્યાં ક્યાં અડકે છે તે શોધીએ, તો રાજવંશને આધારે આ ગુરુ-શિષ્ય વંશનો સમય પણ આપણે પકડી શકીએ.

પ્રથમ આપણે તે વંશાવળીઓમાંથી ઉપનિષદોમાં આવતાં કેટલાંક મુખ્ય પાત્રોનાં નામ સુધીની ગુરુ-શિષ્ય-પરંપરા નીચે ઉતારીએ.

**નં. ૨ [શતપથને અંતે તથા બૃહદારણ્યકને અંતે]**

૫૮ આદિત્ય
૫૭ અંભિણી
૫૬ વાગ્દેવી
૫૫ કસ્યપ નૈધ્રુવિ
૫૪ શિલ્પ કસ્યપ
૫૩ હરિત કસ્યપ
૫૨ અસિત વાર્ષગણ
૫૧ જિહ્વાવત્ બાધ્યોગ
૫૦ વાજશ્રવા
૪૯ કુશ્રિ
૪૮ ઉપવેશિ
૪૭ અરુણ
૪૬ ઉદ્દાલક
૪૫ યાજ્ઞવલ્ક્ય
૪૪ આસુરિ
૪૩ આસુરાયણ
૪૦ સાંજીવીપુત્ર

**નં. ૩ (છૂટો ટુકડો)**

૫૨ બ્રહ્મન્ સ્વયંભૂ
૫૧ પ્રજાપતિ
૫૦ તુરકાવષેય
૪૯ યજ્ઞવચસ્ રાજસ્તંબાયન
૪૮ કુશ્રિ
૪૭ વાત્સ્ય
૪૬ શાંડિલ્ય
૪૫ વામકક્ષાયણ
૪૪ માહિત્થિ
૪૩ કૌત્સ
૪૨ માંડવ્ય
૪૧ માંડૂકાયનિ
૪૦ સાંજીવીપુત્ર

હવે આપણે મહાભારતની નીચેની હકીકત પ્રથમ યાદ કરી જઈએ પાડવોના પુરોહિત આપોદ ધૌમ્યને ત્રણ શિષ્યો હતા ઉપમન્યુ આરુણિ ઉદ્દાલક પાચાલ્ય, અને વેદ તેમાનો વેદ યુધિષ્ઠિરના પ્રપૌત્ર જનમેજયનો પુરોહિત થયો હતો (આદિ૦ ૩ ૭૮ ૮૦) ઉદ્દાનક તો અરુણ ઔપવેશ ગૌતમનો પુત્ર તથા શિષ્ય હતો (બૃહદા૦ ૬ ૫ ૩) હવે મહાભારતમા (૧-૧૨૨, ૩-૧૩૨, ૧૨-૩૪, ૧૩-૧૬૫) અનેક સ્થળે જણાવ્યુ છે કે, એ ઉદ્દાલકે પોતાના એક શિષ્ય દ્વારા પોતાની સ્રીમા શ્વેતકેતુ ઔદ્દાલકિ આરુણેય નામનો પુત્ર ઉત્પન્ન કરાવ્યો હતો આ ઉપરાત તેને નચિકેતસ્ નામે પુત્ર તેમ જ સુજાતા નામની કન્યા હતી (મહા૦ વન૦ ૧૩૪) કઠોપનિષદમા નચિકેતાના પિતાને ઔદ્દાલકિ આરુણિ કહ્યો છે, અને શકરાચાર્યે પોતાના ભાષ્યમા ઔદ્દાલકિ એટલે ઉદ્દાનક એવો જ અર્થ કરવાનુ સૂચવ્યુ છે તેને જ શરૂઆતમા વાજશ્રવા પણ કહ્યો છે અને આપણે ઉપરની વશાવળીમા જોઈ શકીએ છીએ કે વાજશ્રવા એ તેનો દાદાગુરુ હતો

આપણે આ હકીકતને ધ્યાનમા રાખી, ઉપરની વશાવળી રાજવશને કયે ઠેકાણે અડકે છે તે તપાસીશુ, તો તરત જણાઈ આવશે કે, કુશ્રિ આગરાનો કાળ મહાભારતના યુદ્ધકાળને અડે છે કારણ કે કુશ્રિનો શિષ્ય વાત્સ્ય જનમેજયના સર્પસત્ર વખતે હાજર હતો એટલુ જ નહિ, પણ ભીષ્મના દેહત્યાગ વખતે પણ હાજર હતો [1] ઉપરાત તે જ પરપરામા કુશ્રિનો ગુરુનો ગુરુ તુરકાવષેય પણ જનમેજયના રાજ્યાભિષેક વખતે હાજર હતો [2] હવે તુરકાવષેય તો બ્રાહ્મણવિદ્યાનો (શતપથ અને બૃહદારણ્યકોપનિષદમા જણાવ્યા પ્રમાણે) સૌથી પ્રથમ જાણકાર છે કારણ કે તેણે જ પ્રજાપતિ પાસેથી તે જ્ઞાન સીધુ મેળવ્યુ છે અને વ૨ નાગી મુખ્ય વશાવળીમા પણ કુશ્રિથી છઠ્ઠા કશ્યપ નૈધ્રુવિએ એ જ્ઞાન વાગ્દેવી પાસેથી બારોબાર મેળવ્યુ છે એટલે શત

1 આદિ૦ ૫૩ ', શાતિ૦ ૪૬ ૬
2 ઐતરેય બ્રાહ્મણ ૪-૨૭, ૭-૩૪ ૮ ૩૧

પથને અંતે અને બૃહદારણ્યકોપનિષદને અંતે આપેલો વંશ આખા ગ્રંથની વિદ્યા માટે લાગુ પડતો હોય, તો તે આખા ગ્રંથની વિદ્યાની શરૂઆતનો કાળ જનમેજયના કાળથી બે-ચાર પેઢી ઉપરના કાળમાં જ મૂકવો જોઈએ. એટલે કે, મહાભારતના યુદ્ધકાળની શરૂઆતમાં જ બ્રાહ્મણવિદ્યાની શરૂઆતનો કાળ પડે.

હવે શતપથના મધુકાંડમાં અને બૃહદારણ્યકના ૪ – ૬ માં આપેલી નં. ૧ વાળી વંશાવળીમાં પણ કુશ્રિના શિષ્યો શાંડિલ્ય અને વાત્સ્ય (મનુષ્યોમાં) શરૂઆતથી સાતમા છે એટલે કે, મધુવિદ્યાની શરૂઆત પણ મહાભારતના યુદ્ધકાળથી એકાદ બે પેઢી દૂર જેટલા કાળમાં પડે છે.

અર્થાત્ ટૂંકમાં, શતપથ બ્રાહ્મણ તથા બૃહદારણ્યક ઉપનિષદોમાં આપેલ વંશાવળીઓ લગભગ મહાભારતના યુદ્ધકાળમાં શરૂ થાય છે; અને તેમની શરૂઆતમાં સ્વયંભૂ બ્રહ્મા કે આદિત્ય જેવી અપૌરુષેય વ્યક્તિઓનાં જ નામ છે. એટલે એ આખી વિદ્યા તથા તે જાતની ક્રિયાકાંડની પરંપરાનો ઊગમ, તે વંશાવળીઓ પ્રમાણે, મહાભારતના યુદ્ધકાળમાં પડે છે.

હવે નં. ૧ વાળી વંશાવળીમાં વાત્સ્યથી ચોવીસેક પેઢી બાદ ભારદ્વાજ – આસુરાયણ – ગૌતમ (= યાસ્ક) અર્થાત્ નિરુક્તકાર યાસ્કનું નામ આવે છે. હવે વાત્સ્ય જનમેજયનો સમકાલીન હતો, અને પરીક્ષિતનો રાજ્યાભિષેક, પુરાણોની ગણના પ્રમાણે (હવે પછી આપણે જોઈશું તેમ), ઈ સ. પૂ. ૧૩૩૮માં થયેલો ગણી શકાય છે. તો પછી વાત્સ્યથી ૨૩ – ૪મી પેઢીએ આવનાર યાસ્ક બૌદ્ધકાળથી (ઈ સ. પૂ ૬૦૦– ૫૦૦) પૂર્વે એક બે સૈકાં જેટલા કાળમાં જ આવી રહે. અને તેમનો કાળ વસ્તુતાએ પણ ઈ. સ. પૂ ૭૦૦ મુકામ છે. યાસ્કના વખતમાં તો વેદોમાં વર્ણવેલા દેવો કોણ છે એવી ચર્ચા શરૂ થઈ ગઈ છે; તથા યાસ્ક પોતે તેમને આકાશ વગેરેની પ્રાકૃતિક શક્તિઓરૂપ જ માને છે. તે જોતાં આ વિસંગત પણ નથી લાગતું. હવે યાસ્ક પછી જુદી જુદી વંશાવળીઓમાં ૧૫ થી ૧૯ પેઢીઓ જ આગળ ગણાવવામાં

આવે છે. એટલે યારક પછી બસોએક વર્ષના ગાળામાં જ બૌદ્ધ – જૈન ધર્મોનો ઉદય થતાં બ્રાહ્મણગ્રંથોની મહત્તા ઘટી ગઈ હોય, અને તેથી તેમની વંશાવળીઓ ચાલુ રાખવાનું બંધ થયું હોય એ બનવા જોગ છે

મહાભારતના યુદ્ધનો કાળ ઈ સ પૂ ૧૪૨૪ કબૂલ રાખીએ, તો બ્રાહ્મણગ્રંથોનો કાળ બૌદ્ધકાળથી લગભગ આઠસો વર્ષ પૂર્વે શરૂ થાય છે, એમ કહી શકાય. અને ઉપનિષદોમા પ્રાચીન ગણાતું બૃહદારણ્યક પણ શતપથ બ્રાહ્મણની જ વંશાવળી સ્વીકારતું હોવાથી એનો કાળ પણ એ જ કહેવાય. ઉપરાંત પ્રાચીન ઉપનિષદોના કેટલાંક જાણીતા પાત્રો, જેવા કે, ઉદ્દાલક આરુણિ, યાજ્ઞવલ્કય, વગેરે પણ તુરકાવષેયની શિષ્યપરંપરામા આવતા હોઈ, પરીક્ષિત અને જનમેજયના રાજ્યકાળમાં જ પડે છે.

વળી સામવેદના વંશબ્રાહ્મણમાં નીચેની વંશપરંપરા આવે છે :– જ્યશુષ્મ – ઇદ્રોત શૌનક – દતિ ઐન્દ્રોત શૌનક – પુલુષ પ્રાચીનયોગ્ય – સત્યયજ્ઞ પૌલુષિ.

આમાં જ્યશુષ્મના શિષ્ય ઇંદ્રોત શૌનકે (શતપથ ૧૩. ૫. ૪. ૧) પરીક્ષિતના પુત્ર જનમેજય માટે યજ્ઞ કર્યો હતો. વળી તેમાં જ જણાવ્યું છે કે, તે જનમેજયને ભીમસેન, ઉગ્રસેન શ્રુતસેન વગેરે ભાઈઓ હતા મહાભારતમાં ૧. ૩ ૧ પણ જનમેજયના એ ભાઈઓ ગણાવ્યા છે. અને ઐતરેય બ્રાહ્મણમાં તો એમ પણ જણાવ્યુ છે કે, (૧૩ – ૨૧) તુરકાવષેયે આ જનમેજયનો રાજ્યાભિષેક કર્યો હતો અર્થાત્ તુરકાવષેય અને ઇદ્રોત શૌનક એ બે સમકાલીન હતા. હવે છાંદોગ્યોપનિષદમાં (૫ ૧૧) જણાવ્યા પ્રમાણે, સત્યયજ્ઞ પૌલુષિ પ્રાચીનશાલ ઔપમન્યવ, અને બુડિલ આશ્વતરાશ્વિ વગેરે ઉદ્દાલક આરુણિ પાસે શીખવા ગયા. એ જ બુડિલે જનક વૈદેહ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરી હતી, કે જે જનક ઉપનિષદોમાં જાણીતો યાજ્ઞવલ્કયનો પરિચયી હતો આ જોતાં જણાશે કે, આપણે મહાભારતના યુદ્ધકાળમાં જ વર્તતાં પાત્રો સાથે ફરી રહ્યા છીએ.

| રાજા | ઋષિ |
| --- | --- |
| (વેદવ્યાસ) | તુરકાવષેય |
| પાંડુ | યજ્ઞવચસ્ રાજસ્તંબાયન |
| અર્જુન | કુશ્રિ વાજશ્રવસ્ |
| અભિમન્યુ | ઉપવેશિ |
| પરીક્ષિત | અરુણ |
| જનમેજય | ઉદ્દાલક આરુણિ |
| શતાનીક – ૧ | યાજ્ઞવલ્કય. |

હવે આપણે ઉપનિષદયુગનો છેડો કયાં આગળ અડકે છે એ જોઈએ આપણે જે ૧૩ અથવા ૧૦ પ્રાચીન ઉપનિષદો ગણ્યાં, તેમાં પ્રશ્નોપનિષદનો સમાવેશ થઈ જાય છે તે ઉપનિષદમા જે ૭ સમકાલીન બ્રહ્માન્વેષકો જણાવ્યા છે, તેમા એકનુ નામ કબંધી કાત્યાયન છે. મૂળ વાક્ય આ પ્રમાણે છે‌—"સુકેશા ભારદ્વાજ, સત્યકામ શૈબ્ય, ગાર્ગ્ય સૌર્યાયણી, આશ્વલાયન કૌશલ્ય, ભાર્ગવ વૈદર્ભિ અને કબંધી કાત્યાયન — આ છ જણા બ્રહ્મપર, બ્રહ્મનિષ્ઠ, તથા બ્રહ્મવિદ્યાના અન્વેષકો હતા 'ભગવાન પિપ્પલાદ બધું આપણને શીખવશે' એમ માની તેઓ તેમની પાસે ગયા." પિપ્પલાદ મુનિને કબંધી કાત્યાયને એમ પૂછયું કે, "આ બધી પ્રજાઓ કયાંથી ઉત્પન્ન થાય છે?" ત્યારે પિપ્પલાદે તેને એવો જવાબ આપ્યો કે, "પ્રજાપતિએ સર્જેલા રયિ અને પ્રાણના જોડકામાંથી" રયિ એટલે સર્વ જડ તત્ત્વોના સારભૂત તત્ત્વ; અને પ્રાણ એટલે જીવનતત્ત્વ

હવે બુદ્ધનો સમકાલીન રાજા અજાતશત્રુ બુદ્ધને કહે છે[૧] કે, મેં જુદા જુદા આચાર્યોને તત્ત્વ વિષે જુદા જુદા પ્રશ્નો પૂછ્યા, તો તેમણે મને તેમનો આવો આવો જવાબ આપ્યો. આમ તે પૂરણ કસ્સપ, મક્ખલિ ગોસાલ, અજિતકેસકંબલી, સંજય બેલટ્ઠિપુત્ત, નિગંઠ નાતપુત્ત વગેરેના જવાબ વર્ણવતાં વર્ણવતાં પકુધ કચ્ચાયનનો જવાબ આ પ્રમાણે કહે છે. "પૃથ્વી, જળ, તેજ, વાયુ, સુખ, દુખ અને જીવ આ સાત

૧ દીઘનિકાય, સામઞ્ઞફલસુત્ત

પદાર્થો છે. તે કોઈએ કરેલા કે કરાવેલા નથી. તેઓ કૂટસ્થ—અચલ છે તે હાલતા નથી, બદલાતા નથી. . . ”

હવે પકુધ કે કકુદ કચ્ચાયન એટલે પ્રશ્નોપનિષદનો કબંધી કાત્યાયન જ છે કારણ કે કકુદ અને કબંધી એ બંને વિશેષણોનો અર્થ એક જ થાય કે “ખૂંધવાળો.” ‘ખૂંધવાળો કાત્યાયન’ એવું નામ કંઈ અનેક માણસોનું ન હોઈ શકે આ ખૂંધા કાત્યાયનનો ઉલ્લેખ બૌદ્ધ સાહિત્યમા અનેક વાર આવે છે, અને તેને ઉપરના બીજા પાચ તીર્થિકો સાથે જ મૂકવામા આવે છે. એ બધા જ બુદ્ધના જમાનામાં હયાત હતા કે નહી તે વસ્તુ તે ઉલ્લેખો જોતા નક્કી કરી શકાતી નથી, તે છમાથી નિગ્ગંઠ નાતપુત્ર (મહાવીર) અને મખ્ખલિ ગોસાલ તો બુદ્ધના સમકાલીન હતા જ, એમ આપણે જૈનગ્રંથોના પુરાવાઓ ઉપરથી પણ કહી શકીએ છીએ. તોપણ આ છયે તીર્થિકો બુદ્ધના સમકાલીન હતા એવો જે બૌદ્ધગ્રંથોમાં વારવાર ઉલ્લેખ આવે છે, તે ઉપરથી એટલું તો જણાય છે કે, એ બધા તે અરસામાં — નજીકમાં જ — થઈ ગયેલા હોવા જોઈએ

અર્થાત્ ઉપનિષદકાળની શરૂઆત આપણે મહાભારતના યુદ્ધકાળની ઉપર ક્યાંક મૂકીએ, તો તેનો છેડો બૌદ્ધકાળની લગોલગ મૂકી શકાય.

હવે મહાભારતનું યુદ્ધ કયે વખતે લડાયું, તેની ચોક્કસ ગણતરી નોધાઈ રહે તે માટે પુરાણોએ સપ્તર્ષિચક્રનો ઉપયોગ કર્યો છે પુરાણોમાં જણાવ્યું છે કે, “આકાશમાં સપ્તર્ષિઓના પુલહ અને ક્રતુ એ બે તારાઓ ઉદય વખતે પ્રથમ ઊગેલા દેખાય છે. તે બેની મધ્યમાં દક્ષિણોત્તર રેખામાં અશ્વિની વગેરે નક્ષત્રોમાંનું જે નક્ષત્ર સમપ્રદેશમાં રહેલું જોવામા આવે છે, તે નક્ષત્રની સાથે જોડાઈને સપ્તર્ષિઓ મનુષ્યોનાં સો વર્ષ સુધી રહે છે. તે સપ્તર્ષિઓ પરીક્ષિત રાજાના સમયમાં મઘા (આશ્લેષા) નક્ષત્રમાં રહેલા હતા. શ્રીકૃષ્ણ વૈકુંઠલોકમાં ગયા ત્યારે કલિયુગે લોકમા પ્રવેશ કર્યો છે. પછી જ્યારે સપ્તર્ષિઓ મઘા નક્ષત્રમાંથી પૂર્વાષાઢા નક્ષત્રમાં જશે ત્યારે નંદ રાજાથી માંડીને કલિયુગ વૃદ્ધિ પામશે આંધ્રોના અંત સમયે સપ્તર્ષિઓ ૨૪મા નક્ષત્રમાં

(ઉત્તરાભાદ્રપદામાં) જશે. આંધ્રોના અંત પછીના રાજવંશો ૨૭ મા શતક (ભરણી નક્ષત્ર) આગળ પૂરા થાય છે."

પુરાણોએ આપેલી આ ગણતરીને સમજવા માટે આપણે પરીક્ષિત, મહાનંદ, મહાપદ્મ કે આંધ્રોના અંત પછીના રાજ્યવંશોનો અંત–આ ચારમાંથી કોઈ પણ એક બિંદુનો સમય નિર્ણીત કરવો જોઈએ. હવે આપણે જાણીએ છીએ કે, મહાનંદ અને મહાપદ્મ પછી બહુ થોડે કાળે ચંદ્રગુપ્ત મૌર્ય ગાદીએ આવ્યો હતો. ચંદ્રગુપ્ત મૌર્યનો સમય તેની પછી આવેલા અશોકના શિલાલેખમાં આવતા યોન (યવન-ગ્રીક) રાજાઓના ઉલ્લેખ ઉપરથી નક્કી થાય છે. એ હિસાબે પુરાણોની વંશાવળીમાંથી નંદિવર્ધન, મહાનંદી, મહાપદ્મ અને તેના પુત્રનો જે રાજ્યકાળ આપ્યો છે તે ધ્યાનમાં લેતાં, મહાનંદનો રાજ્યાભિષેક ઈ. સ. પૂ. ૪૦૯માં થયો હોય. એ પ્રમાણે સપ્તર્ષિચક્રની ગણતરી ગણતાં નીચેનું નિશ્ચિત થાય છેઃ—

ઈ. સ. પૂ. ૧૪૨૪ મહાભારતનું યુદ્ધ; પરીક્ષિતનો જન્મ.

ઈ. સ. પૂ. ૧૩૮૮ શ્રીકૃષ્ણનું મૃત્યુ; પરીક્ષિતનો રાજ્યાભિષેક; સપ્તર્ષિઓનું મઘા અથવા આઠમું નક્ષત્ર.

ઈ. સ. પૂ. ૪૦૯ મહાનંદનો રાજ્યાભિષેક; પરીક્ષિતના જન્મ પછી ૧૦૧૫ વર્ષ.

ઈ. સ. પૂ. ૩૮૮ પૂર્વાષાઢા અથવા ૧૮મું ચક્ર શરૂ થયું.

ઈ. સ. પૂ. ૩૭૪ મહાપદ્મ નંદનું રાજ્ય; પરીક્ષિત પછી ૧૦૫૦ વર્ષ.

ઈ. સ. પૂ. ૩૮૮–ઈ. સ. પૂ. ૨૮૮ સપ્તર્ષિઓનું પૂર્વાષાઢા અથવા ૧૮ મું ચક્ર.

સપ્તર્ષિની ગણતરીની સાથે જ પાછાં પુરાણો એક જુદી ગણતરી એ પણ આપી દે છે કે, પરીક્ષિતના જન્મથી માંડીને મહાપદ્મ સુધી ૧૦૫૦ વર્ષ વીત્યાં છે (વાયુ૦ ; મત્સ્ય૦); અને મહાપદ્મના પુરોગામી મહાનંદ સુધી ૧૦૧૫ વર્ષ વીત્યાં છે (બ્રહ્માંડ૦, વિષ્ણુ૦, ભાગવત૦). ઉપરના કોઠામાં આ ગણતરી પણ લક્ષમાં રાખી છે, તે વાચક જોઈ શકશે.

અર્થાત્ ઉપનિષદોનો કાળ ઈ. સ. પૂ. ૧૫૦૦ થી ઈ. સ પૂ. ૬૦૦ સુધીનો કહી શકાય.

અલબત્ત, વેદોનો અને ખાસ કરીને ઋગ્વેદનો કાળ તો મહાભારતના યુદ્ધ આગળ માત્ર પૂરો થાય છે, છેક છેવટના, અર્જુને કરેલા ખાંડવવનના દાહ વખતે જે ચાર 'બ્રહ્મવાદી' (વેદસૂક્ત રચનારા) સારંગો — જરિતારિ, સારિસૃક્ક, સ્તબમિત્ર અને દ્રોણ — વૈશ્વાનર અગ્નિની સ્તુતિ કરીને જીવતા છૂટી ગયા (મહાભારત ૧ ૨૫૫ ૨૫૭), તે ચારનું રચેલું સૂક્ત (૧૦. ૧૪૨) ઋગ્વેદમા છે. (જુઓ સર્વાનુક્રમણિ). જોકે તે ઉપરાંત પુરાણોમાં સચવાયેલી પ્રાચીન રાજ–વંશાવળીઓ પ્રમાણે રામચંદ્રનો સમકાલીન એવો ઉત્તર પાંચાલ રાજ્યવંશનો રાજા દિવોદાસ અને તેના આગળ પાછળના અનેક રાજાઓનો ઉલ્લેખ[1] ઋગ્વેદમાં છે. (જેમ કે ભાર્મ્યાશ્વ મુદ્‌ગલનો ૧૦ – ૧૦૨, ૫, ૯ માં; વધ્ર્યશ્વનો ૬-૧૧-૧; ૧૦-૬૯-૧માં; તેના પુત્ર દિવોદાસનો ૬ ૬૧-૧માં; સંજય, સહદેવ, સોમકનો ૪-૧૫-૪માં; સુદાસ અને પિજવનનો ૭-૧૮-૨૨-૨૩માં; સુદાસ અને દિવોદાસનો ૭૧૮-૨૫માં તથા ૨૨,૨૩માં; સોમક અને સહદેવનો ૪-૧૫, ૭૧૦માં )

અને મૂળ ઋગ્વેદના મંત્રો કંઈ યજ્ઞકાંડ માટે તો નહોતા જ રચાયા; અને છતાં મોટા મોટા યજ્ઞમાં ઉપયોગી થવા અર્થે સામવેદ

---

૧ પૌરવ રાજા દુષ્યંતના પુત્ર ભરતથી સાતમી પેઢીએ થયેલા અજમીઢ રાજાના પુત્ર નીલથી ઉત્તર પાચાલ વંશ શરૂ થયો તેના વંશમા મહાભારતના યુદ્ધ વખતે સમકાલીન એવા દ્રુપદ રાજા સુધીની નીચેની પેઢીઓ ગણાવાય છે: — નીલ, સુશાંતિ; પુરુજાનુ, ઋક્ષ (નૃક્ષ), ભૃમ્યશ્વ, મુદ્‌ગલ, વધ્ર્યશ્વ, દિવોદાસ, (મિત્રાયુ, મૈત્રેયસોમ આ બંને બ્રાહ્મણ થઈ જતા તેના પિત્રાઈ પક્ષના સુંજયનો પુત્ર પિજવન ગાદીએ આવ્યો), પિજવન, સુદાસ, (તેનો કાકો) સહદેવ, સોમક, જંતુ, (તેનાથી આઠમી પેઢીએ)* પૃષત, દ્રુપદ.

* સુંજયના વંશમા દશમા આવેલા દુષ્કૃતુને ભીષ્મના પિતા શાંતનુના ભાઈ બાહ્લિકે હરાવ્યો હતો (શતપથ બ્રાહ્મણ) એ પ્રમાણે ગણતા આમ દિવોદાસથી અર્જુન વચ્ચે ૧૨ પેઢી થાય, તે જ અરસામાં અંગવંશની, મગધવંશની અને કાશીવંશની પણ ૧૩ પેઢી થાય છે; તથા ઇક્ષ્વાકુ અને જનકવંશની ૧૫ પેઢી થાય છે.

અને યજુર્વેદની સંહિતાઓ છે; એટલે તે તો પછીથી જ્યારે યજ્ઞકાંડ વધુ જોરમાં આવ્યો ત્યારે જ રચાવા લાગી હશે. અને બધાં પુરાણોમાં ઉલ્લેખ છે કે, દક્ષિણ પાંચાલદેશનો બ્રહ્મદત્ત રાજા, કે જે ભીષ્મના પિતા શંતનુના દાદા પ્રતીપનો સમકાલીન હતો, તેના બે અમાત્ય કંડરીક અને બાભ્રવ્ય પાંચાલે વેદોનો ઋગ્, યજુસ્ અને સામન્ એ ત્રણ વિભાગમાં સંગ્રહ કર્યો હતો. ઉપરાંત બધાં પુરાણો એક અગત્યનો ઉલ્લેખ સંઘરે છે કે, મંત્રો ત્રેતાયુગમાં ગોઠવાયા (સંહિત); વેદોની વ્યવસ્થા દ્વાપર યુગમાં થઈ, અને યજ્ઞની સ્થાપના પણ તે યુગમાં થઈ. બ્રાહ્મણગ્રંથોના વંશો પણ દ્વાપરયુગમાં એટલે કે શ્રીકૃષ્ણના મૃત્યુ પહેલાંના સમયમાં જ શરૂ થાય છે, એ આપણે જોઈ આવ્યા. અને પુરાણો રામચંદ્રને દ્વાપરયુગની શરૂઆતમાં મૂકે છે; અને બીજી બાજુ તેમની પછી, બીજા અનેક રાજ્યવંશોમાં પણ, મહાભારતના યુદ્ધ સુધીમાં ૧૫થી વધુ પેઢીઓ મૂકનાં નથી. એ જોતાં બ્રાહ્મણકાળ મહાભારતના યુદ્ધકાળની પહેલાં એક બે સૈકાંથી પહેલો મૂકવાની જરૂર નથી. અને જૂનામાં જૂનાં ઉપનિષદો બૃહદારણ્યક અને છાંદોગ્ય પણ બ્રાહ્મણગ્રંથોની વિદ્યાના જ એક ભાગરૂપ મુખ્યત્વે છે; એટલે ઉપનિષદ્કાળને પણ બ્રાહ્મણકાળથી બહુ પહેલાં લઈ જવાની જરૂર નથી. અલબત્ત, આપણે એ સાહિત્ય ગ્રંથસ્થ થઈ, ગુરુપરંપરામાં શીખવાતું આવ્યું તેની વાત કરીએ છીએ. તેમાંના સિદ્ધાંતો તે અગાઉ કેટલાય વખત પહેલેથી ચાલ્યા આવ્યા હશે, એમાં શંકા નથી.

### ૪. મુંડક ઉપનિષદ

હવે આપણે મુંડક ઉપનિષદમાં આવતા કેટલાક ઉલ્લેખો વગેરે ઉપરથી બીજાં ઉપનિષદો સાથેનો કે બીજા સિદ્ધાંતો સાથેનો તેનો સંબંધ તેમજ કાલક્રમ નક્કી કરવા પ્રયત્ન કરીએ.

મુંડકોપનિષદનો સમય છાંદોગ્ય પછીનો તો છે જ, તે નીચેના શ્લોકો[1]ની અરસપરસ સરખામણી કરતાં સ્પષ્ટ જણાઈ આવશે તેનો

1. મું. ૧ ૨ ૧૦, અને છા. ૫ ૧૦ ૧. ૯૦; મું. ૨ ૧૫, છાં. ૫. ૩. ૧૦; મું. ૨ ૨ ૭, છા. ૩ ૧૪. ૨, અને ૮ ૧. ૧; મું ૨. ૨. ૧૧, છાં ૭ ૨૯. ૧; મું. ૩. ૧ ૩, છાં. ૭ ૨૬. ૨; મું ૩. ૧. ૪, છાં. ૭. ૨૫. ૪; મું. ૩. ૧. ૪, છાં ૭ ૨૫; મું. ૩. ૧. ૧૦, છાં. ૭. ૮. ૨.

સમય બૃહદારણ્યક પછીનો પણ છે, એ પણ આ સરખામણીઓ કરી જોવાથી જણાઈ આવશે – મુ ૦ ૧ ૧ ૭ અને બૃ૦ ૨ ૧ ૨૦, મુ ૦ ૨ ૨ ૫ અને બૃ૦ ૩ ૮ ૭ તથા બૃ૦ ૪ ૪ ૧૬ પરતુ મુડક પાછુ પ્રશ્ન ઉપનિષદ અને શ્વેતાશ્વતર ઉપનિષદ પહેલાનુ છે, તે આ સરખામણીઓ ફરી જોતા જણાઈ આવશે – મુ ૦ ૨. ૧ ૩ અને પ્રશ્ન૦ ૬ ૪ તથા મુ ૦ ૨ ૨ ૧૦ અને શ્વે૦ ૬ ૧૪

મુડક ઉપનિષદમા પહેલી વાર સાત લોકોનો સખ્યાથી ઉલ્લેખ મળે છે[1] છ વેદાગોની યાદી[2] પણ તેમા પહેલી વાર મળે છે અને ઉપનિષદોના સિદ્ધાત માટે 'વેદાન્ત' એવો પારિભાષિક શબ્દ પણ તેમા જ વપરાયેલો મળે છે[3] અથર્વવેદ શબ્દનો ઉલ્લેખ પણ એવુ સૂચવે છે કે, તેનો સમય શતપથ બ્રાહ્મણ પછીનો છે કારણ કે મૂળ શતપથ બ્રાહ્મણમા (દશમા કાડ સુધીનુ – તેમા) ત્રણ જ વેદનો ઉલ્લેખ છે આપણે પૌરાણિક ઉલ્લેખમા પણ જોયુ કે, ભીષ્મના પિતા શતનુના દાદાના સમકાલીન બ્રહ્મદત્ત રાજાના બે અમાત્યોએ વેદોનો ઋગ્, યજુસ્ અને સામન્ એ ત્રણ વિભાગમા સગ્રહ કર્યો હતો

ઉપનિષદનુ મુંડક નામ કદાચ તેમા ૩ ૨ ૧૦મા જણાવ્યા પ્રમાણે, આ ઉપનિષદ ભણનારને માથા ઉપર અગ્નિ ધારણ કરવારૂપી 'શિરોવ્રત' આચરવુ પડતું, એ ઉપરથી પડ્યુ હોય એમ મને અથવા તો પછી આ ઉપનિષદ એક પ્રકારે 'મુડક' એટલે સન્યાસીઓનુ ઉપનિષદ ગણાતુ હોય આ ઉપનિષદમા (૩–૨–૬) 'સન્યાસયોગ' વડે 'શુદ્ધસત્ત્વ' થવાની વાત આવે છે ૩ ૨ ૪મા નિગયુક્ત 'તપ'ની જે વાત છે તે પણ સન્યાસરૂપી બાહ્ય નિગ — ચિહ્નનો ઉલ્લેખ સૂચવે છે ઉપરાત, ૧ ૨ ૧૨મા કર્મચિત લોકોની 'પરીક્ષા' કરી જોઈને

---

૧ તૈત્તિરીય આરણ્યકમા (૧૦ ૨૭ ૨૮) પણ એ ઉલ્લેખ છે, પરતુ તે દશમો ખડ મુડક પછીનો છે એમ મનાય છે

૨ જોકે 'વેદાગ' એવો શબ્દ નથી વાપર્યો છ વેદાગનો ઉલ્લેખ ઋગ્વેદ પ્રાતિશાખ્ય (૧૪ ૩૦) અને નિરુક્ત (૧ ૨૦)મા મળે છે અને નિરુક્તનો સમય ઈ સ પૂ ૭૦૦ પહેલાનો તો છે જ

૩ શ્વેતા૦ ૬ ૨૨મા વેદાન્તે પરમ ગુહ્યમ્ એવો પ્રયોગ છે

'निर्वेद' પામી, બ્રહ્મનિષ્ઠ ગુરુ પાસે 'समित्पाणि' થઈને જવાનું વિધાન આવે છે.

જોકે, આમ તો બૃહદારણ્યક ઉપ૦માં (૪-૪-૨૨, ૩-૫-૧) પ્રવ્રજ્યા, વ્યુત્થાન, ભિક્ષાચર્ય, અપ્રજપણું, નિર્વેદ વગેરેનો ઉલ્લેખ આવે જ છે. એટલે મુંડક ઉપનિષદ જ સંન્યાસમાર્ગનું પ્રતિપાદન કરે છે, માટે તેનું નામ 'મુંડક' પડ્યું છે એમ તો કહી શકાય નહીં. ઉપરાંત 'મુંડક' શબ્દ સંન્યાસીઓને માટે વપરાવાને બદલે સામાન્ય રીતે બૌદ્ધ વગેરે અવૈદિક ગૃહત્યાગીઓને 'ગાળ' રૂપે જ વપરાયેલો જણાય છે. એટલે તે શબ્દ સંન્યાસીઓ પોતાના પ્રિય ઉપનિષદ માટે તેમ જ તેના અધ્યાયોના પણ નામ તરીકે સ્વીકારે એ બનવા જોગ નથી.

ઊલટું, મુંડક ઉપનિષદમાં એક અંતર્ગત પ્રવાહ તો વૈદિક કર્મ-માર્ગના પ્રતિપાદનનો જ છે. ૧-૨-૧થી માંડીને વૈદિક 'કર્મો'નું 'સત્ય' તરીકે પ્રતિપાદન કરીને તે ઉપનિષદ જણાવે છે કે, 'તે કર્મોને સત્યકામ એવા તમે 'नियतं' આચરો (आचरथ); અને એ જ તમારો આ લોકમાં સુકૃતનો માર્ગ છે' પછી વૈદિક હોમકર્મનું છટાથી વર્ણન કરી તે પાંચમા અને છઠ્ઠા મંત્રમાં જણાવે છે કે, આમ યથાકાળ 'આહુતિઓ' આપનારને એ આહુતિઓ 'દેવોનો એક પતિ' જ્યાં વસે છે, ત્યાં લઈ જાય છે. એ સ્થાનને મુંડકે 'પુણ્ય,' 'સુકૃત' એવો 'ब्रह्मलोक' જ કહ્યો છે. સૂર્યની રશ્મિઓ દ્વારા જતા આ માર્ગે જ પછીના ૧૧મા મંત્રમાં તપશ્રદ્ધાવાળા શાંત, વિદ્વાન, ભિક્ષાચર્યા આચરતા અને અરણ્યમાં વસતા લોકોને પણ જતા કહ્યા છે. ["વિરજ બનેલા એવા તેઓ સૂર્યદ્વારથી જ્યાં તે અમૃત, અવ્યયાત્મા પુરુષ છે ત્યાં જાય છે."] તથા ૩. ૨. ૫ અને ૬ મંત્રમાં જ્ઞાનતૃપ્ત, કૃતાત્મા, વીતરાગ, પ્રશાંત, યુક્તાત્મા, સર્વગને સર્વતઃ પામી સર્વમાં પ્રવેશેલા, ધીર, વેદાંતવિજ્ઞાનસુનિશ્ચિતાર્થ, અને સંન્યાસયોગથી શુદ્ધસત્ત્વ બનેલાઓને પણ બ્રહ્મલોકમાંથી જ સર્વેની સાથે પ્રલયકાળે પરામૃત બની પરિમુક્ત થતા વર્ણવ્યા છે.

અલબત્ત, પછીથી પાછા યજ્ઞયાગરૂપ વૈદિક કર્મમાર્ગને અદૃઢ હોડીઓ કહીને, તથા તે શ્રેયને અભિનંદતા 'કર્મી'ઓને મૂઢ કહીને, અવિદ્યામાં વર્તતા કહીને, અંધ કહીને, 'હીણલોક' કહીને, તથા સ્વર્ગમાંથી

પાછા ફરતા અને હીનતર યોનિને પણ પામતા કહીને, ૧-૨-૭થી ૧૦માં યજ્ઞમાર્ગની નિંદા પણ કરી છે, તથા 'અકૃત' વસ્તુ 'કૃત' થી ન મળે, એમ કહી તે માટે નિર્વેદ પામી, બ્રહ્મનિષ્ટ ગુરુ પાસે જઈ, બ્રહ્મવિદ્યા શીખવાનો આદેશ કર્યો છે; અને એના સાધન તરીકે ૐના અવલંબનવાળો ધ્યાનમાર્ગ જ નિરૂપ્યો છે; અને એ માર્ગે આનંદરૂપ, અમૃત તત્ત્વનો સાક્ષાત્કાર થવો જણાવેલ છે. (૨-૨-૭); તોપણ છેવટના શ્લોકોમાં જ્યાં બ્રહ્મવિદ્યા કોને શીખવવી એવી ચર્ચા છે, ત્યાં "ક્રિયાવંત, શ્રોત્રિય, બ્રહ્મનિષ્ઠ, અને શ્રદ્ધાપૂર્વક એકર્ષિ અગ્નિ કે યજ્ઞનો હોમ કરનારાઓને જ આ બ્રહ્મવિદ્યા શીખવવી" એવું કહેવું છે. એટલે કર્મમાર્ગ વડે – અપરાવિદ્યા વડે – પરિપક્વતા પામવાની અપેક્ષા મુંડક ઉપનિષદને છે, એવું ચોખ્ખું જણાય છે. આમેય પરા અને અપરા વિદ્યા એવા બે ભેદ પાડવા છતાં મુંડકે તે બેને વિરોધી અથવા એક સાચી, અને બીજી 'અવર' – જૂઠી એવા અર્થમાં નિરૂપણ હરગિજ નથી કર્યું.

છેવટે એક કલ્પના એવી ફુરાય છે કે, 'મુંડક' એટલે મુંડન કરનાર – અર્થાત્ અસ્ત્રો. પાછીના વખતમાં એક ઉપનિષદનું 'ક્ષુરિકોપનિષદ' નામ અપાયું છે. અર્થાત્ જેમ ક્ષુરિકા – છરી ગાંઠને ઝટ કાપી નાખે છે, તેમ અવિદ્યા અથવા કામરૂપી ગાંઠને ઝટ કાપી આપનારું ઉપનિષદ તે 'ક્ષુરિકોપનિષદ'. મુંડકોપનિષદ નામ પણ અવિદ્યા વગેરેને કાપી નાખનાર – છોલી નાખનાર એવા અર્થમાં 'અસ્ત્રા' ઉપરથી પડ્યું હોય અને ખરેખર, એ ઉપનિષદનો ગુણ એ જાતનો છે તો ખરો જ.

આરી, યજ્ઞમાર્ગ – કર્મમાર્ગ કે સંન્યાસમાર્ગ એવા કશા એક માર્ગનું પ્રતિપાદન મુંડકમાંથી મળી શકે તેમ નથી. એ બાબતમાં તો એમ કહેવાય કે, મુંડકની દૃષ્ટિ બધી બાબતોમાં ગીતાના જેવી સમન્વયની છે. બૌદ્ધિક જડ ચોકઠાંની રીતે તે કશું નિરૂપણ કરતું જ નથી. અને તેથી એવાં જડ ચોકઠાં લઈ તેના મંતવ્યને પકડવા જનારા વિફળ-છોભીલા બનીને જ ઊભા રહે છે. અને મુંડક જાણે હસતું હસતું, પાતાને કહેવાનું જરાય અસ્પષ્ટ ન રહે તે રીતે કહેતું કહેતું આગળ ચાલતું થાય છે! તેથીજ મુંડક દ્વૈતવાદી છે કે અદ્વૈતવાદી,

નિર્ગુણ – અક્ષરવાદી છે કે, સગુણ – ઈશ્વરવાદી છે,[1] તેનો મુક્તિનો ખ્યાલ સામ્યનો સાયુજ્યનો કે સાલોક્યનો છે, એ કશું તમે નક્કી ના કહી શકો. અને છતાં તે જાણીજોઈને ગોટાળો કરવા એમ કરે છે એમ પણ નથી. તેને તત્ત્વાનુભવમૂલક એવી વસ્તુનું પ્રતિપાદન કરવું છે કે જેમાં આવાં બૌદ્ધિક ચોકઠાંને કશું સ્થાન જ નથી; ઊલટું, બીજી રીતે કહીએ તો એ બધાં ચોકઠાંની પરિસમાપ્તિ છે.

અને આ બધું પરમ જ્ઞાન તે પાછી સુરમ્ય કવિતાની પ્રવાહી નાદીલી શૈલીમાં રજૂ કરે છે. ગીતા સિવાય આવી કવિતાનો જોટો બીજે ક્યાંય જોવા ન મળે. ગીતા એક રીતે એ જ શૈલીને અને એ જ દર્શનને અનુસરે છે, એમ પણ કહી શકાય. ગીતાની કેટલીક બાબતોના તો નમૂના જ મુંડકે પૂરા પાડ્યા છે, એમ દેખાયા વિના રહેતું નથી. દાખલા તરીકે, મુંડકનું ૨-૧-૪ વાળું દિવ્ય પર પુરુષનું જે વર્ણન છે કે, "અગ્નિ તેનું માથું છે, ચંદ્રસૂર્ય તેની આંખો છે, દિશાઓ કાન છે, વેદો એની વાણી છે, વાયુ તેના પ્રાણ છે, વિશ્વ તેનું હૃદય છે વગેરે"—તેના ઉપરથી જ ગીતાએ પોતાના ૧૧મા અધ્યાયનું વિશ્વરૂપ વર્ણન ઊભું કર્યું છે. એ જ પ્રમાણે યજ્ઞમાર્ગની સ્તુતિ (૧-૨,૧-૬) અને તેની નિંદા (૧-૨,૭-૧૨) તેમ જ તેણે નિરૂપેલો સાધનમાર્ગ (૩-૧ તથા ૨) એ બાબતોમાં પણ ગીતા જાણે મુંડકને જ અનુસરી છે.

મુંડકના તત્ત્વસિદ્ધાંતને તપાસીએ, તો મુંડકની શરૂઆત જ આ વિશ્વના પરમતત્ત્વ વિષેના પ્રશ્નથી થાય છે (૧-૧-૩), શૌનક એવું જ પૂછે છે કે, એવું શું છે, કે જે જાણીએ તો આ બધું જણાઈ જાય? અર્થાત્ આ વિશ્વનુ પરમતત્ત્વ-મૂળકારણ શું છે, કે જેમાંથી આ બધું નીપજ્યું છે? મુંડક તેના જવાબમાં, આખા વિશ્વનો સંભવ

૧. એક શ્લોકમા તે 'અક્ષર'માંથી બધું ઉત્પન્ન થતું કહે છે, તરત પછીના શ્લોકમાં પુરુષમાંથી બધુ ઉત્પન્ન થવું કહે છે; ત્રીજામાં એ પુરુષને અક્ષરથી પણ પર કહે, અને ચોથામાં પણ અક્ષરને પરમ તત્ત્વ જ કહે! જુઓ ૧૧-૭, ૧૧૯, ૨૧૧, ૨૧૨,અને ૨૨-૩.

જેમાંથી છે, જે બધાં ભૂતોની યોનિ છે, તેવું 'અક્ષર' નામનું તત્ત્વ રજૂ કરે છે, કે જેને તે અદ્રેશ્ય, અગ્રાહ્ય, નિત્ય, વિભુ, સર્વગત, સુસૂક્ષ્મ, અને અવ્યય કહે છે. તપ વડે ઉપચય પામી તે તત્ત્વ સૌથી પ્રથમ 'અન્ન' ઉત્પન્ન કરે છે. આ 'અન્ન' એટલે આખા વિશ્વનું 'મૂળતત્ત્વ' — તેને સાંખ્યોના પ્રધાન અથવા પ્રકૃતિ તત્ત્વ સાથે આપણે સરખાવી શકીએ. અન્નમાંથી પછી પ્રાણ તત્ત્વ, પ્રાણમાંથી મનસ્ તત્ત્વ, અને પછી તેમાંથી 'સત્ય' એવું આ પ્રત્યક્ષ મૂર્ત વિશ્વ પેદા થાય છે. અર્થાત્ અક્ષર તત્ત્વમાંથી પ્રથમ ભૌતિક જગતનું મૂળતત્ત્વ, તેમાંથી ગતિ અથવા શક્તિનું મૂળ એવું પ્રાણતત્ત્વ, તેમાંથી માનસિક સૃષ્ટિ, અને તેમાંથી પછી આખું મૂર્ત વિશ્વ — એવો સાંખ્યમાન્ય ક્રમ જ અહીં બીજરૂપે નિરૂપેલો દેખાય છે. આ વિશ્વને તે 'સત્ય' કહે છે, એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે. પછી પાછું ૨-૧માં જુદી જાતનું ઉત્પત્તિ-વર્ણન છે. તેમાં દિવ્ય-અમૂર્ત અપ્રાણ-અમના એવા પુરુષમાંથી પ્રાણ-મન-સર્વઇંદ્રિયો-આકાશ-વાયુ-જ્યોતિ-જળ અને પૃથ્વી એ ક્રમે બધું ઉત્પન્ન થતું જણાવ્યું છે. તેમાંથી જ ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, બધી યજ્ઞદીક્ષાઓ, બધા યજ્ઞો, દક્ષિણાઓ, સંવત્સર, યજમાન, અને ચંદ્ર તથા સૂર્યવાળા લોકો ઉત્પન્ન થાય છે. તેમાંથી જ અનેક પ્રકારના દેવો, સાધ્યો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણઅપાન, વ્રીહિ-ડાંગર, તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, અને વિધિ ઉત્પન્ન થાય છે. તેમાંથી જ સમુદ્રો, ગિરિઓ, અને બધી જાતની નદીઓ ઉત્પન્ન થાય છે. તેમાંથી જ બધી ઓષધિઓ, તથા રસ કે જેના વડે અંતરાત્મા બધાં ભૂતોમાં રહે છે (૨-૧-૯), તે પણ ઉત્પન્ન થાય છે. આમ બધી ભૌતિક તથા દિવ્ય સૃષ્ટિ, તેમ જ નૈતિક, શારીરિક, અને માનસિક ગુણો પણ તેમાંથી જ ઉત્પન્ન થયેલાં વર્ણવ્યાં છે. અને એ ઉઘાડું છે કે, પછીનાં વેદાંતશાસ્ત્રમાન્ય સૃષ્ટિવર્ણનોની પ્રેરણા આ વર્ણનમાંથી જ છે. આ પ્રમાણે સાંખ્યમાન્ય તથા વેદાંતમાન્ય બંને સૃષ્ટિ-પ્રકારો મુંડકની વિચારધારામાં ભળેલા છે.

મુંડક આ સૃષ્ટિને ભ્રમ કે માયા નથી માનતું; તે તેને 'સત્ય' કહે છે. ઉપરાંત ૨-૧-૧ માં તે એ જ પ્રકારના વાસ્તવવાદને અનુસરીને,

અનેક જીવાત્માઓને અક્ષરતત્ત્વમાંથી 'ઉત્પન્ન થતા' (प्रजायन्ते) અને પાછા તેમાં લય પામતા (तत्रैव यन्ति) જણાવે છે. અને આમ જીવાત્માની ઉત્પત્તિની બાબતમાં તે જેમ વાસ્તવવાદ અનુસરે છે, તેમ જગતની ઉત્પત્તિની બાબતમા પણ તે વાસ્તવવાદને અનુસરે છે– "જેમ કરોળિઓ જાળું સર્જે છે અને પાછુ પોતામાં સમાવી લે છે, જેમ પૃથ્વી વનસ્પતિને સર્જે છે, અને જીવતા માણસમાથી કેશ અને લોમ સંભવે છે, તેમ અક્ષરમાંથી આખું વિશ્વ સભવ્યુ છે." (૧-૧-૭). અર્થાત્ જ્યાં સુધી આ વિશ્વ પાછું અક્ષરમા લય ન પામી જાય, ત્યા સુધી તે સત્ય અને વાસ્તવિક છે ઉપરાત એ યાદ રાખવાનું કે, પરમતત્ત્વને મુડક 'અદ્રેશ્ય, અગ્રાહ્ય, અગોત્ર, અવર્ણ, ચક્ષુ – શ્રોત્ર – હાથપગ – વગરનું, નિત્ય, વિભુ, સર્વગત, અવ્યય' એવું નિર્ગુણ – નિરાકાર કહે છે ખરુ (૧-૧-૬), પરંતુ તેને ખરી રીતે તે તત્ત્વને 'પુરુષ' (પરમાત્મા) કહેવો વધુ પસંદ છે (૧-૧-૯; ૨-૧-૯/૦) અને તેથી જ ૩-૧,૧–૨ મા જ્યાં તે ઈશ અને પુરુષ (જીવ)નુ વર્ણન કરે છે, ત્યા તે કઠોપનિષદની પેઠે બનેને 'ઋતપ' =કર્મફળ ભોગવતા કહેતુ નથી, પરતુ ઈશને તો 'જુષ્ટ' અને મહિમાવાન કહીને માત્ર બધુ જોયા કરનારો કહે છે. (अभिचाकशीति) આમ જોકે, જગતની સ્થિતિમાં ઈશ અને જીવને તે જુદા અને સત્ય કહે છે, છતા તાત્ત્વિક રીતે પરમ પુરુષને જ તે પાછો હૃદય-ગુહામાં રહેલો કહે છે (૨-૧ ૧૦), તેનુ નામ જ તે 'ગુહાચરત્' કહે છે, તથા તેનાં દર્શન હૃદયગુહામાં જ થાય છે, એવુ તે વારંવાર ઠોકી ઠોકીને કહે છે (૨-૧-૧૦; ૨-૨-૧, ૨-૨-૫, ૨-૨-૭, ૨ ૨-૯, ૩ ૧-૫, ૩-૧-૭, ઇ૦.)

અને ખરી રીતે મુડકનુ મુખ્ય પ્રયોજન પણ હૃદયગુહામાં વિરાજતા એ પરમતત્વનું દર્શન કરવા તરફ સૌને પ્રેરવાનુ અને તેનો માર્ગ બતાવવાનુ છે. માત્ર બુદ્ધિની ચળ મટાડવા તાત્ત્વિક ખંડન – મડનવાળા નિરૂપણ તેને કરવા નથી કારણ કે તે એમ માને છે કે, એ દર્શન થયા વિના બૌદ્ધિક સંશયો પણ મટવાના નથી, તેમ હૃદયની કામનાગ્રંથીઓ પણ છૂટવાની નથી.

તેથી મુંડક તર્કથી બધુ નિરૂપી આપવાને બદલે સાધકને 'બ્રહ્મનિષ્ઠ' ગુરુ પાસે જ સીધા પહોંચવાનું કહે છે. એ ગુરુ પાછો શ્રોત્રિય હોય, જેથી તે શરૂઆતમા શિષ્યને કેટલીક બૌદ્ધિક ગૂંચો ઉકેલી આપીને સ્વસ્થ કરી શકે. અલબત્ત, એ શિષ્ય ખરો જિજ્ઞાસુ હોવો જોઈએ, અને શૌનકની પેઠે 'મહાશાલ' થઈને અપરાવિદ્યાઓના અનુશીલનથી તેણે અમુક અધિકાર પ્રાપ્ત કર્યો હોવો જોઈએ. તેવા શિષ્યને ગુરુ પછી બદલે ૐના આલંબનવાળો ધ્યાનમાર્ગ શીખવે છે, જેથી તે એ માર્ગે સાક્ષાત્કાર કરીને બધું જાતે જ જાણે જુએ ને સમજે છે.

અલબત્ત, મુંડક એ ધ્યાન માટે જે ચિત્ત અથવા જીવાત્માને અધિકારી ગણે છે, તેના લક્ષણમાં એક એવું વિશેષણ ઉમેરે છે, કે જેને યોગવિદ્યામાં મુંડકનો એક અગત્યનો ફાળો કહી શકાય. મુંડક ધ્યાનની પ્રક્રિયાને ધનુષ્યબાણના રૂપકમાં ગોઠવીને કહે છે કે, ૐરૂપી ધનુષ્ય ઉપર આત્મારૂપી બાણને ચડાવી બ્રહ્મરૂપી લક્ષ્યનો વેધ કરવાનો છે, પરંતુ તે બાણ 'ઉપાસા' — ઉપાસના વડે તીક્ષ્ણ બનેલું હોવું જોઈએ. (૨-૨-૩)

એ ઉપરાંત બીજી નૈતિક ભૂમિકા પણ જોઈએ જ: મુંડક ભારપૂર્વક જણાવે છે કે (૩-૧-૫), આ આત્મા સત્ય વડે, તપ વડે, સમ્યગ્જ્ઞાન વડે, નિત્ય બ્રહ્મચર્ય વડે, ક્ષીણદોષ થયા બાદ જ મળી શકે. સત્યની તો તે ખાસ સ્તુતિ કરે છે: "સત્ય જ જય પામે છે, અનૃત નહીં; સત્ય વડે જ દેવયાન માર્ગ આગળ જાય છે, કે જે માર્ગે ઋષિઓ આપ્તકામ બની, જ્યાં સત્યનું પરમ નિધાન છે, ત્યાં જઈ પહોંચે છે" (૩-૧-૬). પ્રાણાયામની પણ જરૂર તેના ખ્યાલમાં છે. ૩-૧-૯માં જાણે તે કહે છે, પ્રાણ ઉપર કાબૂ મેળવી જ્યારે ચિત્તને વિશુદ્ધ કરવામાં આવે ત્યારે જ આત્મા પ્રગટ થાય છે.

એ ઈશ્વરનાં દર્શન ચક્ષુ વડે થતાં નથી, પરંતુ તેને માટે 'વિજ્ઞાન' નામની જુદી શક્તિ મુંડક જણાવે છે. (विज्ञानेन परिपश्यन्ति — ૨-૨-૭), અને ધ્યાન કરતાં કરતાં જ્યારે જ્ઞાનપ્રસાદથી અંદરનું બધું સત્ત્વ

વિશુદ્ધ થાય ત્યારે તે અસ્તિત્વમાં આવે છે (૩-૧-૮). પછી સાધક પરમાત્માને અંતઃશરીરમાં શુભ્ર જ્યોતિ રૂપે જુએ છે (૩-૧-૫). દર્શનગમ્ય થતા પરમાત્માને આમ શુભ્ર જ્યોતિની સાથે સરખાવવાનું મુંડકને બહુ પસંદ છે. "સુવર્ણ જેવા ચળકતા પરમ કોશમાં નિર્મળ, નિષ્કલ એવું તે શુભ્ર જ્યોતિઓનું જ્યોતિ દેખાય છે (૨-૨-૯)." "તેના પ્રકાશ વડે જ બીજાં સૂર્ય, ચંદ્ર, તારક, વિદ્યુત, અગ્નિ વગેરે જ્યોતિઓ પ્રકાશે છે (૨-૨-૧૦)." મુંડક વળી પરમાત્માને 'रुक्मवर्ण पुरुष' તરીકે પણ વર્ણવે છે (૩-૧-૩). આમ ઈશ્વરનો સાક્ષાત્કાર કરનાર સાધક ઈશ્વરને આગળ, પાછળ, દક્ષિણે, ઉત્તરે, નીચે, ઉપર બધે જુએ છે; અને તેને પછી આ બધું વિશ્વ પણ 'વરિષ્ઠ' 'સારામાં સારું' જ લાગે છે (૨-૨-૧૧). અત્યાર સુધી તે પરમાત્માથી વિખૂટો પડવાને લીધે પોતાની 'અનીશતા'થી શોક જ કર્યા કરતો હતો, તે હવે પૂરેપૂરો શક્તિશાળી બને છે. તેની બધી કામનાઓ પરિપૂર્ણ થઈ જાય છે. મુંડકકાર પછી પૂછે છે કે, લોકો શું આત્મજ્ઞાનીની પૂજા-અર્ચા અમસ્તા કરે છે? કારણ કે, એવો વિશુદ્ધસત્ત્વ પુરુષ જે જે લોકનો મનથી વિચાર સરખો કરે, કે જે કોઈ કામની ઇચ્છા કરે, તે લોકને તથા કામને તે તરત જીતી લે છે — મેળવી લે છે (૩-૧-૧૦). તેના હૃદયની ગ્રંથીઓ છેદાઈ જાય છે, અને તેના બધા સંશયો હમેશના દૂર થઈ જાય છે (૨-૨-૮). બધા દેખીતા વિરોધો તેને માટે રહેતા નથી; કારણ કે તે ઈશ્વરને મોટામાં મોટો તેમ જ સૂક્ષ્મમાં સૂક્ષ્મ, અને દૂરથી દૂર તથા નજીકમાં પણ નજીક જાણે છે; અને જેને તે બહાર શોધતો હતો તે પોતાની અંદર જ રહેલો હતો, એ જ ઓછી નવાઈની વાત છે? (૩-૧-૭) પછી તેને વાદવિવાદમાં શબ્દો વેડફવાપણું શી રીતે રહે? તે આત્મામાં જ ક્રીડતો, આત્મામાં જ રમતો બની, બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ થઈને ઊભો રહે છે (૩-૧-૪).

આમ જીવતોજીવત પરમતત્ત્વનો સાક્ષાત્કાર કરનારનું પછી શરીર પડ્યે શું થાય છે? આ બાબતમાં પણ મુંડકકાર કશા એક વાદને અનુસરવાને બદલે બધી વાતો એકીસાથે કહી દે છે. પ્રથમ બ્રહ્મલોકમાં જઈને પછી ત્યાંથી તે કાયમના મુક્ત થાય છે, એમ કહેવામાં

પણ તેમને વાધો નથી ( ૩-૨-૬ ), મૂર્ધદ્વારથી ઇશ્વર પાસે જવાની વાતનો પણ તેમને ઇનકાર નથી ( ૧-૨-૫-૧૧ ); ઇશ્વર સાથે મૃત્યુ બાદ 'પરમ સામ્ય' પામવાની વાત પણ તેમને મંજૂર છે ( ૩-૧-૩ ); નદીઓ સમુદ્રમા જેમ પોતાનાં નામરૂપ છોડીને મળી જાય છે, તેમ નામરૂપમાથી વિમુક્ત થયેલો વિદ્વાન પરમ પુરુષમા ભળી જાય છે, એમ પણ તે કહે છે ( ૩ ૨-૮ ). અને છેવટે એમ પણ જણાવે છે કે, મુક્ત પુરુષો સર્વગ એવા સર્વમાં પેસી જાય છે, અને પોતાનાં કર્મ સાથે પરમ અવ્યયમા એક બની જાય છે ( ૩ ૨-૫,૭).

ખરેખર મુડકને કશા વાદ સાથે કામ નથી, પણ કામ સાથે કામ છે.

અને તેથી જ, કદાચ, મૂડેલા માથા ઉપર બળતી સગડી ધારણ કરીને પણ આ ઉપનિષદને શીખવા ઇચ્છનારાઓનું તે માનીતું ઉપનિષદ બન્યું હશે ! 'ઉપનિષદ' શીખવાને માટે, સાચી મુદ્રા કે આસન કલ્પો, તો તે એનું જ ઘટે.

ગોપાળદાસ પટેલ

हरिः ॐ

દરેક ગ્રંથની શરૂઆત અમુક મંગળવાક્યથી કરવાનો જૂનો આપણો રિવાજ છે. ઉપનિષદની શરૂઆત પ્રાર્થનાથી થાય છે, જે 'શાંતિપાઠ' કહેવાય છે. મુંડક ઉપનિષદ નીચેના શાંતિપાઠથી શરૂ થાય છે:

## શાંતિપાઠ

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः, भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरङ्गैस्तुष्टुवांसस्तनूभिर् व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः,
स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्योऽरिष्टनेमिः,
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥*
ॐ शान्तिः शान्तिः शान्तिः

### પદાર્થ

ॐ भद्र = કલ્યાણ (કરનારી વસ્તુઓને) कर्णेभि = કાનો વડે शृणुयाम = અમે સાંભળીએ, देवाः = હે દેવો ! , भद्र = કલ્યાણને पश्येम = અમે જોઈએ, अक्षभिः = આંખો વડે, यजत्राः = યજ્ઞધર્મનું પાલન કરતા રહેતા અમે, स्थिरैः = નીરોગી અને મજબૂત એવાં अङ्गैः = (અમારાં) અંગો વડે, तुष्टुवांसः = (તમારી) સ્તુતિ કરતા (અમે), तनूभिः = (અમારા) શરીરો વડે व्यशेम = (અમે) ભોગવીએ देवहित = (તમે)

* કેટલાક પાઠો આ બીજો મંત્ર નથી આપતા.

દેવોએ (અમારે માટે) ઠરાવેલુ, અથવા દેવોના હિતમાં – દેવપ્રીત્યર્થે, यद् = જે आयुः = (અમારુ) આયુષ્ય (તેને).

स्वस्ति न. = અમારુ ભલું (કરો) इन्द्रः = ઇંદ્રદેવ वृद्धश्रवाः = મહાન કીર્તિવાળા, स्वस्ति नः = અમારું ભલુ (કરો) पूषा = પૂષાદેવ विश्ववेदाः = બધુ જાણનાર, સર્વજ્ઞ, स्वस्ति नः = અમારું ભલુ (કરો) तार्क्ष्यः = સૂર્યદેવ अरिष्टनेमिः = જેના રથની નેમિ કદી ખડિત થતી નથી એના, स्वस्ति नः = અમારું ભલુ बृहस्पतिः = વાચાના પતિ – દેવગુરુ બૃહસ્પતિ दधातु = કરો.

## અન્વય

ॐ (हे) देवाः, (वयम्) यजत्रा. कर्णेभिः भद्र शृणुयाम, अक्षभिः भद्र पश्येम, स्थिरैः अंगैः तनूभिः (च) तुष्टुवांसः (वयम्) यद् आयुः (तद्) देवहितम् व्यशेम ॥

वृद्धश्रवाः इन्द्रः नः स्वस्ति (दधातु), विश्ववेदाः पूषा नः स्वस्ति (दधातु), अरिष्टनेमिः तार्क्ष्यः न. स्वस्ति (दधातु), बृहस्पति नः स्वस्ति दधातु ॥

ॐ शान्तिः शान्तिः शान्तिः

## અર્થ

ॐ હે દેવો, યજ્ઞધર્મનું પાલન કરતા રહેનારા અમે કાનો વડે કલ્યાણ (કરનારી વસ્તુઓ) સાંભળીએ, આંખો ડે કલ્યાણ (કરનારી ચીજો) જોઈએ; અમારાં નીરોગ ને મજબૂત અંગો તથા શરીરો વડે તમારી સ્તુતિ રતા કરતા, જે આયુષ (અમારે માટે તમે ઠરાવ્યું હોય) ને, દેવોના હિતમાં — દેવપ્રીત્યર્થે અમે ભોગવીએ! હે દેવો, આમ અમે માગીએ છીએ; એ પ્રમાણે અમારો વનપથ કાપવાનો અમે સંકલ્પ કરીએ છીએ.)

મહાન કીર્તિવાળા એવા ઇંદ્રદેવ અમારું ભલું કરો; સર્વજ્ઞ એવા પૂષાદેવ[1] અમારું ભલું કરો; જેના રથની નેમિ (સતત ફરવા છતાં) અખંડિત રહે છે તેવા તાર્ક્ષ્ય[2] (અશ્વરૂપધારી સૂર્યદેવ) અમારું ભલું કરો; (દેવોના ગુરુ—વાચાના પતિ એવા) બૃહસ્પતિ અમારું ભલું કરો!

ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

[આ ટૂંકી પ્રાર્થના ભારે અર્થગંભીર છે તેમાં ટૂંકમાં છતાં પૂરો જીવનમંત્ર કહી દીધો છે જીવન યજ્ઞમય હોવું જોઈએ — મનુષ્યે 'યજત્ર' યજ્ઞધર્મનું પાલન કરનારા હોવું જોઈએ એનો જ અર્થ ફરી ફરી આપે છે કે, અમે આખું આયુષ દેવહિતમાં એટલે કે યજ્ઞાર્થે વ્યતીત કરીએ એમ યજ્ઞદીક્ષિત જીવનવાળા માણસની બધી

---

૧ પૂષાદેવ ઋગ્વેદમાં વિષ્ણુ કરતાં પણ વધારે વર્ણવાયા છે બકરા જોડેલા રથમાં સોનાનો ભાલો અને અંકુશ ધારણ કરનારા, તથા રુદ્ર જેવી જટા અને દાઢીવાળા એ દેવ બધા પ્રાણીઓને જોનારા—જાણનારા, ચરાચરના સ્વામી નવવધૂને આશીર્વાદ આપનારા, દૂરનો માર્ગ જાણનારા, તથા મરેલાને માર્ગ દેખાડીને, માર્ગમાં રક્ષણ કરી પિતૃઓ પાસે લઈ જનારા, પાપવિમોચન, ખોવાયેલું સંતાયેલું જાણનારા અને મેળવી આપનારા, પશુઓના પાલક, માર્ગમાં તેમને સાચવીને પાછા લાવનારા, બળવાન, પરાક્રમી, વીરોના અધિનાયક, અજેય, યુદ્ધમાં મદદગાર, દ્રષ્ટા, ઋષિઓના મિત્ર, દાનેશ્વર, સમૃદ્ધિમાન, વૈભવ આપનારા, સર્વવ્યાપી અને ભક્તિ પ્રેરનારા — આવા બધા તરીકે વર્ણવાયા છે, તથા તેમની કૃપા—આશીર્વાદ વાર વાર માગવામાં આવે છે.

૨ તાર્ક્ષ્ય દેવનો ઋગ્વેદમાં બે વખત જ ઉલ્લેખ આવે છે એક તો આ મંત્ર જ્યાં છે ત્યાં માત્ર નામથી (૧-૮૯), અને બીજે ૧૦-૧૭૮માં, કે જ્યાં તેમની સ્તુતિ છે તેમની દેવપ્રેરિત મહાબલશાળી અશ્વસ્વરૂપે સ્તુતિ કરવામાં આવી છે, રથોને જીતનાર, વેગવાન, અને યુદ્ધમાં ધસી જનાર તરીકે તેમને ઓળખાવ્યા છે દૈવી અશ્વ રૂપે સૂર્યનું એ વર્ણન છે

ઇંદ્રિયો અને આખું શરીર યોગારૂઢ હશે, સયમથી તેમા દઢતા અને એકાગ્રતા સવાઈ હશે, તેવો માણસ જે કાઈ કરે તે શ્રેયાર્થે જ કરે તેના બધા અગોએ એને માટે જરૂરી એવી પવિત્રતા, દઢતા અને સયતતા કે એકાગ્રતા મેળવવી જોઈએ અથવા કહો કે, એ બધી સાધનસપત્તિ અને યજ્ઞમય જીવન અન્યોન્યાશ્રયે રહેના છે એકમેક કાર્યકારણરૂપે ઓતપ્રોત છે એમ જીવન કલ્યાણ કે શ્રેય તરફ જનારુ, એટલે કે દેવપરાયણ અથવા તો ભક્તિ અને એવા કે યજ્ઞમા પરાયણ હોવુ જોઈએ. અને આખુ આયુષ્ય — જેવડુ વિધિએ આકયુ હોય તેવડુ — તે રીતે પૂરુ કરવુ જોઈએ — તેજ એક આદર્શથી ભરી કાઢવુ ઘટે

અહી આગળ ઈશોપનિષદનો નીચેનો મત્ર (અથવા ગીતાનો સમગ્ર ઉપદેશ) યાદ આવે છે તે જ વસ્તુ, સકલ્પ કે પ્રાર્થનાની ભાષામા, આ શાતિપાઠમા આવી જાય છે ઉપનિષદોનો કે યોગ યા સાધનાનો એ સાર છે ઇશનો મત્ર આ છે —

> ईशावास्यमिद् सर्वम् यत्किंच जगत्यां जगत् ।
> तेन त्यक्तेन भुंजीथा मा गृध कस्यस्विद् धनम् ॥ १
> कुर्वन्नेवेह कर्माणि जिजीविषेत् शत समा ।
> एव त्वयि नान्यथेतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ २

'જગતમા જે કાઈ છે તે બધુ ઇશ્વર વડે વ્યાપેલુ છે તેના ત્યાગ દ્વારા તુ (એને) ભોગવ, બીજાના ધનની લાલચ ન રાખ આ જગતમા (આ પ્રકારની ભાવનાથી) કર્મો કરતા કરતા સો વર્ષ (એટલે કે ઇશ્વરે નક્કી કરેલો મનાતો મનુષ્યઆયુનો આકડો) જીવવા ઇચ્છવુ તારે માટે એના સિવાય બીજો રસ્તો નથી, તો જ માણસ કર્મના બધનથી લેપાતો નથી']

હવે ઉપનિષદ શરૂ થાય છે

# પહેલું મુંડક, ખંડ ૧

## ૧

## પરંપરા-કથન

આજ જેમ ગ્રંથનો પરિચય આપવા તથા વાચકમાં તેના ઉપર ભાવ કે રુચિ ઉત્પન્ન કરવા માટે પ્રસ્તાવનાદિ લખાય છે, તેમ જૂના ગ્રંથોમાં તેમના વસ્તુની પરંપરા, અનુબંધ વગેરે કહેવાનો રિવાજ હતો. મુંડકોપનિષદમાં શરૂના બે મંત્ર એ અર્થે છે. તેનો વસ્તુ વિષય બ્રહ્મવિદ્યા છે, એટલે મૂળથી શરૂ કરીને તેની ગુરુ-પરંપરા કહી છે (જેમ કે, ગીતામાં આવી પરંપરા ૪ થા અધ્યાયની શરૂઆતમાં કહી છે.)

ॐ ब्रह्मा देवानां प्रथमः संबभूव विश्वस्य कर्ता भुवनस्य गोप्ता ।
स ब्रह्मविद्यां सर्वविद्याप्रतिष्ठामथर्वाय ज्येष्ठपुत्राय प्राह ॥ १–१–१ ॥

### પદાર્થ

ॐ ब्रह्मा = બ્રહ્મા देवानां = (બધાય) દેવોમાં प्रथमः = (સૌથી) પહેલા संबभूव = ઉત્પન્ન થયા; विश्वस्य कर्ता = વિશ્વના કર્તા, भुवनस्य गोप्ता = ભુવનના પાલક सः = તેમણે ब्रह्मविद्यां = બ્રહ્મવિદ્યાને (કે જે) सर्वविद्याप्रतिष्ठां = બધી વિદ્યાઓના આધાર કે પાયા રૂપ (છે, તેને) अथर्वाय = અથર્વ (ઋષિ)ને (એટલે કે) ज्येष्ठपुत्राय = પોતાના સૌથી મોટા પુત્રને प्राह = કહી

### અન્વય

ॐ विश्वस्य कर्ता, भुवनस्य गोप्ता — ब्रह्मा देवानां प्रथमः संबभूव । सः सर्वविद्याप्रतिष्ठाम् ब्रह्मविद्याम् ज्येष्ठपुत्राय अथर्वाय प्राह ।

અર્થ

વિશ્વના કર્તા અને (આખા) ભુવનના (ત્રણે લોકના, સૃષ્ટિના) પાલક એવા બ્રહ્મા[1] (બધાય) દેવોમા પહેલા ઉત્પન્ન થયા. તેમણે, સર્વ વિદ્યાઓની જેમા પ્રતિષ્ઠા થયેલી છે એવી — તે બધીના આધાર કે પાયારૂપ વિદ્યા જે બ્રહ્મવિદ્યા, તેને પોતાના સૌથી મોટા પુત્ર અથર્વ (ઋષિ) ને[2] કહી [૧]

[આમ ત્યારે બ્રહ્મવિદ્યાનુ મૂળ સૃષ્ટિના કર્તા જેટલુ જ આદિ છે પ્રથમજન્મા જે બ્રહ્મા તેમનુ જ સહભૂ — સાથે જન્મેલુ તત્ત્વ એ છે મતલબ કે, તે કોઈ ઋષિ કે આચાર્ય યા તાર્કિકે તેના ફળદ્રુપ ભેજામાથી યોજી કાઢેલો વાદ કે શોધ નથી તે તો આ વિશ્વનુ અન્તર્ગત વસ્તુ છે

અને તેથી જ, માનવબુદ્ધિથી વિચારાતી કે યોજાતી યા શબ્દબદ્ધ થતી, અથવા તો તેને પ્રતીત થતી, બધી જ વિદ્યાઓનો* આધાર તે છે

શા અર્થમા તે તેમનો આધાર છે, એ સમજવુ જોઈએ

એક તો, ખરેખર કોઈ પણ વિદ્યા કે શાસ્ત્રનો તે અક્ષરશ પાયો છે કોઈ પણ શાસ્ત્રની મૂળભૂત ગૃહીત વસ્તુઓ સુધી પહોચો, તો

---

૧ એકાકાર બ્રહ્મ કે સતમાથી (एकोऽहम् बहु स्याम् — એવા) પોતાના જ સંકલ્પથી જે તત્ત્વ ઉપજ્યુ તેને બ્રહ્મા કહે છે પોતાની મેળે ઉપજવાથી તેનુ નામ 'સ્વયભૂ' પણ પડ્યુ છે

૨ જૂનામા જૂના કહી શકાય તેવા બૃહદારણ્યક ઉપનિષદ્મા બે જગાએ (૨-૬-૩, ૪ ૬-૩) ઉપનિષદ્વિદ્યાની લાબી વશપરપરા આપી છે ત્યા સ્વયભૂ બ્રહ્મા–પરમેષ્ઠી–સનગ–સનાતન સનારુ–વ્યષ્ટિ વિપ્રચિત્તિ–એકર્ષિ (અગ્નિ)–પ્રધ્વ સન–મૃત્યુ અથર્વા–એમ શરૂઆતમા ક્રમ છે બૃહ૦ ઉપનિષદ્મા જ (૧-૪-૮) પરમાત્માની વિદ્યા એ અર્થમા બ્રહ્મવિદ્યા શબ્દ પણ વપરાયેલો મળે છે

* ગીતા (અ ૧૦ ૩૨) મા બ્રહ્મવિદ્યા અગે આમ કહ્યુ છે — अध्यात्मविद्या विद्यानाम् ।

તેમને અંગે અમુક પ્રકારની આધ્યાત્મિક કે શ્રદ્ધામૂલક માન્યતા સ્વીકારાયેલી જણાશે; અને તે, એ શાસ્ત્રનાં પ્રમાણોથી નહિ સિદ્ધ એવી હોવા છતાં, તેને પાયા તરીકે ગૃહીત લઈને ચાલવાનું હોય છે. જેમ કે, વિજ્ઞાન પદાર્થની હયાતી માનીને ચાલે છે; અર્થશાસ્ત્ર અર્થ અને સ્વાર્થ-લોભને પાયામાં લઈને ચાલે છે. જો વિચાર ત્યાંથી આગળ વધે,— ને વધે જ,— તો એ બધું બ્રહ્મવિદ્યાના ક્ષેત્રમાં જઈ પહોંચે છે; કેમ કે પદાર્થમાત્રની પર જઈને તેના પણ તત્ત્વની મૂળ શોધ કરવાનો એનો દાવો છે. આમ, ખરેખર જોતાં પણ, દરેક વિદ્યામાં ઊંડે ઊતરતાં, જે પ્રશ્ન શોધક સામે આવે છે તે પરમ એવી બ્રહ્મવિદ્યાનો જ આવે છે; અને તે એ કે, 'આ બધું શું છે'?

પણ આથી બીજા એક ને વિશેષ અર્થમાં પણ બ્રહ્મવિદ્યા 'सर्वविद्याप्रतिष्ठा' છે. અને તે માનવચિત્તને તપાસતાં જણાય છે. વિદ્યામાત્રનો ઊગમ માનવચિત્તની જિજ્ઞાસામાંથી છે. જેવો તેનો પ્રકાર તે પ્રમાણે તેના ઉપરથી જન્મતી વિદ્યાનું નામ પડે છે. સમાજનો આર્થિક વ્યવહાર જિજ્ઞાસા-વિષય બનતાં, તેમાંથી અર્થશાસ્ત્ર જન્મે, લગ્ન ઇ૦ વ્યવહાર તેનો વિષય બનતાં, સમાજશાસ્ત્રની લગ્નમીમાંસાનું શાસ્ત્ર જન્મે, વગેરે. જિજ્ઞાસાનાં મૂળગત મર્યાદાસ્થાનો કે બંધનો અને પૂર્વાપરપક્ષો તેના ફળરૂપ વિદ્યાઓને પણ લાગે. આથી, સંસારની બધી સ્થૂલ વસ્તુઓની પેઠે, આ બધી વિદ્યાઓ પણ સંસરતી રહે છે. એટલે કે, તે અંગેની મૂળ જિજ્ઞાસા એક રીતે અતૃપ્ત જ રહે છે. બ્રહ્મજિજ્ઞાસા છોડીને બીજી બધી જિજ્ઞાસાઓનો સ્વભાવ આવો જ હોય છે. હિમાલયનાં શૃંગો જેમ, કે તૃષ્ણાના પરિવાર પેઠે, જિજ્ઞાસા આગળ ને આગળ ફૂટયા જ કરે છે. તેની પરિતૃપ્તિ,— તે આખી જિજ્ઞાસાના મૂળમાં ખૂટતું સમાધાન — પૂર્ણ થતાં જ નથી. આ સમાધાન પરા- કે બ્રહ્મ- વિદ્યા છે. અને તેથી જ તે જિજ્ઞાસામાત્ર કે વિદ્યામાત્રની મૂળભૂમિકા કે પ્રતિષ્ઠા કહેવાય છે. આથી જ એના વર્ણનમાં એમ કહી શકાયું છે કે, જે જાણ્યા પછી કાંઈ જાણવાનું

નથી રહેતુ જે પામ્યા પછી કાંઈ પામવાનુ નથી રહેતુ, જે દીઠા પછી કશુ દેખવાનુ નથી રહેતુ, વગેરે

આવી જે સૃષ્ટિ જેટલી જૂની અને આદિદેવ જેટલી પુરાણ — તેમની જ સહભૂ બહેન — એવી જે બ્રહ્મવિદ્યા, તેની આગળની પરંપરા હવે ઋષિ કહે છે —]

अथर्वणे या प्रवदेत ब्रह्मा
अथर्वा तां पुरोवाचाङ्गिरे ब्रह्मविद्याम् ।
स भारद्वाजाय सत्यवाहाय प्राह
भारद्वाजोऽङ्गिरसे परावराम् ॥ ૧ ૧ ૨ ॥

પદાર્થ

अथर्वणे = અથર્વન (ઋષિ)ને यां = જે (બ્રહ્મવિદ્યા) प्रवदेत = કહી ब्रह्मा = બ્રહ્માએ, तां = તે पुरा = પૂર્વે उवाच = (અથર્વાએ) કહી अङ्गिरे = અંગિર્ (ઋષિ)ને ब्रह्मविद्याम् = બ્રહ્મવિદ્યા, स = તેમણે (અંગિર્ ઋષિએ) भारद्वाजाय = ભારદ્વાજના ગોત્રના सत्यवाहाय = સત્યવાહ (ઋષિ)ને प्राह = કહી भारद्वाज = તે ભારદ્વાજ (સત્યવાહ) ઋષિએ अङ्गिरसे = અંગિરસ્ (ઋષિ)ને परावराम् = પરંપરાગત અથવા પર—અવર એમ સર્વ વિદ્યાઓને વ્યાપતી (તે બ્રહ્મવિદ્યા કહી)

અન્વય

यां ब्रह्मा अथर्वणे प्रवदेत, तां ब्रह्मविद्याम् अथर्वा पुरा अंगिरे उवाच । स भारद्वाजाय सत्यवाहाय प्राह । भारद्वाज (तां) परावराम् (विद्याम्) अंगिरसे (प्राह) ।

અર્થ

જે બ્રહ્મવિદ્યા બ્રહ્માએ (તે) અથર્વન્[૧] (ઋષિ)ને કહી, તેને (એ) અથર્વન્ (ઋષિ)એ પૂર્વે અંગિર્[૧] (નામે ઋષિ)ને કહી, તેમણે (તે અંગિર્ ઋષિએ) (તે વિદ્યાને)

૧ અથર્વ અથર્વન્ એક જ નામના બે રૂપ છે અને એક જ વ્યક્તિને લાગુ પડે છે પરંતુ અંગિર્ અને અંગિરસ્ એ બે જુદા નામ છે તથા બે જુદી વ્યક્તિના છે

ભરદ્વાજ કુલના સત્યવાહ[2] (નામના ઋષિ)ને કહી. તે ભારદ્વાજે (એમ એક પછી બીજા પાસે ઊતરતી) એ સર્વવ્યાપી[3] વિદ્યા અંગિરસ[1] (નામના ઋષિ)ને કહી [૨]

[આ પ્રમાણે એ પરા વિદ્યા પરંપરામાં ઊતરતી આવી હવે આગળ શું થયું તે પછીના મંત્રમાં કહે છે

અથર્વાનું ઓળખાણ ૧લા મંત્રમાં જ છે તે બ્રહ્મદેવના જ્યેષ્ઠ પુત્ર ગણાય છે અંગિર્ ઋષિનું તેમ જ સત્યવાહ ઋષિનું બીજું કાંઈ ઓળખાણ નથી છેલ્લા અંગિરસ્ જાણીતા ઋષિ છે તેમના નામની ઘણી ઋચાઓ ઋગ્વેદમાં મળે છે અગ્નિદેવના સંબંધી (પિતા, તેમ જ સ્વીકારેલા પુત્ર) તે ગણાય છે બ્રહ્માના ૧૦ માનસપુત્રોમાં એક તે છે, એમ પણ વર્ણન મળે છે એ નામના ઋષિ સ્મૃતિકાર અને ખગોળ લેખક તરીકે પણ જાણીતા છે બ્રહ્મવિદ્યાના શીખવનાર તરીકે પંકાયેલાઓમાં પણ એમનું નામ છે, જેમ કે આ મંત્રમાં આ અંગિરસે આ મુંડક ઉપનિષદ કહ્યું છે, અને તે રૂપે તે ઉપનિષદ શ્રુતિ* તરીકે સંઘરાયેલું મળે છે

તે ઉપનિષદ કહેવાનો પ્રસંગ આવી રીતે બન્યો હતો —]

---

2 સત્યવહ એવો પાઠ પણ મળે છે

3 परावराम् = પરંપરાગત પેઢીવાર ચાલતું — એવો અર્થ છે બીજો અર્થ पर + अवर બધાને પોતામાં સમાવી લેનારી સર્વવ્યાપી વિદ્યા પહેલા મંત્રમાં તેને ‘વિદ્યાપ્રતિષ્ઠા’ કહી અહીં તેને ‘સર્વવિદ્યાવ્યાપી’ परावरा વિદ્યા કહી જેમ કોઈ પણ સ્થૂલ પદાર્થમાં અંતે તો બ્રહ્મ જ વ્યાપેલું રહે છે તેમ જ દરેક વિદ્યા કે વિદ્યાની આખર બ્રહ્મવિદ્યા કે બ્રહ્મવિચાર જ છે તેથી જ તે વિદ્યા પરાવરા છે અથવા પરા અને અપરા બેઉ જેમાં આવી જાય છે તેવી જે બ્રહ્મવિદ્યા તે ‘પરાવરા’ એમ પણ અર્થ બતાવાય છે

* ઉપનિષદ વેદનો એક ભાગ—જ્ઞાનભાગ છે વેદ શ્રુતિ કહેવાય છે એટલે કે મોઢામોઢ સાંભળીને પેઢીધર ચાલ્યા કરતું જ્ઞાન એ છે એક કાળે પછી તે લખાયું, પરંતુ તેની શૈલી તો સાંભળેલું નિવેદન કરાતું હોય એવી જ રહી છે

## २

## ગ્રંથબીજક પ્રશ્ન

शौनको ह वै महाशालोऽङ्गिरस विधिवदुपसन्न पप्रच्छ ।
कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवतीति ॥ १ १ ३ ॥

### પદાર્થ

शौनक = શૌનક (નામનો) ह वै = (ખાસ કાંઈ અર્થ વિના વાકયપૂર્તિ માટે મૂકવામા આવે છે) महाशाल = મોટા ઘરવાળો, સુખી સદ્‌ગૃહસ્થ अङ्गिरस = અંગિરસ્ (ઋષિ) પાસે विधिवत् = વિધિપૂર્વક उपसन्न = ગયો–પહોચ્યો, (અને) पप्रच्छ = પૂછ્યુ कस्मिन् = શુ (એવુ તે શુ) नु = ખરેખર भगव = હે ભગવન્ ! विज्ञाते = જાણ્યે (જાણવા વડે) सर्वम् इदम् = સર્વ આ, આ બધુ विज्ञात भवति = જણાઈ જાય ? इति = એ પ્રમાણે (– પૂછ્યુ )

### અન્વય

महाशाल ह वै शौनक, विधिवत् अंगिरसम् उपसन्न, पप्रच्छ — हे भगव, कस्मिन् नु विज्ञाते इदम् सर्वम् विज्ञातम् भवति इति ॥

### અર્થ

શૌનક કરીને એક સુખી (ઘરનો) સદ્‌ગૃહસ્થ વિધિ-પૂર્વક (એ) અંગિરસ્ ઋષિ પાસે ગયો અને તેણે તેમને પૂછ્યુ, "હે ભગવન, ખરેખર એવુ શુ છે કે જે જાણ્યે આ બધુય જણાઈ જાય છે — બધાનો પાર પામી જવાય છે ?" [૩]

[ બીજા મંત્રમા કહ્યુ કે, ભારદ્વાજ સત્યવાહે તે પરાવરા – સર્વોત્તમ વિદ્યા અંગિરસ્ નામના એક પુરુષને કહી આ અંગિરસની વાત હવે આગળ ચાલે છે તે અંગિરસ્ પાસે શૌનક નામે એક ગૃહસ્થ આવ્યો

તે 'વિધિવત્'–વિધિપૂર્વક આવે છે. શૌનક જિજ્ઞાસુ છે. જિજ્ઞાસુએ જ્ઞાની પાસે જતી વખતે અમુક વિવેક પાળવો જોઈએ; અમુક નમ્રતા અને મર્યાદા ધારીને જવું જોઈએ. જેમ દેવદર્શને જનારો અમુક ભક્તિભાવ હૃદયમાં લઈને જાય તો જ તે બરોબર છે; તેમ જ જેમને આપણે જ્ઞાની કે મહાત્મા માનીએ, તેવા પાસે પણ અમુક પૂજ્યભાવ મનમાં લઈને જઈએ, તો જ ત્યાંથી કાંઈક પામી શકાય. એ ભાવ ન હોય તો એ દર્શનમાંથી આપણું હૃદય ભાગ્યે જ કશું પામશે. જેમ કાંઈ સમજવાને માટે તટસ્થ સમભાવ-જોઈએ, તેમ કોઈની પાસે કાંઈ જાણવા જઈએ ત્યારે 'શુશ્રૂષાભાવ' — તેની પાસેથી સાંભળવાની ઇચ્છા જોઈએ. એ ભાવનુ જ બાહ્ય ચિહ્ન સેવાભાવ છે, તેથી જ શુશ્રૂષા=સેવાચાકરી અર્થ થઈ ગયો છે. ગુરુ પાસે જવાના આવા ભાવનું પ્રાચીન લક્ષણ 'સમિત્પાણિ' જવું એ હતું. સમિધ એટલે યજ્ઞનાં લાકડાં, તે હાથમાં લઈને જનારો તે સમિત્પાણિ. ત્યારના જમાનામાં શુશ્રૂષાભાવનું ચિહ્ન એ લેખાતું શૌનક અંગિરસ્ ઋષિ પાસે એ ભાવથી — શિષ્યનો ભાવ ધારણ કરીને વિધિસર ગયો. *

મંત્રમાં શૌનકની ઓળખ આપતાં એક વિશેષણ વાપર્યું છે,— 'મહાશાલ'. એ સમજવા જેવું છે શૌનક એક જબરો જાણીતો સુખી સદ્‌ગૃહસ્થ છે. એટલે કે, જગતનાં સામાન્ય સુખસગવડ, ખાનપાન વગેરે તેને ત્યાં મબલક છે. તેની તેવી કીર્તિ પણ છે — તે મોટો ગણાય છે. આમ ઘરબાર, સંતાન, સંપત્તિ અને કીર્તિ ઇ૦, કે જે સુખનાં સામાન્ય સાધન ગણાય છે, તે બધાં તેની પાસે છે. પછી એને શાની ગરજ રહી ? — એમ સામાન્યપણે લાગવા સંભવ છે. ઉપનિષદ કહે છે કે, એને પણ મનમાં પરિતૃપ્તિ નહોતી; તેને અંતરમાં નિરાંત નહોતી— તે શાંત થયો નહોતો. ઉપર જણાવેલું મહાશાલ-પણું તેને શાંતિ આપી

* શંકરાચાર્ય નોંધ કરે છે કે, વિધિવત્ કહેવામા કદાચ સામાન્ય નિયમનો ઉલ્લેખ હોય, અથવા અંગિરસ્ પહેલાનાઓ માટે તે ન હોય.

શકતુ નહોતુ. 'મહાશાલઃ' વિશેષણ આ ભાવને સ્પષ્ટ કરવાને માટે સમજવું જોઈએ.

શૌનકને શી વાતનો અજંપો હતો? શી વસ્તુ એના જેવા સંપન્ન સુખી સદ્ગૃહસ્થને પણ ખૂટતી હતી? હજી એ શાને માટે ઝંખતો હતો? તેના પ્રશ્નમાંથી સમન્વય છે કે, આ બધું જે જગત દેખાય છે, તે શું છે? — એ એને સમજવુ છે. એ સમજ્યા વગર એને પૂરુ પાકુ અચળ ચેન પડતુ નથી

ત્યારના યુગમાં એ પણ એને ખબર છે કે, કશુંક એવું છે કે જે જાણી લઈએ તો બધું જાણી લીધાનો સંતોષ મળે છે. આવું કાંઈક તત્ત્વ કે વસ્તુ છે એ વિષે એને શંકા નથી. એના સમાજમાં એ તો એક પ્રચલિત માન્યતા જેવું હશે એમ લાગે છે. અંગિરસને એ એવો પ્રશ્ન નથી કરતો કે, આ બધું શું છે? આ બધા સંસારનો વ્યવહાર તો એ પામી ગયેલો છે; તે જ પૂરતું એનું જીવન જુઓ તો તેમાં એ પારંગત છે— તે 'મહાશાલ' છે પણ તેનાથી એને સંતોષ નથી; બલ્કે એમ કહેવું જોઈએ કે, તે જીવન હાંસલ કરતાં જ એને મૂર્ત રૂપે અને અંતરમાંથી સવાલ ઊઠયો છે. એ વ્યવહારમાં પણ ઘણું ઘણું જાણવાનું હોય છે, સમજવાનું મળે છે; પણ તે જાણ કે જ્ઞાન મેળવવામાં એનો અંત નથી દેખાતો. એવી તો અનેક વિદ્યાઓ તેને ખબર હશે; તે વિના તે સફળ ગૃહસ્થાઈ કેમ મેળવી શકે? પણ એ પુરુષાર્થમાંથી જ તે માણસને એની મર્યાદા પણ દેખાઈ જાય છે; અને તે એ કે, તે બધી વિદ્યાઓ એવી નથી કે જે મનુષ્યહૃદયમાં જાણે અછીપ હોય એવી લાગતી જ્ઞાનની તરસને શાંત કરી શકે. ક્રમમાં ક્રમ, શૌનકને, મહાશાલત્વ મળ્યા છતાં, એ જ્ઞાનની શાંતિ તે બધામાંથી મળી નથી પૂર્વના સંસ્કારે એ જાણે છે કે, આવી કાંઈક વસ્તુ તો જરૂર છે, એમ કહેવાય છે. અંગિરસ પાસે તે છે એવી તેમની ખ્યાતિ સાંભળીને તે એમની પાસે વિધિવત્ આવે છે, અને સવાલ પૂછે છે, હે ભગવાન, કયુ જ્ઞાન એવું છે કે જે મળે પછી કશું જાણવાનુ રહે

નહિ ?— માનવચિત્તમા, જાણે અનત હોય એવી જે જાણવાની ઇચ્છા છે, અથવા તો અનત એવો જે જ્ઞાનનો અફાટ વિસ્તાર સામે પાડેલો છે તેને તુલનામા મર્યાદિત અને અલ્પ લાગતો એવો માનવ કઈ રીતે પહોચી વળી શકે ? એને માટે કોઈ કીમિયો છે ખરો ? તે શો છે ?

આ ટૂકમા આ ઉપનિષદનો બીજ પ્રશ્ન છે અને તે જ આપણો માનવજીવનનોયે મૂળ પ્રશ્ન છે, એને જ અનત અતૂટ પરમ સુખ, કે પરમધામ કે જ્યાથી પાછા પડવાપણુ નથી, કે મનુષ્યહૃદયની પરમ ભૂખ વગેરે કહીને વર્ણવાય છે મનુષ્યજીવનમા જે જે કાઈ મેળવવા કે સાધવા યા જાણવા માગીએ છીએ તે બધાનો ઊગમ આ પરમ માનવભૂખમાથી છે તેથી જ ઉપનિષદ કહે છે—

न वा अरे पत्यु कामाय पति प्रियो भवति,
    आत्मनस्तु कामाय पति प्रियो भवति ।
न वा अरे जायायै कामाय जाया प्रिया भवति,
    आत्मनस्तु कामाय जाया प्रिया भवति ।
न वा अर पुत्राणां कामाय पुत्रा प्रिया भवन्ति,
    आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे वित्तस्य कामाय वित्त प्रिय भवति,
    आत्मनस्तु कामाय . . . ।
न वा अरे ब्रह्मण कामाय ब्रह्म प्रिय भवति,
    आत्मनस्तु कामाय . . . . . ।
न वा अर क्षत्रस्य कामाय क्षत्र प्रिय भवति
    आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे लोकानां कामाय लोका प्रिया भवन्ति,
    आत्मनस्तु कामाय . . . ।
न वा अरे देवानां कामाय देवा प्रिया भवन्ति,
    आत्मनस्तु कामाय . . . . ।

न वा अरे भूतानां कामाय भूतानि प्रियाणि भवन्ति,
आत्मनस्तु कामाय . . . . . ।
न वा अरे सर्वस्य कामाय सर्वं प्रियं भवति,
आत्मनस्तु कामाय सर्वं प्रियं भवति ॥
(उह० २ ४, ५)

મનુષ્ય અર્થ અને કામને અંગે નાના ભોગ અનેક કામો ઉપાડે છે, તેમા તે અફળ-સફળ થાય છે કદી પૂરો સફળ નથી થતો કારણ કે, પૂરી સફળતા જો થતી હોય તો ફરી નવા નવા તુક્કા ન ઊઠે, એની તૃષ્ણા મટતી જ નથી પરતુ જ્યા સુધી માણસ પોતાને જ વિષે અતર્મુખ થઈને વિચાર નથી કરતો, પોતે શુ કામ મથે છે ને આખડે અથડાય છે તેના મૂળમા ઊતરવા નથી જતો, (શાસ્ત્રીય ભાષામા કહીએ તો, જડતા અને ઉધમાતના બીજ એવા રજસ તમસમાથી મુક્ત નથી થતો,) ત્યા સુધી, અભાન પેરે એ વર્ત્યે જાય છે તેને તૃપ્તિ નથી, સુખ નથી, નિરાત કે શાતિ નથી એનુ શુ કારણ, એ ભવે તે ન સમજે, કેમ કે એણે બુદ્ધિથી તે વિચાર્યુ નથી, એની ચિત્તશુદ્ધિ ઓછી હોઈ એટલ ઝીણુ કામ તે કરી નથી શકતી પરતુ એનુ કારણ એ છે કે, મૂળે તો પેની પરમ નિર્વાણની — માથાકૂટ અને અજપાની સતત પ્રવર્તતી મનોદશામાથી છૂટવાની — ઝખના જ તેને પ્રેરી રહી છે, ગીતકાર આ જ વસ્તુનુ વર્ણન કરતા કહે છે કે, તે વિચેતસ્ છે, તેથી તેને દુખે છે કાઈક અને ફરિયાદ કરે છે કાઈક, એને પોતની ખબર નથી તે એ ગી અ શાઓ સેવે છે તેથી પછી મૂળ દુખના ઉપાય તરીકે જોતા ભોગ એવા કર્મોમા પડે છે, અને એ બધામા પ્રેરનારી તેની સમજ જોવા જઈએ તો તે પણ દુરસ્ત હોતી નથી *

અને આ અંધકાર કુગામણીમા જન્મોજન્મ જાય સાત જીવમા કે અઠ નમા પણ જાય, અથવા અર્ધા જાગ્યા ને મરણ આવ્યુ તેથી વચ્ચે

* मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतस (ગીતા ૯-૧૨)

આ યાત્રા અટકે, એ રીતે પણ જાય. પણ આ યાત્રા મનુષ્યને માટે સરજાયેલી છે; તેના *સ્વભાવમાં તે જડેલી છે; મનુષ્યયોનિની વિશેષતા જ આ યાત્રા ખેડવાની અમર ભૂખ તેના હૃદયમાં સરજાયેલી છે, એ છે. કોઈ મનુષ્ય એના વગરનો હોઈ ન શકે. તેના પર પડળ આવી જાય, પણ તેથી તે નથી એમ ન કહેવાય. તેને વિશે મૂઢતા સંભવે, વ્યગ્રતા સંભવે, વિક્ષેપ આવે. મનુષ્યના વૈયક્તિક તથા સામુદાયિક ધમપછાડા આ જ એક મૂળ યાત્રામાં ફાવવાને અર્થે અર્પિત થયા કરે છે. તેથી જ કહેવાયું છે કે, 'सर्वम् कर्म अखिलम् पार्थ, ज्ञाने परिसमाप्यते' [ગીતા ૪–૩૩]. જગતના વ્યવહારમાત્રની ઇતિ તેમાંથી 'આપ'ને વધારે સમજવા અર્થે જ છે. આથી જ બ્રહ્મવિદ્યા સર્વવિદ્યાઓની પ્રતિષ્ઠા છે, પરાવરા છે.

શૌનક તેની જીવનયાત્રામાં અને સમજમાં કુટાતો કુટાતો મનુષ્ય-હૃદયની મૂળ ભૂખના નિરાકરણને મેળવવા સુધી પહોંચ્યો છે. માનસ-શાસ્ત્રીઓ કહે છે કે, મનુષ્યહૃદયમાં બે મૂળવાસનાઓ છે: આત્મરક્ષાની અને પ્રજોત્પત્તિની (અર્થાત્ પ્રજાતંતુને અતૂટ આગળ ચલાવવાની). પરંતુ આ બે તો એ મૂળ આત્મજિજ્ઞાસાના સાંસારિક સ્વરૂપના આવિષ્કાર છે. તેથી જ, એ બને વિષે જેને જરાય ચિંતા નથી એવો શૌનક, છતાં, અતૃપ્ત છે; એટલું જ નહિ, એ બંનેના મૂળમાં જઈને જોઈ શક્યો છે કે, મૂળ ભૂખનું સ્વરૂપ એથી જુદું છે; દુનિયાની પ્રાપ્તિઓ માટેનાં વલખાં તો એનાં ઉપરચોટિયાં ચિહ્નો છે. માનવરોગનું ખરું નિદાન આત્મજિજ્ઞાસા છે. ઉપનિષદો જે માનસશાસ્ત્ર અથવા મનુષ્યહૃદય કે ચિત્તનુ પૃથક્કરણ કરી આપે છે, તે આ ઢબનું છે.

અને બ્રહ્મનો અધિકારી આ સમજેલાને કહ્યો છે. બ્રહ્મવિદ્યાને સમજવા એ તૈયાર થઈ શકે ને અધિકારી ગુરુ તેને સફળ સમજાવી શકે. આ સમજવું એ તર્કનું કામ નથી; બ્રહ્મજિજ્ઞાસા જીવનથી જાગવી જોઈએ: જીવન જીવતાં ને તેના સમગ્ર અનુભવોને જાગ્રત ભાવે જોતાં તેમાંથી ઊગનારી એ મનોદશા છે. તેવાને પછી

* स्वभावोऽध्यात्ममुच्यते [ગીતા ૮–૩]

અલગ વૈરાગ્ય નથી જોઈતો એ દશા સ્મશાનવૈરાગ્ય નથી ગંદકીમાથી કમળ પેઠે ઉદય પામનારી એ અજબ ઘટના છે શૌનક દુનિયાથી થાકેલો હારેલો નાસીપાસ માણસ નથી આત્મપ્રાપ્તિ બલવાનનુ કામ છે — नायमात्मा बलहीनेन लभ्यः । આ બળ એટલે શૌનકે બતાવેલુ બળ એ શારીરિક સ્થૂલ બળ નથી, માનસિક તર્કબળ કે વાક્-પટુતા નથી, એ જીવનબળ છે. તેથી જીવનમાથી જ, સાપ જેમ કાચળી સહેજે ઉતારી દે એમ, મહાશાલપણુ છોડી તે અંગિરસ્ ઋષિ પાસે સમિત્પાણિ બનીને જાય છે પછી તેમના આશ્રમમાં શિષ્યભાવે તે રહ્યો હશે, અને પોતાના પ્રશ્નનુ સમાધાન મેળવ્યું હશે

ઉપનિષદ હવે તે ભાગમાં પ્રવેશ કરે છે. શૌનકે પૂછ્યુ છે, હે મહારાજ, કયુ જ્ઞાન એવું છે કે જે મળ્યે જ્ઞાનમાત્રની પિપાસા મટે?

ઋષિ તેને જવાબ આપે છે:— ]

## ૩

## બે વિદ્યાઓ

तस्मै स होवाच । द्वे विद्ये वेदितव्ये इति ह स्म यद्
ब्रह्मविदो वदन्ति परा चैवापरा च ॥ १-१-४ ॥

### પદાર્થ

तस्मै = તેને (શૌનકને) सः = તેમણે (અંગિરસ્ મુનિએ) ह = (વાક્યપૂર્તિ માટે છે.) उवाच = કહ્યું : द्वे = બે विद्ये = વિદ્યાઓ वेदितव्ये = જાણવી જોઈએ, જાણવા જેવી છે; इति = એ પ્રમાણે ह स्म = (વાક્યપૂર્તિ માટે છે.) यद् = જે ब्रह्मविदः = બ્રહ્મજ્ઞાનીઓ वदन्ति = કહે છે, (તે બે તે આ.) परा = પરા વિદ્યા च एव = (પછી આવતા 'च = અને'ની પૂર્તિ રૂપે) अपरा च = અને અપરાવિદ્યા.

અન્વય

तस्मै सः ह उवाच (हे शौनक,) ब्रह्मविदः यद् द्वे विद्ये वेदितव्ये इति ह स्म वदन्ति, (ते) परा च एव अपरा च॥ *

અર્થ

તેમણે (અંગિરસે) તેને (એટલે કે શૌનકને) કહ્યું, (હે શૌનક,) બ્રહ્મજ્ઞાનીઓ જે કહે છે કે બે વિદ્યાઓ જાણવા જેવી છે, તે બે વિદ્યાઓ તે આ— પરા વિદ્યા અને અપરા વિદ્યા.[૪]

[શૌનકના પ્રશ્નનો ઉત્તર વિદ્યાક્ષેત્રનું આખું સ્વરૂપ માંડી બતાવીને અંગિરસ્ કહે છે. તે કહે છે:— શ્રુતિની પરંપરામાં જે સાંભળેલું છે તે આ તને કહું છું. પરમતત્ત્વ બ્રહ્મને સમજનારાઓ સમગ્ર વિદ્યાને બે ભાગ પાડીને સમજાવે છે તેઓ આ બધા સંસારનો કે વિશ્વનો પાર પામેલા લોક હતા તેમણે વિદ્યાના બે મોટા ભાગ પાડ્યા છે. તે ભાગો તારો પ્રશ્ન સમજવવાને અંગે પ્રસ્તુત છે. એક વિદ્યા-વિભાગને અપરા વિદ્યા કહ્યો છે; બીજા વિદ્યા-વિભાગને પરા વિદ્યા કહ્યો છે. માનવચિત્તનાં જિજ્ઞાસા ને પુરુષાર્થ આ બેનો પાર પામવા અર્થે છે, તેથી જાણવા જેવું બધું તેમાં આવી જાય છે

બેમાંથી કયું જાણવાથી બધું સમજાઈ કે જણાઈ— મળી જાય, એ જાતનો પ્રશ્ન, ખરું જોતાં, શૌનકનો છે. એના સીધા ઉત્તર તરીકે આ નથી સમજવાનું કે, બે વિદ્યાઓ જાણવી જોઈએ. આ મંત્રમાં શૌનકને એટલું જણાવે છે કે, તારા પ્રશ્નને અંગે બે વિદ્યાઓનો અભ્યાસ પ્રસ્તુત છે તે બે વિદ્યાઓ તને શું આપશે તે હવે પછી કહું છું. પહેલું એ સમજ કે, આ બધું જે વિશ્વ, તેને વિષે જાણવા માટે

* અથવા એવો અન્વય પણ બેસાડી શકાય કે, પરા અને અપરા વિદ્યા એમ જે બ્રહ્મજ્ઞાનીઓ કહે છે, તે બે વિદ્યાઓ જાણવા જેવી છે– અથવા જાણવાને માટે છે (જ્ઞાનક્ષેત્ર કે બધો વિદ્યાવિસ્તાર એમાં આવી જાય છે.)

કુલ વિદ્યા જે છે, તે બે વિભાગમા કહી બતાવી શકાય, બ્રહ્મજ્ઞાનીઓ તે બે વિભાગને અપરા વિદ્યા અને પરા વિદ્યા એવા નામથી વર્ણવે છે.

સહેજે પ્રશ્ન ઊઠે, તો એ બે વિદ્યા શુ છે તે કહો અગિરસ્ પછીના શ્લોકમા તે કહે છે — ]

तत्रापरा ऋग्वेदो यजुर्वेद. सामवेदोऽथर्ववेदः
शिक्षा कल्पो व्याकरणं निरुक्तं छदो ज्योतिषमिति ।
अथ परा यया तदक्षरमधिगम्यते ॥ १-१-५ ॥

### પદાર્થ

तत्र = તે બેમા अपरा = અપરા વિદ્યા (આ પ્રમાણે છે .—) ऋग्वेदः = ઋગ્વેદ, यजुर्वेदः = યજુર્વેદ, सामवेदः = સામવેદ, अथर्ववेदः = અથર્વવેદ, शिक्षा = (વેદોના) ઉચ્ચારણ વગેરેનું શાસ્ત્ર, कल्प = (યજ્ઞાદિ) કર્મ કેમ કરવાં તેની રીત બતાવતુ શાસ્ત્ર, व्याकरण = વ્યાકરણશાસ્ત્ર, निरुक्त = (વૈદિક) શબ્દોની વ્યુત્પત્તિ બતાવતું શાસ્ત્ર, छन्दः = છંદવિદ્યા, ज्योतिषम् = જ્યોતિષ શાસ્ત્ર इति = એ પ્રમાણે अथ = હવે परा = પરાવિદ્યા (તે આ —) यया = જેના વડે तद् = તે (અર્થાત્ હવે પછી તરત જેનુ વર્ણન આવે છે તે,) अक्षरम = અવિનાશી (એવુ બ્રહ્મ) अधिगम्यते = પમાય છે

### અન્વય

तत्र, अपरा (विद्या) ऋग्वेदः यजुर्वेदः अथर्ववेदः, शिक्षा कल्पः, व्याकरण निरुक्तम् छदः ज्योतिषम् इति, अथ परा (सा) यया तद् अक्षरम अधिगम्यते ॥

### અર્થ

તે (બે)માંની અપરા (કહેવાતી વિદ્યા) આ છે — ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ; શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ. (એટલે કે ચાર વેદ અને છ વેદાંગો.)

**અને હવે (બીજી) પરા (કહેવાતી વિદ્યા) આ છે—**
**જેનાથી અક્ષર એવું તે (પરમતત્ત્વ બ્રહ્મ) પમાય છે. [૫]**

[અપરા વિદ્યા એટલે જ્ઞાનનો બધો ગ્રંથસ્થ વિસ્તાર, કે જે ભણી શકાય છે. તે કાળે એમાં જે સમાતું કે સમજાતું તે ગણાવીને એમ સૂચવ્યું છે કે, એવો બધો જ્ઞાનવિસ્તાર તે અપરા વિદ્યા. આજે જોવા મળતાં નવાં નવાં વિદ્યાનામો એમાં આવી જાય છે.

ચાર વેદો અને તેમને યથાર્થ સમજવાને માટે જરૂરી વિદ્યાઓ તે એનાં ૭ વેદાંગો, એમ પ્રાચીન શિક્ષણનો એક્રમ બનતો વેદાંગોમાં શિક્ષા એટલે વેદોનું ઉચ્ચારણશાસ્ત્ર ધ્વનિ ને તેનું યથાર્થ ઉચ્ચારણ એ ભાષાનો પ્રાણ છે; જ્યારે ગ્રંથો મોઢે જ રખાતા ત્યારે તો એ સવિશેષ મહત્ત્વનું ગણાય. વેદોના ઉચ્ચાર માટે, તેથી, તેનું શાસ્ત્ર જ રચાયું હતું; તેનું નામ શિક્ષા.

कल्प – વૈદોક્ત યત્રય ગાદિ કર્મો કેમ કરવાં તેનો વિધિ બનાવતી વિદ્યા.

व्याकरण – વેદોની ભાષા સમજવા માટેનું વ્યાકરણશાસ્ત્ર. અને શબ્દોના સ્વરૂપ સમજવા માટેનુ વ્યુત્પત્તિશાસ્ત્ર તે निरुक्त. આ બે મળી વેદના અર્થ સમજાતી શકે.

छद – શિક્ષા પ્રમાણે ઉચ્ચારણ કરતી વખતે તેને માત્રામેળથી ગાવાના છંદો તે છંદવિદ્યા.

અને વેદમાં કહેલી ક્રિયાઓ ક્યારે કરવી એ જાણવા માટેની વિદ્યા તે ज्योतिष — ખગોળવિદ્યા.

આમ દુનિયાનું સમગ્ર જ્ઞાન—તેના લૌકિક અર્થમાં—તે અપરા વિદ્યા થઈ એટલે કે, ભણતરના ભિન્ન ભિન્ન બધા વિષયોનો સમુદાય. સમગ્ર જિજ્ઞાસા શમવા માટે બે વિદ્યાઓ જે જાણવાની છે તેમાની એક આ.

અને બીજીનું નામ 'પરા'. ધ્યાન ખેંચે એવું અહીં એ છે કે, તેનુ સ્વરૂપ કે વ્યાખ્યા સમજાવવા કોઈ ગ્રંથનું નામ નથી આપ્યું. માત્ર

તેનુ ફળ કે પ્રયોજન કહ્યું છે કે, આ વિશ્વનુ 'અક્ષર' * — અવિનાશી એવું જે સત્ય તત્ત્વ, કે જે તેના આધારરૂપે રહેલું છે, તે જેના વડે મેળવી શકાય કે પામી શકાય, તેને પરા વિદ્યા કહે છે.

એટલે, 'અપરા'નો તો અર્થ સીધો સામે જોઈ શકાય છે: વેદ-વેદાગની વિદ્યાઓ. 'પરા'ને માટે એવુ નથી. તેનો વિષય 'અક્ષર' છે. આ શું? એ કયો પદાર્થ?—એમ સહેજે સવાલ થાય પછીનો મંત્ર એ અક્ષરતત્ત્વને વર્ણવશે.

તે જોતા પહેલા એક વસ્તુ અહીં જોવાની રહે છે: શું 'અક્ષર' બાબત ચર્ચા વેદોમાં નથી? ના જો હોય તો પછી 'પરા' એવો જુદો વિદ્યા-વિભાગ કહેવો શું કામ? આનો જવાબ એ બે ભાગની વ્યાખ્યામાથી જ મળે છે, યા શોધવો જોઈએ. પદાર્થનું શબ્દ-જ્ઞાન અને અર્થ-જ્ઞાન જુદાં છે. જેમ, ભૂગોળ-ખગોળની ચોપડી દ્વારા થતું જ્ઞાન અને પ્રત્યક્ષ જઈને જોવું એમાં ભેદ છે એમ. વેદ-વેદાંગો શબ્દજ્ઞાનનો સંગ્રહ છે; તેનું નર્યું પાંડિત્ય સંભવી શકે, કે જેને માટે ઈશોપનિષદ કહે છે — 'એ તો વળી વધુ ઘોર અંધકાર છે.' (મંત્ર ૯). તેનોય સાક્ષાત્ અર્થ જાણવા માટે જીવનથી પુરુષાર્થ કરવો પડે. આમ, અપરા વિદ્યા અને પરા વિદ્યા શબ્દ અને અર્થ બાબત છૂટી થઈ શકે છે 'અક્ષર'નુ શબ્દજ્ઞાન જરૂર અપરા વિદ્યામાં આવે છે. જેમ કે વેદના ઉપનિષદ્‌ગ્રથો તે પણ શબ્દ તરીકે અપરા વિદ્યા છે. પરા વિદ્યા તો સીધા સાક્ષાત્કારને જ કહી છે. એટલે પરા અપરા બે ભાગો, ઋગ્વેદ ને સામવેદ જેમ જુદા છે, એ ઢબે પાડેલા ભાગ નથી એક ભાગ જે ઇદ્રિયગોચર જ્ઞાનનો કે શબ્દજ્ઞાનનો વિષય છે તે અપરા વિદ્યા; અને પદાર્થમાત્રમાં 'અક્ષર' રહેલો એવો જે આ વિશ્વનો સાચો અર્થ કે વસ્તુ છે, તેને પામી જવું એ પરા વિદ્યા. આમ બે ભાગ પાડવામાં વિરોધ નથી.

આ પ્રશ્નના જ જાણે દાખલા તરીકે હોય એમ, પછીનો મંત્ર 'અક્ષર' નું સ્વરૂપ કહે છે. પણ તે પરા વિદ્યા નથી, અપરા જ છે;

* આનો અર્થ પછીના મંત્રમા આપે છે

કેમ કે એના શબ્દો જાણ્યે તે 'અક્ષર'નું જ્ઞાન નથી થતું; તેને વિષે માહિતી બહુ તો મળે છે. તો એનું જ્ઞાન શી રીતે થાય? — આ પ્રશ્ન તરત ઊઠે. પણ તે અહીં અત્યારે ન ચર્ચતાં પ્રથમ એ 'અક્ષર' શું છે તેનું શબ્દજ્ઞાન પણ કહેવું જોઈએ, કે જેથી તે પૂરતી બુદ્ધિની જિજ્ઞાસા શમે. એમ શબ્દોથી કહેવાનું પરોક્ષ જ્ઞાન પ્રત્યક્ષ શી રીતે થાય, એ પ્રશ્ન આગળ ઉપર આવશે. ]

## ૪

## અક્ષરનું સ્વરૂપ

यत्तदद्रेश्यमग्राह्यमगोत्रमवर्णम्
अचक्षुःश्रोत्रं तदपाणिपादम् ।
नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं
तदव्ययं यद् भूतयोनिं परिपश्यन्ति धीराः ॥ १-१-६ ॥

### પદાર્થ

यद् = જે तद् = તે अद्रेश्यम् = (જ્ઞાનેંદ્રિયોથી ન પામી શકાય તેવું) અદૃશ્ય-અગોચર, अग्राह्यम् = (કર્મેન્દ્રિયો વડે ઝાલી ન શકાય તેવું) અગ્રાહ્ય — નિરાકાર, अगोत्र = (કોઈ ગોત્રમાંથી જેની ઉત્પત્તિ નથી તેવું) અગોત્ર — અજન્મા, अवर्णम् = વર્ણરહિત (આકાર કે રૂપરંગ વિનાનું), अचक्षुःश्रोत्रं = આંખ કાન (વગેરે જ્ઞાનેંદ્રિયો) વિનાનું, (ઇંદ્રિયો રૂપી મર્યાદિત સાધનો વિના જ જે સર્વજ્ઞ છે); तद् = તે अपाणिपाद = હાથ પગ (વગેરે કર્મેન્દ્રિયો) વિનાનું, नित्य = નિત્ય, સનાતન, विभु = સર્વવ્યાપી, सर्वगत = સર્વમાં રહેલું, सुसूक्ष्मं = અતિસૂક્ષ્મ; तद् = તે अव्ययम् = જેમાં ઓછા-વત્તાપણું થતું નથી તેવું — ફેરફાર રહિત; यद् = કે જે भूतयोनिं સર્વ ભૂત કે પદાર્થમાત્રનું જન્મસ્થાન (છે, તેને) परिपश्यन्ति = પરિપૂર્ણતાથી

જુએ છે—સાક્ષાત્કાર કરે છે, धीराः = ધીર પુરુષો (બુદ્ધિશાળી, વિવેકજ્ઞાની).

અન્વય

यद् तद् अद्रेश्यम्, अग्राह्यम्, अगोत्रम्, अवर्णम्, अचक्षुःश्रोत्रम्, तद् अपाणिपादम्, नित्यम्, विभुम्, सर्वगतम्, सुसूक्ष्मम् तद् अव्ययम्, यद् भूतयोनिम् धीराः परिपश्यन्ति ॥

અર્થ

('અક્ષર' એવું) જે તે (તત્ત્વ), તે (જ્ઞાનેંદ્રિયોથી ન પામી શકાય એવું) અદૃશ્ય કે અગોચર, (કર્મેંદ્રિયો વડે ન ઝાલી શકાય એવું) અગ્રાહ્ય કે નિરાકાર, (સ્વયંસત્તાક હોવાથી કોઈ ગોત્રમાંથી જેની ઉત્પત્તિ નથી એવું) અગોત્ર કે અજન્મા, (એટલે આપોઆપ) વર્ણથી રહિત, આંખ કાન (વગેરે જ્ઞાનેંદ્રિયો) વિનાનું, (તથા) હાથપગ (આદિ-કર્મેંદ્રિયો) વિનાનું છે;

(આવા પ્રકારનું તે તત્ત્વ) નિત્ય કે સનાતન છે, વિભુ કે સર્વવ્યાપક છે, સર્વમાં રહેનારું અતિસૂક્ષ્મ અચલ અવ્યય છે;

તથા (તે જ એ તત્ત્વ કે) જે ભૂત કે પદાર્થમાત્રનું જન્મસ્થાન છે.

ધીર પુરુષો એને પરિપૂર્ણતાથી જુએ છે—તેનો સાક્ષાત્કાર પામે છે. [૬]

[આમ, અંગિરસે શૌનકને હવે ઉત્તર આપ્યો કે, ઇંદ્રિયોથી ગ્રાહ્ય એવા વિષયોને સ્પર્શતી ચર્ચતી અપરા વિદ્યા છે; 'અક્ષર'ને પણ તે શબ્દ દ્વારા સ્પર્શે છે. પરંતુ તેનાથી જિજ્ઞાસાની આખરી નિવૃત્તિ નથી થતી. તેની નિવૃત્તિ માટે, તે ઉપરાંત અને ખાસ કરીને,

પરા વિદ્યા ગાંઠવી જોઈએ. એટલે કે, અતિસૂક્ષ્મ ને પદાર્થમાત્રનું અંતર્યામી ને સર્વવ્યાપક એવું સનાતન અક્ષર તત્ત્વ જે છે, તેને પામવું જોઈએ.

ઇંદ્રિયો જ્યાં કામ ન દે, તેને શી રીતે પામી શકાય?—આવો પ્રશ્ન સહેજે થાય.

એનો એક જ જવાબ હોઈ શકે અને તે એ કે, પામી શકાય છે; ધીર પુરુષો તેને પામી શકે છે; આ વાત પ્રત્યક્ષ અનુભવની છે.

તે ઉપરાંત તેમાં વેદ કે આપ્ત પ્રમાણ હોઈ શકે. મનુષ્યની બુદ્ધિ અહીં આગળ શ્રદ્ધા પર અવલંબીને ચાલે છે; એથી બીજી ગતિ જ નથી. 'બ્રહ્મ જેવું કોઈ બ્રહ્મ કે કોઈ બીજા નામવાળું તત્ત્વ છે?'— આ એક સવાલ. અને 'હોય તો, તેને પામી શકાય?'—આ બીજો સવાલ. બીજી રીતે કહો તો, 'ઈશ્વર છે? તેનાં દર્શન થઈ શકે?' એ જ પ્રશ્ન આ થયો.

આ પ્રશ્નો તર્કગમ્ય નથી, કે જેથી ઇંદ્રિયોનું પ્રમાણ આપીને તેમનો ઉકેલ મેળવી લેવાય. ઉપમા અને અનુમાન વડે, કદાચ એ પ્રશ્નોનુ શ્રદ્ધાજનક આકલન સંભવી શકે. જેમ કે, આવું કોઈક તત્ત્વ હોવું જોઈએ, નહિ તો મનુષ્યહૃદય માટે આરો જ નથી,—એવો જો જીવંત અનુભવ થાય, તો જ આ પ્રકારની શ્રદ્ધા માટેની યોગ્ય ભૂમિકા બંધાય. નહિ તો, અજ્ઞેય- કે શૂન્ય- વાદનુ કાંઈક તર્કશુદ્ધ લાગતું નિદાન બુદ્ધિ ગોઠવી લે છે. અથવા તો પછી અમુક જડતા ભરેલી કે તામસ સમજથી ચલાવવામા આવે છે. આમ સામાન્ય રીતે લોકોનું ચાલે છે. ખરું જોતાં એમાં પ્રજ્ઞા કે ચિત્તશુદ્ધિની, અથવા કહો કે જીવનના ઊંડા અનુભવની, ઊણપ મૂળ કારણ હોય છે. શૌનક કે બુદ્ધ, અર્જુન, મીરાં, કબીર, વિવેકાનંદ વગેરે જેવા પરમ જીવનવીરો પેઠે, પોતાની ગૂચ પોતાને પૂરી પરખાયેલી નથી હોતી. એટલે સામાન્ય રીતે લોકો, જાણ્યે અજાણ્યે, મૂઢતામાં, કશાકને આરો માનીને કે શાહમૃગ પેઠે પ્રશ્ન પર ઢાંકણ મૂકીને ઊંઘે છે. બ્રહ્મજિજ્ઞાસા ઉત્પન્ન થવાની ચિત્તદશા જીવનના અવલંબનનો

ખરો ભાવ ન મળતા તે ખોળવાની એક પ્રકારની ભૂખ કે ખોજ છે. સામાન્ય રીતે મળતા કે મનાતા અવલબનો ખરા જીવન વિષે જાગ્રત્ થયેલા બ્રહ્મજિજ્ઞાસુને અનુભવે ભાગેલાં લૂલા લાગે છે તેવાને પ્રશ્ન ઊઠે ને તેને કહી શકાય કે, ન ભાગે, ન તૂટે એવું અવલબન છે.

એ અવલબનનુ સ્વરૂપ પેલી જિજ્ઞાસાથી જ એની મેળે નક્કી થાય છે 'જે જાયુ તે જાય', તેથી જે બધુ છે એમ માન્યુ છે તે તો આજ છે ને કાલે નથી. માટે એ અવલબન જો હોય તો તેણે નિત્ય હોવું જોઈએ. એટલે પછી આપોઆપ તે અજન્મા હોય તો પછી તે કોઈ ખાસ સ્થાનમા વસતુ તો ન જ હોઈ શકે, નહિ તો તે વસ્તુવિશેષ બની મરણધર્મી થઈ જાય એટલે તે વિભુ, સર્વગત તો આપોઆપ હોવું જોઈએ તો જ તે 'અવ્યય' – નાશ ન પામે એવું હોઈ શકે ને હોય જ આમ એ અક્ષર અવલબનના ગુણો હૃદયની મૂળ ભૂખ પરથી જ તારવી શકાય. આ મંત્રમાં એ ગુણો જ ગણાવ્યા છે. એટલે સુધી તો બુદ્ધિ-વ્યાપાર ચાલે. પછી? પછી સવાલ તો રહે જ કે તેને પામી શકાય? તેનો એક જ ઉત્તર આવે કે, આવું અવલંબન મનુષ્ય હાસંલ કરી શકે છે* ખરુ પૂછો તો, એ જ સાચું અવલબન છે પણ તેવો મનુષ્યને અનુભવ નથી. તે તેણે જ્ઞાન- અને જીવન- પૂર્વક ધીરતા ધારણ કરીને મેળવવો જોઈએ અહીં, એમ નથી કે કશુંક પહેલા નહોતુ ને પછીથી આણવાનુ કે આવવાનુ છે, હકીકતે રહેલી વસ્તુની ખબર

* ક્યાથી લાવીને એ હાસલ કરી શકે? આ વિચારવા જેવું છે કોઈ અમુક જગાએ જે નથી, તે જો હોઈ શકે તો ખરે જ હોય, યા તો હોય જ નહિ ન હોવાનો તો સવાલ નથી, કેમ કે આખા જીવનના રોમેરોમથી જેની ભૂખ લાગે તે ન હોય એમ કહેવું શા કામનુ? હા, આમ ભૂખ લાગવી એ શક્ય છે?—એમ પૂછી શકાય તેનો ઉત્તર શૌનક પોતે છે, તે આપણે ૪થા મંત્રમા જોયુ; જગતના અનેક સાધકો તેના દાખલા છે તે માનવા જ રહ્યા

એટલે પાછો પ્રશ્ન શ્રદ્ધા ઉપર જ ગયો છેવટે જ્ઞાનમાત્રનો જન્મ જિજ્ઞાસામા જ છે, ને તે શ્રદ્ધાથી જ આગળ ચાલે છે દા ત નચિકેતાને ખરો જીવન ખૂટવાનો પ્રસંગ આવ્યો ત્યારે 'श्रद्धा त आविवेश' જુઓ (કઠ૦)

નથી, એની જે અવિદ્યાની અજ્ઞાનદશા, તેમાથી ધીર પ્રયત્નો કરીને નીકળવાનુ છે અને ધીર પુરુષો એમ કરી શકે છે

આ મંત્રમા અક્ષરને 'ભૂતયોનિ' કહ્યુ છે અપરા અને પરા વિદ્યાઓના વિષયો – જે આ બધુ દશ્ય અને પરમ અક્ષર તત્ત્વ,– તે બેનો સબંધ બતાવનાર તે વિશેષણ છે એ જ અક્ષર તત્ત્વમાથી આ બધુ વિશ્વ ઉત્પન્ન થયુ છે જો એ જ એક તત્ત્વ અક્ષર છે, તો તે જ આ બધા પદાર્થમાત્રની જનની હોઈ શકે છે, એ અનુમાનથી પણ માનવુ જોઈએ

નજર સામે જણાતા આ વિશ્વનો અને તેમ ન જણાતા (છતા જીવનની ક્ષણે ક્ષણમા ને રોમે રોમમા પોતાની હયાતી પોકારતા એવા) અક્ષર તત્ત્વનો સબધ હવે સમજાવે છે ઉપમાથી જ તે થઈ શકે તે આપીને અંગિરસ્ એ સમજાવે છે —]

## ૫
## સૃષ્ટિની તેમાંથી ઉત્પત્તિ

यथोर्णनाभि सृजते गृह्णते च
यथा पृथिव्यामोषधय सभवन्ति ।
यथा सत पुरुषात् केशलोमानि
तथाऽक्षरात् सभवतीह विश्वम्*॥ १ १ ७ ॥

### પદાર્થ

यथा = જેવી રીતે ऊर्णनाभि. = કરોળિયો सृजते = સરજે છે गृह्णते च = અને (પોતામા) ખેચી લે છે, यथा = જેવી રીતે पृथिव्याम् = ધરતીમા ओषधय: = વનસ્પતિઓ सभवन्ति = ઊગે છે, यथा = જેવી

* સરખાવો બૃહદ્દા૦ ૨-૧-૨૦ –

स यथोर्णनाभि तन्तुनोच्चरेद् यथाऽग्ने क्षुद्रा विस्फुलिगा व्युच्चरन्ति एवमेवा स्मादात्मन सर्वे प्राणा सर्वे लोका सर्वे देवा सर्वाणि भूतानि व्युच्चरन्ति ।

રીતે सतः =હયાત-જીવતા पुरुषात् =પુરુષમાંથી केशलोमानि =વાળ અને રોમાવલી (ઉત્પન્ન થાય છે), तथा = તે પ્રમાણે अक्षरात् = અક્ષરમાંથી सम्भवति = પેદા થાય છે इह = અહીં (આ સંસારમંડળમાં) विश्व = (આ) સમસ્ત બધું (જગત)

### અન્વય

[ हे शौनक, ] यथा ऊर्णनाभिः सृजते गृह्णते च, यथा पृथिव्याम् ओषधयः सम्भवन्ति, यथा सतः पुरुषात् केशलोमानि ( सम्भवन्ति ), तथा अक्षरात् इह विश्वम् सम्भवति ।

### અર્થ

(હે શૌનક, અક્ષર તત્ત્વ 'ભૂતયોનિ' કેવી રીતે છે, તે તને ઉપમાથી બતાવું:-)

જેમ કરોળિયો (કશી બીજી સાધનસામગ્રી વગર, પોતામાંથી તાંતણા) સરજે છે અને (પોતામાં) ખેંચી લે છે;

(અથવા) જેમ ધરતીમાં બધી વનસ્પતિ ઊગે છે — (માટીમાંથી તે બધી ફૂટે છે);

(અથવા) હયાત કે જીવતા માણસમાંથી વાળ અને રોમાવલી (કશા બીજા કારણ-કરણની જરૂર વિના સ્વતઃ) થાય છે;

તે પ્રમાણે, (હે શૌનક, વગર બીજા કશા નિમિત્તે) અહીંયાં (એટલે કે આ સંસાર જે બધો આપણને દેખાય છે તેમાં,) (આ) સમસ્ત બધું (જગત) (એ) અક્ષરમાંથી પેદા થાય છે. [૭]

[આ મંત્રમાં ખાસ એ કહેવું છે કે, અક્ષર એવું સ્વસત્તાએ હયાતી ભોગવતું સનાતન તત્ત્વ, તે જ એક છે, તેમાંથી જ આ આખો સંસાર ફૂટે છે, તેમ થવાને માટે એ ઉપરાંત બીજું કશું કારણ જોઈતું નથી. તે સમજાવવા જે ઉપમાઓ આપી છે, તેમને પૂર્ણોપમા

ગણવી નહિ; ઉપલી મનસબ સ્પષ્ટ કરવા પૂરતી જ એ માનવાની છે. જેમ જીવતા શરીરનો ધર્મ જ છે કે વાળ તેમાથી ઊગે, તેમ અક્ષરમાંથી સંસાર દેખાય છે.

દર્શનશાસ્ત્રો આ વસ્તુનો બુદ્ધિમાં બેસે એવો તર્કશુદ્ધ સિદ્ધાંત સ્થાપવા મથે છે ઉત્પત્તિના નિરનિરાળા વાદો આ કોયડો સમજાવવા માટે છે. ઉપનિષદો એ મગજમારીમાં પડતાં નથી; તેમને એની ગરજ નથી. તેઓ એટલું જ માત્ર સ્પષ્ટતાથી અને ભારપૂર્વક કહે છે કે, એક અદ્વિતીય એવું જે અક્ષર, તેમાંથી જ આ બધો દૃશ્યનો ખેલ છે; દૃશ્યની સત્તા કે આધારભૂમિ યા પ્રતિષ્ઠા એ જ એક સત્યમા છે.

ભિન્ન ભિન્ન પદાર્થો અને તેઓમાં ઓતપ્રોત રહેલો કાર્યકારણભાવ જોઈને, આપણને સહેજે મૂંઝવણ થશે કે, આમ થાય શી રીતે? ધરતીને પાણી અને ખેડખાતર મળે તો વનસ્પતિ ઊગે; કરોળિયો આહાર પામી જીવતો હોય તો જાળું રચે; તેમ જ મનુષ્યનું પણ. તે ઢબે આ અક્ષરમાંથી વિશ્વની ઉત્પત્તિ શી રીતે — કેવા ક્રમથી સમજવી? પછીનો મંત્ર આ પ્રકારનું વિવરણ કરે છે.]

સૃષ્ટિની ઉત્પત્તિ આ ક્રમે થાય છે —

तपसा चीयते ब्रह्म ततोऽन्नमभिजायते ।
अन्नात्प्राणो मनः सत्यं लोकाः कर्मसु चामृतम् * ॥१-१-८॥

पदार्थ

[ જે અક્ષર તત્ત્વ છે, તેમાંથી ] तपसा = તપ વડે चीयते = ઘન બને છે – સાકારતાને પામે છે ब्रह्म = જગતની મહાન મૂળધાતુ ( સાકાર બ્રહ્મ ); ततः = ( અને પછી ) તે ( બ્રહ્મધાતુ )માંથી अन्नम् = અન્ન ( જડતત્ત્વનું આદિરૂપ ) अभिजायते = પેદા થાય છે. अन्नात् = અન્નમાંથી

---

* સરખાવો પ્રશ્ન૦ ૧ :–

प्रजाकामो वै प्रजापतिः । स तपोऽतप्यत ।
मिथुनमुत्पादयते रयिं च प्राणं च ।
[ रयि- अन्नम् ( शंकराचार्य ) ]

प्राणः = પ્રાણ, मनः = મન, सत्य = (ઇંદ્રિયો દ્વારા પ્રતીત થતા) બધા સત્ પદાર્થો, लोका = (તેમના બનેલા – ચૌદ) લોકો (અને તેમનો વ્યવહાર, એટલે કે જીવોનાં કર્મો), कर्मसु च = અને કર્મોમાં अमृतम् = અમૃત (એવી જે તેમની ફળદાયી શક્તિ કે અનંતતા)

### અન્વય

ब्रह्म तपसा चीयते, ततः अन्नम् अभिजायते। अन्नात् प्राणः, मनः, सत्यम्, लोकाः, कर्मसु अमृतम् च ॥

### અર્થ

[ભૂતયોનિ એવું જે અક્ષર તત્ત્વ તે વિભુ કે સર્વગત ને નિરાકાર છે; તેમાંથી] બ્રહ્મ (ધાતુ) તપ વડે ઘન બને છે — સાકારતાને પામે છે.

(આવી મૂળરૂપ ને તપજન્ય જે સાકારતા તે જ આ જગતની મહાન મૂળધાતુ છે.) તેમાંથી અન્ન પેદા થાય છે.

(એ ક્રમે* પછી) અન્નમાંથી પ્રાણ, મન, (તેને ઇંદ્રિયો વડે પ્રતીત થતું એવું) સત્ય કે બધા પદાર્થો, (તેમના બનેલા બધા ચૌદ) લોકો (અને તેમનો વ્યવહાર, એટલે કે જીવોનાં કર્મો), અને કર્મોમાં અમૃત એવી જે તેમની

* આ ક્રમ વિષે સ્પષ્ટતા કરવાની જરૂર છે. અહીંયાં એ ભૂલવું ન જોઈએ કે, ઉપનિષદે ક્રમ બુદ્ધિએ જે જોયો અને યોજેલો છે તે રીતે ને તે અર્થમાં જ તે ક્રમ છે. જેમ આધુનિક વિકાસવાદ કાલક્રમ કહે છે, તેમ નહિ. એવો કાળમાં ક્રમ ખરેખર છે, એમ કોઈ ન કહી શકે. બુદ્ધિ-વ્યાપારના કાયદા પ્રમાણે વર્તીને સંશોધન કરતા એમ પ્રતીત થાય છે, એટલું જ.

અહીંયાં એ પણ ધ્યાનમાં લેવું જોઈએ કે, બ્રહ્મ, અન્ન, પ્રાણ, મન, સત્ય, લોક, કર્મ ઇ૦ મુખ્ય મુદ્દાનાં તત્ત્વો કે સિદ્ધાંતો ત્યારના ફિલસૂફોએ તારવ્યાં છે, જેમને આધારે વિચાર કરવામાં આવે છે જગતનાં આ પાયારૂપ તત્ત્વો, આર્ય વિચારકોએ તેમના સંશોધનથી તપાસીને, નક્કી કર્યાં છે.

ફળદાયી શક્તિ કે અનંતતા, (એ બધું એ ક્રમે) પેદા થાય છે. [૮]

[આખો દૃશ્ય વ્યવહાર અક્ષરમાંથી શી રીતે પ્રગટ્યો તે સમજાવવા માટે, 'તપ'ને મૂળમાં રહેલું બતાવ્યું છે. આ તપમાંથી પછી અન્ન પેદા થાય છે. આ તપ અને અન્ન એટલે કયા પદાર્થો?

સર્વસાધારણ નજરે જુઓ તો આ બધા દેખાતા જગતના બે મોટા ભાગ પાડી બતાવાય છે—જડ અને ચેતન. પદાર્થવિજ્ઞાન પણ પરમાણુના સ્વરૂપના પૃથક્કરણમાં આને જ મળતા બે ભાગ પર પહોંચ્યું છે. એવું કાંઇક જણાય છે કે, પરમાણુની જે માટી અથવા તેનો જડ માલ (mass 'માસ'), તે એક એવા કોઈ શક્તિકેન્દ્રને વળગ્યો રહે છે કે જેનું લક્ષણ માલ જેવું જડ નથી, પણ ચેતન એવું શક્તિરૂપ છે. જીવતાં કહેવાતાં શરીરો કે પદાર્થોમાં પણ એમ જ જોવા મળે છે. શરીરને પીંખી પીંખીને જોતાં છતાં તેમાં ક્યાય તેનો જીવ નથી મળતો; તેથી જ શરીર શરીર છે અને જીવ જીવ છે. આમ ત્યારે દૃશ્યમાત્રના બીજરૂપે બે ભાગમાં બતાવી શકાય એવું પૃથક્કરણ મળે છે. એકનું લક્ષણ જડતા છે; બીજાનું લક્ષણ ચેતના છે. આ મંત્રમાં આ જ એને 'તપ' અને 'અન્ન' કહ્યાં છે. 'તપ' એ આખા વિશ્વનું ચેતન-બળ છે, જે વડે આ સમગ્ર સંસારનું 'ભૂતયોનિ' રૂપ જે તત્ અક્ષર (કે નિરાકાર બ્રહ્મ), તેમાંથી પદાર્થપણું પ્રગટ થવાની મૂળ ભૂમિકા (સૃષ્ટિનું સમાન અને એકરસ મૂળ દ્રવ્ય જે સાકાર બ્રહ્મ તે) થાય છે. આને 'तपसा चीयते ब्रह्म' શબ્દોથી સૂચવે છે. જેમ કોઈ પણ કાર્યના મૂળમાં સંકલ્પ કે જ્ઞાનનો ચેતનવ્યાપાર હોય છે, તેમ જ આ સંસાર-કાર્યનો ચેતનવ્યાપાર તે 'તપ' છે. તપનો સામાન્ય અર્થ પણ એ જ છેઃ— કોઈ કાર્યની સિદ્ધિને અર્થે, તેના સંકલ્પપૂર્વક, કરાતું અનુષ્ઠાન. આપણા નાના મોટા તપ-કર્મથી નાનાં મોટાં કાર્યો સધાય છે; અક્ષર પણ એ જ રીતે સૃષ્ટિકાર્યનું 'તપ' કરે છે, જે દ્વારા સૃષ્ટિની મૂળ-ભૂમિકારૂપ સાકાર બ્રહ્મ રચાય છે.

કહેનાર કહી શકે છે કે, આ તો સાવ સામાન્ય વાત થઈ; સૃષ્ટિની ઉત્પત્તિ આવી જ સાદી વાત છે? આ તો આપણા જ વ્યવહારમાથી ખોળેલો કાયદો થયો

હા, એમ જ છે પણ એનો જવાબ એ છે કે, એથી બીજી રીતે માનવબુદ્ધિ કરી પણ ન શકે માત્ર અહીં જે ખાસ કહેવાનું છે તે એ કે, સામાન્ય પદાર્થોની ઉત્પત્તિમાં આપણે અનેકતા માનીએ છીએ, અનુભવીએ છીએ અહીં આગળ ઋષિને વિશેષ એટલુ કહેવું છે કે, એક જ વસ્તુ છે અને તે અક્ષર કે બ્રહ્મ. તો આ બધું શું છે? — એ પ્રશ્ન આ બધુ વિશ્વ જોતા ઊઠે છે. ઉપનિષત્કાર કહે છે કે, આ બધુ પણ એ જ બ્રહ્મનો ખેલ છે. (જેવો કે, કરોળિયાનું જાળું એ કરોળિયાનો ખેલ છે તેમ.)

પણ આપણે એ માની શકતા નથી. હંમેશ બીજું કાંઈક બાહ્ય કારણ જોઈને ટેવાયેલી બુદ્ધિ તે ક્રિયા કોણે કરી, શાની ઉપર — શી વસ્તુમાંથી કરી, એમ જ પૂછે છે. અહીં આ. મંત્ર કહે છે કે, મૂળ અક્ષરમાં એવું ત્રિધાપણું નથી. છતાં ઉત્પત્તિને બુદ્ધિગ્રાહ્ય કરવા માટે, એક વસ્તુ ગૃહીત લીધી અને તે 'તપ'-તત્ત્વ. આ તપ એટલે ચેતના, ચિત્શક્તિ, જ્ઞાન. પદાર્થમાત્રનાં મૂળ તત્ત્વ જોઈએ તો તેમાં સત્-પણું — હોવાપણું છે; ઉપરાંત તેમાં એક પ્રકારનો ચેતનવ્યાપાર છે, તેથી જ તેનું ધારણ થાય છે કે તેનો સંધાન બન્યો રહે છે. આ તત્ત્વ તે ચિત્-પણું કહેવાયું છે.*

અક્ષર એ સત્ છે; તેનો જ ચિત્-અંશ તે તપ કે ક્રિયાકાર્ય-માત્રમાં રહેલી જ્ઞાનરૂપી ભૂમિકા છે.

આ તપમાંથી અન્ન પ્રગટે છે. એટલે કે, જડત્વનું આદિરૂપ સ્ફુરે છે. પછીનો ક્રમ સીધો છે. એ અન્નમાથી પ્રાણશક્તિ જાગે છે. એટલે કે, શરીરોની જીવનક્રિયાની મૂળ શક્તિ પ્રગટે છે. એનો જ આવિષ્કાર

* ત્રીજું આનંદ તત્ત્વ અહીં ઉમેરીએ; જે ત્રણ મળીને બ્રહ્મ કે અક્ષરનું સ્વરૂપ 'સચ્ચિદાનંદ' છે એમ પણ તે પરથી જ ઉપનિષદોમાં વર્ણવાય છે.

ચિત્ત કે મન છે પછી તે મન હયાત એવા સત્પદાર્થોને જુએ છે. તે બધામાથી ચૌદ લોક ઘડાય છે, તેમનો વ્યવહાર ચાલે છે, અને એ વ્યવહારમા જે ભાગફોડ થયા કરવી ને એમ સતત ચાલ્યા કરવાનો જે અમૃત એવો કર્મનો કાયદો, તે પણ એમાથી જ પ્રગટ થાય છે

કહેવાય છે કે, વિવિધતામા એકતા જોવાથી મનબુદ્ધિને શાતતા ને સમતા મળે છે આ મ ત્ર આ સમગ્ર દશ્યના વૈવિધ્યમા એક અક્ષરની એકતા બતાવવા માટે એક ભવ્ય કલ્પના આપણને આપે છે તે અર્થે તપ, અન્ન, પ્રાણ, મન, અને કર્મનો કાયદો, એ પાચને સત્ય એવા પદાર્થોના બનેલા ચૌદ લોકના મૂળ વિધાયક સિદ્ધાતતત્ત્વો તરીકે વર્ણવે છે વિજ્ઞાનો દ્વારા જેમ આજે આપણે તેના વિશાળ ક્ષેત્રના મૂળમા રહેલા વિધાયક તત્ત્વો શોધીએ છીએ, તેમ આ વિશ્વના વિધાયક તત્ત્વો શોધીને ઉપનિષદ આ મ ત્રમા બતાવે છે, એમ સમજવાનુ છે

અપરા વિદ્યાઓએ આ બતાવવાનુ છે તેમને જાણી ત્યારે કહેવાય કે જ્યારે તેઓ આ ભવ્ય કલ્પનાને જોવા આખ આપે માત્ર તે વિદ્યાઓની દિવાલોમા પુરાઈ રહેવાથી તો વધારે અ ધારામા અથડાઈએ એમ ઈશોપનિષદ કહે છે, જે આપણે આગળ જોયુ તે જ અપરા વિદ્યાઓના અભ્યાસની નિષ્પત્તિ, આ મ ત્રમા બતાવેલા ક્રમનુ આપમેળે આકલન થાય, એ હોવી જોઈએ તો તેમની બધીની પ્રતિજ્ઞારૂપ પરા વિદ્યા આપોઆપ પ્રગટે કે અવગત થાય

એટલે શુ તે અપરા વિદ્યાઓમાથી પરાવિદ્યા તરફ જવાય એમ? શું તે બધી વિદ્યાઓ પરાવિદ્યાના સાધન છે? ના, એમ કહેવુ નો મુદ્દેશ છે, કેમ કે પરાવિદ્યાને કોઈ સાધન હોય તો એ છે કે અક્ષરને જાણવુ * અને અપરા વિદ્યાઓનો વિષય 'અક્ષર' નથી જેમ કઠોપનિષદમાં કહ્યુ છે એમ, તે અનિત્ય દ્રવ્યો વડે નિત્યનું પૂજન કરવાનું છે; અથવા

---

* આત્મા જ આત્માને જાણે છે; એ ચેતનને જાણનાર વળી બીજો ચેતન ક્યાંથી હોઈ શકે? — આમ કઠોપનિષદ (જુઓ ૭-..) કહે છે

ઈશિમા કહે છે એમ 'अविद्यया मृत्यु तीर्त्वा' (શ્લો૦ ૧૧) — એ અપરા વિદ્યા દ્વારા મરણધર્મી એવુ આ જે બધુ વિશ્વ તેનો તાગ પામવાનો છે એ તાગ પામનારને બ્રહ્મજિજ્ઞાસા થય છે, તેવો માણસ પછી 'विद्यया अमृतम् अश्नुते'— પરાવિદ્યા પામીને અમૃત એવા અક્ષરને સ્વાદ ચાખે છે ]

## ૬
## ઉપસંહાર

આમ કહીને છેવટે વળી આ બધા કથનનો ઉપસહાર કરે છે -

य· सर्वज्ञ सर्वविद् यस्य ज्ञानमयं तप. ।
तस्मादेतद् ब्रह्म नाम रूपमन्न च जायते ॥१ - १ - ९॥

### પદાર્થ

य. = જે પરમ પુરુષ (એ અક્ષર તત્ત્વ) सर्वज्ञ = સર્વજ્ઞ છે (અર્થાત્ જ્ઞાનનુ ધામ છે), सर्वविद् = (વિશેષપણે) સર્વને જાણનાર છે (અર્થાત્ વિજ્ઞાનનુ ધામ છે), यस्य = જેનુ (જે પરમ પુરુષનુ) ज्ञानमय = જ્ઞાનમય तप· = તપ (છે), तस्माद् = તે (પરમ પુરુષ)માથી एतद् = આ ब्रह्म = (સૃષ્ટિનુ એકરસ મૂળ દ્રવ્ય એવુ સાકાર) બ્રહ્મ, नाम = (વિવિધ) નામ (અને) रूपम् = (વિવિધ) રૂપ, अन्न च = અને અન્ન (અર્થાત્ જડત્વનુ આદિરૂપ) जायते = પેદા થય છે

### અન્વય

य सर्वज्ञः सर्वविद्, यस्य ज्ञानमयम् तप , तस्मात् एतद् ब्रह्म, नाम, रूपम्, अन्न च जायते ॥

### અર્થ

(હે શૌનક, આવું જે અક્ષર તત્ત્વ છે) જે સર્વજ્ઞ છે, સર્વવિદ્ છે (અર્થાત્ જ્ઞાન અને વિજ્ઞાન એ બંને વાળું છે),

જેનું તપ જ્ઞાનમય છે, એવા તે (અક્ષરતત્ત્વ) માંથી (સૃષ્ટિનું) આ (વિશાળ મૂળતત્ત્વ જે સાકાર) બ્રહ્મ (તે) તથા નામ, રૂપ, અને અન્ન પેદા થાય છે. [૯]

[હે શૌનક, તે જે પરમ અક્ષર તત્ત્વ — કે જે પરાવિદ્યાનો વિષય છે — તેને પરમ પુરુષ* પણ કહે છે. તેમાંથી જ તપ વડે સૃષ્ટિનું સમાન અને એકરસ મૂળદ્રવ્ય જે (સાકાર–) બ્રહ્મ તે નીપજે છે. (જુઓ ઉપલો મંત્ર – तपसा चीयते ब्रह्म). આ તપ એટલે તે પુરુષની ચિત્-શક્તિ કે જ્ઞાનશક્તિ છે, જે એ સાકાર બ્રહ્મના અણુએ અણુમાં — પરમાણુએ પરમાણુમાં વ્યાપેલી છે. તેથી જ એ અક્ષર કે પરમ પુરુષ સર્વવિદ્ છે, સર્વજ્ઞ છે; અને એ પ્રકારની જ્ઞાનમયતા એ જ એનુ તપ છે — એનું જ્ઞાન પોતે જ તપોમય છે.

હે શૌનક, તેને જાણવાથી આ બધુ સમજાય છે. તે જ્યાં સુધી નથી જણાતું ત્યાં સુધી ચિત્ત આખરી શાંતિ નથી ભોગવતું; પણ એ સાકાર બ્રહ્મમાંથી પેદા થતાં નામ, રૂપ, તથા અન્ન એ તત્ત્વોમાં માથાં માર્યાં જ કરે છે. એવા પ્રયત્નોનો અંત નથી, કેમ કે અપરા વિદ્યાઓ કે વિજ્ઞાનશાખાઓના સંકલ્પમાં જ એવી તાકાત નથી કે જે માનવહૃદયની મૂળ જિજ્ઞાસાને ખરેખર છિપાવી શકે. તેથી જ તેમને 'અપરા' કહી છે; અને એ જિજ્ઞાસા છિપાવે તેને 'પરા' વિદ્યા કહી છે. એ વાત ખરી કે, તે કામ અપરા વિદ્યાઓની સામે કે તેમને ઉવેખીને નિરપેક્ષ રીતે નથી થતું; પરાવિદ્યાની ખરી ભૂખ જ અપરા વિદ્યાઓના પ્રામાણિક અને ચિંતનપૂર્ણ અનુશીલનમાંથી થાય છે; એટલે કે, વિજ્ઞાનપૂર્ણ જીવન જીવવામાંથી જ પરાવિદ્યાની જિજ્ઞાસા ઊઘડે છે;

* આ મંત્રમાં 'અક્ષરને' હવે પુરુષવાચક પુંલ્લિંગ વિશેષણોથી વર્ણવવામાં આવે છે (यः सर्वज्ञः इ०) અને 'જેનું તપ જ્ઞાનમય છે' એવી ભાષા વાપરી ગયા મંત્રના 'તપ'ને વર્ણવ્યું છે.

અને તે 'અક્ષર' પુરુષમાંથી પેદા થતા સૃષ્ટિના આદિ પદાર્થને કે (સાકાર) બ્રહ્મને પણ હવે પછી अक्षरम् કહેવામાં આવે છે.

## પહેલું મુંડક, ખંડ ૨

પરાવિદ્યા જ ખરી છે, કેમ કે અપરા વિદ્યાઓનો પાયો તે છે; તો પછી અપરા વિદ્યાઓમા કાંઈ નથી એમ કેમ ન સમજવું? એમા ફાંફા મારવા નકામા નહિ? અર્જુને શ્રીકૃષ્ણને કરેલા નીચેના પ્રશ્ન જેવો જ આવો પ્રશ્ન અહીં ઊઠી શકે છે અર્જુન પૂછે છે:—

> ज्यायसी चेत् कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
> तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥
>
> (ગીતા, ૩ ૧)

"હે જનાર્દન જો અમુક સમજ કે બુદ્ધિ ધારણ કરવાની છે, એ મોટી વાત છે, કર્મ તો તેથી ઊતરતી વસ્તુ છે, તો પછી મને યુદ્ધ જેવા ઘોર કામમા પડવાનું શું કામ નકામા કહો છો?"

એમ જ, જો અક્ષરતત્ત્વ જ સાચી વિદ્યાનો વિષય છે, તો પછી જ્ઞાનવિજ્ઞાનના વિવિધ વિષયોમા અટવાયા કરતી અનેક અપરા વિદ્યાઓની કડાકૂટમા પડવાની જરૂર શી?

### ૧

### અપરા વિદ્યાનું સત્ય

આ પ્રશ્નનો ઉત્તર હવે શરૂ થાય છે અપરાવિદ્યાક્ષેત્ર એટલે કર્મક્ષેત્ર, તે ખોટું નથી તેનું મર્યાદિતસત્ય છે, અને તે ન સમજનાર દુખી થાય છે — ભવસાગર તરવામા ગૂચવાઈ પડે છે તે સમજાવવા ઋષિ કહે છે, હે શૌનક,

અને તેના વગર પરાવિદ્યા સમજી પણ નથી શકાતી. આમ પરા અને અપરા વિદ્યાઓ વચ્ચે અતૂટ જીવનસબંધ રહેલો છે તેમના અલગ નામ પડના ઉપરથી એ બે વચ્ચે વસ્તુગત નિગળાપણું રખેને કલ્પી લેવાય, કારણ કે પરાવિદ્યા એ અપરા વિદ્યામાત્રનો આત્મા છે, તેમા રહેલુ તેનુ ખરુ વિદ્યાપણુ છે બુદ્ધિ કે વિચારના આલંબનને મારુ જ આવા બે ભાગો પાડીને વર્ણન કરવામા આવે છે હે શૌનક, એમ તારા પ્રશ્નનો ઉત્તર પરાપૂર્વથી શ્રુતિમા મળતો આવ્યો છે પરા વિદ્યાનુ અનુશીલન કરવુ અને અપરા વિદ્યાનુ કરવુ એ અલગ અલગ પડેલા માર્ગો નથી. જ્યોતિષ કે છંદ ભણવાની પેઠે પરાવિદ્યા એના ભણતરનો વિષય નથી, એટલે પરાવિદ્યાની પાઠશાળા જો હોઈ શકે તો તે તારુ સમગ્ર જીવન અને તેનો વ્યવહાર છે, તેમા તારે જાતે મથીને તે પામવાની છે

અપરા વિદ્યાનો પાર તું પામ્યો લાગે છે, નહિ તો તને પરમતત્ત્વની જિજ્ઞાસા ન જાગત. કોઈ વિદ્યા જેને વિષય નથી કરી શકતી, પરંતુ દરેક વિદ્યા જેની દયાતીને લઈને પોતાનો વિષય મેળવે છે, એવુ જે પરમ અક્ષર તત્ત્વ તે મેં તને કહ્યુ. તે જ્ઞાનવિજ્ઞાનનું ધામ છે, તે પોતાના જ્ઞાનરૂપી તપ વડે, સર્વે વિદ્યાઓના મૂળ વિષયરૂપ એવું આ (સાકાર) બ્રહ્મ, નામરૂપ કે વિશ્વ, અને તેની મૂળ માટી જે અન્ન તેને સરજે છે આવું જે આ બધાનું એકરૂપ અને સુસમન્વિત દર્શન, એ થાય તે જ જિજ્ઞાસાના કીડાનો સળવળાટ અને અજંપો ઉપરનો વિરામ પામે છે.

એટલે રખે તુ જે જીવનને જોઈને અહીં આવ્યો છે તેને અસત્ય, વ્યર્થ કે નકામુ સમજે. તેને પણ તેની રીતે પોતાનું સત્ય સ્થાન છે.

અનુ તેનું સત્ય સ્થાન કઈ રીતનું છે, એ નોખુ પ્રકરણ છે. હવે પછીનો બીજો ખંડ એ સમજાવે છે.]

## પહેલું મુંડક, ખંડ ૨

પરાવિદ્યા જ ખરી છે, કેમ કે અપરા વિદ્યાઓનો પાયો તે છે; તો પછી અપરા વિદ્યાઓમાં કાંઈ નથી એમ કેમ ન સમજવું? એમાં કાંઈ મારવા નકામાં નહિ? અર્જુને શ્રીકૃષ્ણને કરેલા નીચેના પ્રશ્ન જેવો જ આવો પ્રશ્ન અહીં ઊભી શકે છે અર્જુન પૂછે છે:–

ज्यायसी चेत् कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत् किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥

(ગીતા, ૩-૧)

"હે જનાર્દન, જો અમુક સમજ કે બુદ્ધિ ધારણ કરવાની છે, એ મોટી વાત છે, કર્મ તો તેથી ઊતરતી વસ્તુ છે, તો પછી મને યુદ્ધ જેવા ઘોર કામમાં પડવાનું શું કામ નકામા કહો છો?"

એમ જ, જો અક્ષરતત્ત્વ જ સાચી વિદ્યાનો વિષય છે, તો પછી જ્ઞાનવિજ્ઞાનના વિવિધ વિષયોમાં અટવાયા કરતી અનેક અપરા વિદ્યાઓની કડાકૂટમાં પડવાની જરૂર શી?

### ૧

### અપરા વિદ્યાનું સત્ય

આ પ્રશ્નનો ઉત્તર હવે શરૂ થાય છે: અપરાવિદ્યા-ક્ષેત્ર એટલે કર્મક્ષેત્ર, તે ખોટું નથી, તેનું મર્યાદિતસત્ય છે, અને તે ન સમજનાર દુખી થાય છે — ભવસાગર તરવામાં ગૂંચવાઈ પડે છે તે સમજાવતા ઋષિ કહે છે, હે શૌનક.

तद् एतद् सत्यम् मन्त्रेषु कर्माणि कवयो
यान्यपश्यंस्तानि त्रेतायां बहुधा सन्ततानि ।
तान्याचरथ नियतं सत्यकामा,
एष वः पन्था सुकृतस्य* लोके ॥१, २ १॥

### પદાર્થ

तद् = તે एतद् = આ सत्यम् = સત્ય છે — मन्त्रेषु = (વેદોના) મંત્રોમાં कर्माणि = કર્મો कवयः = ત્રિકાળદર્શી ઋષિઓએ यानि = જે બધાં अपश्यन् = ભાળ્યાં, त्रेतायां = ત્રણ વેદોમાં (તે બધાં) बहुधा = અનેક પ્રકારે सन्ततानि = વર્ણવાયાં છે, વિસ્તરેલાં છે

तानि = તે બધાં (કર્મો) आचरथ = તમે બધા આચરો नियतं = નક્કી सत्यकामाः = સત્યને પામવા માગનારા હે જનો, एष = એ वः = તમારે માટે पन्था = માર્ગ (છે,) सुकृतस्य = સત્કર્મનો–પુણ્યકર્મનો लोके = આ લોકમાં

### અન્વય

तद् एतद् सत्यम् — कवयः मन्त्रेषु यानि कर्माणि अपश्यन् तानि त्रेतायां बहुधा सन्ततानि । (हे) सत्यकामाः, तानि नियतं आचरथ, लोके वः सुकृतस्य पन्था एषः ॥

---

* स्वकृतस्य એવો પણ પાઠ જર્મન આવૃત્તિમાં છે. શંકરાચાર્ય પોતાના ભાષ્યમાં 'सुकृतस्य स्वयं निर्वर्तितस्य' એમ લખે છે તેનો એને આધાર છે. તૈત્તિરીય ૨-૭-૧ માં સુકૃતનો અર્થ ઉપનિષદ્ પોતે પણ તે પ્રમાણે આપે છે — तदात्मानं स्वयम् अकुरुत तस्मात् तत् सुकृतमुच्यत इति । લોકે પછી लोके નો અર્થ શંકરાચાર્ય 'ફલપ્રાપ્તિ' એવો લઈને એમ અર્થ બેસાડે છે : 'તમારા પોતે કરેલા કર્મની ફલપ્રાપ્તિનો એ માર્ગ છે'

કઠ૦ ૩-૧માં सुकृतस्य लोके એ પદ આવે છે ત્યાં પણ પૂર્વાપર સંબંધમાં लोके सुकृतस्य (स्वयंकृतस्य) ऋतं (कर्मफलं) पिबन्तौ (ભોગવતા) એવો અર્થ બેસે છે

અર્થ

(લોકોને જે જાણમાં છે,) તે આ સત્ય છે:– ત્રિકાળદર્શી ઋષિઓએ (વેદોના) મંત્રોમાં જે કર્મો ભાળ્યાં, તે (બધાં) ત્રણ વેદોમાં અનેક પ્રકારે વર્ણવાયેલાં છે. (સત્યને પામવા માગનારા) હે સત્યકામ જનો, તે (કર્મો) નક્કી તમે કરો, (કારણ કે) લોકમાં* (એટલે કે આ સૃષ્ટિમાં) તમારે માટે સુકૃત કે પુણ્યકર્મનો માર્ગ એ છે. [૧]

[ખંડ ૧, મંત્ર ૫ માં જણાવ્યું કે, પોતાનાં ઉપાંગો સહિત ચાર વેદો અપરા વિદ્યા છે પરાવિદ્યાના વિષય – અક્ષર – માંથી વિશ્વ ઉત્પન્ન થાય છે, અને તેમાંથી આ વિશ્વને ધરનાર જે કર્મોની અંદરનુ અમૃત તત્ત્વ તે ઉત્પન્ન થાય છે. (જુઓ ૧-૧-૮, ..कर्मसु चामृतम्।) અપરા વિદ્યાઓનો આ વિષય છે; અને ઋષિ શરૂમાં જ કહે છે કે, "તે સત્ય છે" અને પછી આગળ એના વિવરણમાં જાય છે

શૌનકને તે કહે છે કે, કવિઓએ — દ્રષ્ટાઓએ આ સૃષ્ટિમાં કયાં કર્મો કરવાં સકળ લોકના સારાને માટે છે એ જોયું, ને તેના મંત્રો પ્રગટ કર્યા; મંત્રોમાં વર્ણવેલાં તે કર્મો વેદોમાં વિસ્તારપૂર્વક કહેલા જોવા મળે છે. પરાવિદ્યા કે સત્યને પામવા ઇચ્છનારાઓએ તેમને છોડવાનાં નથી; બલ્કે નક્કી તે કરવાનાં છે. કારણ એ કે, આ લોકમાં અવતરનાર દરેક મનુષ્ય કાંઈ કે કાર્ય કરવાનો તો ખરો જ, તો પછી તેણે કરવું જોઈએ સત્ કે પુણ્ય કર્મ; અને એનો રસ્તો આ વેદોક્ત કર્મો બતાવે છે કેમ કે, સત્કર્મ કયાં છે તે એમાં વર્ણવ્યુ છે વેદવેદાંગની અપરા વિદ્યાઓ આ ઉપયોગની છે, તે દ્વારા તમારે માટે 'किं कर्म, किं अकर्म', કયું કાર્ય કરવા જેવું છે અને કયું નથી કરવા જેવું, તે સમજાય છે.

* આ લોક કે પર લોક જે માનો તેથી આને વાંધો નથી. લોક = આ સૃષ્ટિ, કે જેમા બધા લોક આવી ગયા છે.

એ યાદ રાખવા જેવું છે કે, મનુષ્યને માટે અહીં 'સત્યકામ' એવો પર્યાય કે વિશેષણ વાપર્યું છે મનુષ્યમાત્ર — તેના ઘડતરે કે સ્વભાવે કરીને જ — જિજ્ઞાસુ છે એ સાચી વસ્તુ જાણવા માગે છે, જેથી તે શાંતિ, સુખ અને કલ્યાણ પામી શકે આ કામના મનુષ્યને સહજ છે સત્યનિષ્ઠા એ મનુષ્યને માટે સ્વભાવનિષ્ઠ વસ્તુ છે માત્ર તે સત્ય ક્યું એ સમજવામા જ ભૂલો થયા કરે છે એટલે, 'સત્યકામ'= મનુષ્ય, એમ સમજી લેવાનું છે

'एष वः पन्था. सुकृतस्य लोके' નો બીજો અન્વય પણ કેટલાક બેસાડે છે, જોકે તેથી મંત્રના ભાવાર્થમા ફરક નથી પડતો; માત્ર અનેક લોકની જૂની કલ્પનાના ચોકઠામા અર્થ આવે છે એટલુ જ. એ અન્વય આમ અપાય છે— सुकृतस्य लोके वः पन्थाः एषः — સારાં કર્મો કર્યે જે ઉત્તમ લોક મળે તે લોકમા જવાને માટે તમારો માર્ગ આ છે. વેદોક્ત કર્મો કરવાથી તમારી ઉત્તમ લોકમા સદ્દગતિ થશે.

આમ પૌરાણિક લોકપરિભાષામાં પણ કહેવાય છે તો એક જ વસ્તુ કે, જગતમા મનુષ્યે પુણ્યકર્મ કરવા જોઈએ તો જે કોઈ લોક હશે ત્યા બધે — અહીં કે અહીંથી ગયા બાદ જ્યા જવાનુ હશે ત્યાં — સારુ જ થશે એટલે પ્રશ્ન મુખ્ય એ છે કે, પુણ્યકર્મ કયાં ? મંત્ર ઉત્તર આપે છે· વેદશાસ્ત્રમા તે વર્ણવવામા આવ્યા છે, અપરા વિદ્યાઓનો અભ્યાસ કરવાથી તે જણાશે અને આજ્ઞા કરે છે કે, જો તમને સત્યપ્રાપ્તિની પરવા હોય તો તમારે નક્કીથી સત્કર્મ આચરવાં જોઈએ, એ સત્ય વાત સમજો ]

### कर्म एटले यज्ञकर्म

આ સત્કર્મ કેમ કરવાં એ હવે પછીના ત્રણ મંત્રમાં કહે છે. એમનો અર્થ દેશકાળની મર્યાદામાં સમજવો જોઈએ એટલે કે, એ કર્મના બાહ્ય આચરણનુ રૂપ તે તે સમય અને સમાજની આવશ્યકતા ઘડે છે પરંતુ તેમાં રહેલુ અમૃત તત્ત્વ (कर्मसु अमृतम्) સનાતન છે તે તત્ત્વ 'यज्ञ' શબ્દ દ્વારા આર્યસંસ્કૃતિમાં કહ્યું છે. વેદકાળમાં આ યજ્ઞ-

ભાવનાનું મૂર્તરૂપ જે હતું તે આ મંત્રોમાં ભારે કાવ્યછટાપૂર્વક કહેવામાં આવે છે :—

यदा लेलायते ह्यर्चिः
समिद्धे हव्यवाहने ।
तदाऽऽज्यभागावन्तरेण
आहुतीः प्रतिपादयेत् * ॥ १-२-२ ॥

**પદાર્થ**

यदा = જ્યારે लेलायते = લહેકવા માંડે हि = (વાક્યપૂર્તિ માટે) अर्चिः = જ્વાળા, समिद्धे = બરાબર પ્રગટતાં- (સળગતાં) हव्यवाहने = (હોમેલું વહન કરનાર) અગ્નિ (અર્થાત્ અગ્નિ બરાબર પ્રગટતાં); तदा = ત્યારે आज्यभागौ = આજ્યભાગો(ની) अंतरेण = વચ્ચે आहुतीः = આહુતિઓ प्रतिपादयेत् = આપવી.

**અન્વય**

हव्यवाहने समिद्धे, यदा हि अर्चिः लेलायते, तदा आज्यभागौ अन्तरेण आहुतीः प्रतिपादयेत् ।

**અર્થ**

યજ્ઞનો અગ્નિ બરોબર પ્રગટતાં, (તેની) જ્વાળા જ્યારે લહેકવા માંડે,× ત્યારે બે આજ્યભાગોની વચ્ચે આહુતિઓ—શ્રદ્ધાપૂર્વક—આપવી. [૨]

---

* 'श्रद्धया हुतम्' એવો પાઠ આ પદ પછી વધારેનો મળે છે વ્યાકરણથી આ બેસતું નથી. લાગતું. અર્થ આમ છે—'તે આહુતિ શ્રદ્ધાથી અપાવી જોઈએ'

× અગ્નિ બરાબર પ્રગટે ત્યારે જ તેમાં આહુતિઓ હોમવાની કહી. જ્યારે અગ્નિમાંથી સાત પ્રકારની જ્વાળાઓ લહેકવા માંડે, ત્યારે અગ્નિ બરાબર પ્રગટ્યો કહેવાય. તે સાત જ્વાળાઓનાં નામ પછી ચોથા મંત્રમાં આપ્યાં છે.

[ એટલે કે, અગ્નિહોત્ર * યજ્ઞ બરોબર કરવો જોઈએ આનો વ્યાપક અર્થ સમજવાનો છે જે કાળમા જીવનના મૂળરૂપ એવી યજ્ઞભાવનાનુ પ્રતીક અગ્નિહોત્ર હતુ, તે કાળની આ વાણી છે જેમ આજે ગાંધીજી તેમના સૂત્રયજ્ઞને વિષે વ્યાપક સૂચકતા બતાવે છે, તેવી જ જીવનવ્યાપી અર્થગંભીર સૂચકતા આ અગ્નિહોત્રમાથી સમજીએ, તો જ આ વાણીનો સત્યાર્થપ્રકાશ થઈ શકે વિરાટ સમાજ પુરુષરૂપી યજ્ઞને — અથવા કહો કે સમગ્ર સૃષ્ટિને ધારનાર યજ્ઞપુરુષને (સર૦ यज्ञो वै विष्णुः) — દરેકે આહુતિ આપવી જોઈએ એટલે કે, દરેકે પોતાના વૈયક્તિક તેમ જ સામાજિક એવા બધા જીવનધર્મો પાળીને, જગતનુ ધારણ કરનાર મહાન યજ્ઞચક્રમા પોતાનો ફાળો આપવો જોઈએ. આ મહાન યજ્ઞચક્રનુ પ્રતીક સૂર્ય ને અગ્નિ છે, કે જે સાક્ષાત્ આપણા જીવનને ધારે છે તેને આહુતિ આપવી, એ જીવનનાં સત્કર્મોના પ્રતીકકાર્ય રૂપે છે અપરા વિદ્યાઓ આ કર્મો બરોબર કરવાનુ શીખવનારી વિદ્યાઓ છે તેથી જ અપરા વિદ્યાઓ એટલે કે સુકૃત, એટલે કે યજ્ઞકર્મ, એમ એક પછી એક પગથિયાવાર ટૂંકમાં આ મંત્રો અર્થ કરી આપે છે.

આ આહુનિદાન એક ચિહ્ન કે પ્રતીક છે, સંભવ છે કે, તે કાળના આપણા પૂર્વજોના જીવનમાં એ રીતે યજ્ઞ કરવામાં અમુક ઉઘાડો ફાયદો ને તે કરવાની જરૂર પણ હોય, કે જેના વગર લોકસંગ્રહ કે

* વેદોમા કર્મોમા કેટલાક યજ્ઞોને નિત્યયજ્ઞ કહ્યા છે, અર્થાત્ જે દરેક જણે કરવા જોઈએ. તેમા સૌથી મુખ્ય અગ્નિહોત્ર છે તે દિવસમા સવાર-સાંજ એમ બે વાર કરવાનો હોય છે તે કરતી વેળા પ્રથમ ઘી (આજ્યભાગ) હોમવામા આવે છે, અને અંતે પાછુ ઘી હોમવામાં આવે છે વચગાળામાં ચરુ વગેરે બીજુ બધુ હોમવામા આવે છે તેથી મંત્રમા કહ્યુ છે કે, શરૂઆતમા અને અંતે અપાતા બે આજ્યભાગો (ઘીના હોમ)ની વચ્ચે બાકીની ચીજોની આહુતિઓ આપવી

આ અગ્નિહોત્ર કર્મ ઉપરાંત બીજાં પણ કેટલાંક કર્મો ગૃહસ્થે અવશ્ય કરવાના હોય છે, તે પછીના મંત્રમાં જણાવ્યા છે.

સમુદાય-જીવન નભી ન શકતું હોય. એવી દશામાં યજ્ઞને જીવનધર્મનું પ્રતીક બનાવવાનુ સહેજે સૂઝે. તેથી જ તે કર્મનો આત્મા તો વિધિસર આચરેલું સુકૃતમય જીવન છે, જે હવે પછીના મંત્રમાં સ્પષ્ટ કરે છે.]

## ૨

## યજ્ઞમય જીવન

ઋષિ કહે છેઃ—હે શૌનક, આ યજ્ઞકર્મ પણ ગમે તેમ ન આચરી શકાય; તે શ્રદ્ધાથી પૂર્ણ હોવું જોઈએ ને તે ઉપરાંત એ વિધિયુક્ત થવું જોઈએ. નહિ તો અસદ્ગતિ જ થાય.

यस्याग्निहोत्रमदर्शमपौर्णमासम्।
अचातुर्मास्यमनाग्रयणमतिथिवर्जितं च॥
अहुतमवैश्वदेवमविधिना हुतम्।
आसप्तमांस्तस्य लोकान् हिनस्ति ॥ १-२ ३॥

### પદાર્થ

यस्य = જેનું अग्निहोत्रम् = અગ્નિહોત્ર કર્મ अदर्शम् = દર્શ (એટલે કે અમાવાસ્યાએ કરાતું યજ્ઞકર્મ,—તે) વિનાનું, अपौर्णमासम् = પૂનમને દિવસે કરાતા યજ્ઞકર્મ વિનાનુ, अचातुर्मास्यम् = ચાર-ચાર મહિને (એમ વર્ષમાં ત્રણ વાર) કરાતા યજ્ઞકર્મ વિનાનુ, अनाग्रयणम् = નવું અન્ન (તે પાકે ત્યારે તેને ખાવાનું શરૂ કરતાં પહેલાં) પ્રથમ હોમવા માટેના યજ્ઞકર્મ વિનાનુ, अतिथिवर्जितम् = અતિથિસેવા વિનાનું, च = અને अहुतम् = (જાતે વિધિપૂર્વક, યોગ્યકાળે) જેમાં હોમ કરવામાં આવતો ન હોય તેવું, अवैश्वदेवम् = બધા દેવો માટેના બલિકર્મ વિનાનું, તથા अविधिना = વિધિપૂર્વક નહીં એવી રીતે हुतम् = (જેમાં) હોમ અપાયો હોય તેવું [હોય છે, તેનું તેવું અગ્નિહોત્ર કર્મ] आसप्तमान् = સાતેય (સાતમા સુધીના-સુધ્ધાં) तस्य = તેના (આવો અગ્નિહોત્ર કરનારના) लोकान् = લોકનો (ભૂઃ, ભુવઃ, સ્વઃ, જન, મહઃ, તપઃ, સત્ય એ સાત લોકોનો—કે જે યથાયોગ્ય કર્મ કરવાથી તેને મળે, તેમનો) અથવા (પોતાની આગલી ત્રણ

પેઢી પાછળની ત્રણ પેઢી અને પોતાની જાત એમ સાત પેઢીને પોતે કરેલા સુકૃતના ફળ પહોંચતા હોવાથી તે સાત) પેઢીને हिनस्ति = નાશ કરે છે

અન્વય

यस्य अग्निहोत्रम् अदर्शम्, अपौर्णमासम्, अचातुर्मास्यम्, अनाग्रयणम्, अतिथिवर्जितम् च, अहुतम्, अवैश्वदेवम्, अविधिना हुतम्, तस्य आसप्तमान् लोकान् हिनस्ति ।

અર્થ

જેનો અગ્નિહોત્ર યજ્ઞ* દર્શ, પૌર્ણમાસ, ચાતુર્માસ્ય, તથા આગ્રયણ (નામે યજ્ઞો) રહિત હોય, તથા અતિથિ વગરનો હોય, હોમ વગરનો હોય, વૈશ્વદેવ કર્મ રહિત હોય, અવિધિથી અપાતા હોમવાળો હોય, તેવો અગ્નિહોત્ર યજ્ઞ તે યજમાનના સાતેય લોકનો નાશ કરે છે (અથવા તેની સાતે પેઢીની દુર્ગતિ કરે છે) [૩]

[દર્શ અને પૌર્ણમાસ એ બે યજ્ઞ કર્મો અનુક્રમે અમાવાસ્યા અને પૂનમને દિવસે કરવાના કર્મો છે પૌર્ણમાસમા અગ્નિ અને સોમને આહુતિ આપવામા આવે છે, અને દર્શમા અગ્નિ તથા ઇન્દ્રને આપવામા આવે છે દર્શનો વિધિ બે દિવસ ચાલે ત્યારે પૌર્ણમાસનો એક દિવસમા પણ પૂરો થાય ચાતુર્માસ્ય યજ્ઞો ઋતુઓની ફેરબદલી વખતે કરવાના યજ્ઞો છે વસન્તની શરૂઆતમા વર્ષાની શરૂઆતમા અને શરદની શરૂઆતમા, એમ વરસમા ત્રણ વાર તે કરાય છે પહેલામા

* અગ્નિહોત્રનુ આવુ સ્પષ્ટ વિધાન મુણ્ડકમા જ છે કૌષીત (૨-૫) છાન્દો ૫-૨૪ (૧ ૭-૫) વગેરે ઠેકાણે આન્તર અગ્નિહોત્રની જ વાત છે અને તેવા આન્તર અગ્નિહોત્રને જ તેમણે વખાણ્યા છે તૈત્તિ મા (૧-૯-૧) મા સત્ય તપ અગ્નિહોત્ર, સ્વાધ્યાય પ્રવચન એ બધાનો ઉલ્લેખ કરી છેવટે સત્ય તપ અને સ્વાધ્યાય પ્રવચનને જ અનુમોદ્યા છે

મરુતો અને વિશ્વેદેવોને તથા દ્યૌ અને પૃથ્વીને આહુતિઓ અપાય છે. બીજામાં ઇંદ્ર, અગ્નિ, વરુણ, મરુતો વગેરે દેવોને આહુતિ અપાય છે. ત્રીજામાં વાર્ષિક મહાપિતૃયજ્ઞ, અને રુદ્રને ત્ર્યંબક હોમ એ મુખ્ય ભાગ ભજવે છે,

આગ્રયણ યજ્ઞ એ નવાં ફળ કે પાક પોતે વાપરવાનું શરૂ કરતા પહેલાં કરવાના હોમરૂપ છે. સામાન્ય રીતે શરદ ઋતુમાં વ્રીહિ અને વસંતમાં જવ હોમાય છે.

આ યજ્ઞોનુ સ્વરૂપ અને રહસ્ય સમજવાથી જણાશે કે, તે બધા મળીને જીવનની વૈયક્તિક તથા સામાજિક બધી જવાબદારીઓનુ વ્યવસ્થિત અને ધર્મપૂર્વક પાલન ચાહે છે. આખું જીવન યજ્ઞમય હોવું જોઈએ, નહિ તો સદ્દગતિ થતી નથી — માણસ આ સંસારમાંય ખરો સુખી નથી થતો. યજ્ઞવિદ્યાની અગ્નિનો તો પછી સવાલ જ ક્યાં રહ્યો!

### યજ્ઞનું ફળ સદ્દગતિ

જે કાળમાં હોમહવન ને સમિધ વડે યજ્ઞ કરવા એ એક વ્યાપક લોકમાનસમાં બરોબર બેસી ગયેલી બીના હતી, — કે જેને વિષે કોઈને શંકા જ ન હોય,— તે કાળના લોકની વાણીનું જોમ અને ઉમળકો પ્રગટ કરતા હવે પછીના ત્રણ મંત્રો યજ્ઞનું ફળ બ્રહ્મલોક છે, એમ જણાવે છે. જેઓ યથાવિધિ યજ્ઞ ન કરે તેની અવસ્થા વર્ણવીને, જેઓ તે યથાયોગ્ય કરે તેનું વર્ણન હવે કરે છે. ]

ઋષિ કહે છે, હે શૌનક, આ યજ્ઞ મોટી વસ્તુ છે; તે તું સમજ. એનો અગ્નિ વિશ્વની દેવી વ્યાપક અને પ્રબળ દેવતા છે!

> काली कराली च मनोजवा च
> 　　सुलोहिता या च सुधूम्रवर्णा ।
> स्फुलिंगिनी विश्वरुची च देवी
> 　　लेलायमाना इति सप्त जिह्वाः ॥ १-२-४ ॥

### પદાર્થ

काली = કાલી – કાળા રંગની (આ બધા અગ્નિની સાત જિહ્વાઓનાં નામ છે), कराली च = અને વળી કરાલી — (ભયાનક રાતા રંગની), मनोजवा च = અને મનોજવા (મન જેવા વેગવાળી), सुलोहिता = સુલોહિતા (અતિશય લાલ રંગની), या च सुधूम्रवर्णा = અને જે સુધૂમ્રવર્ણા (ગાઢ ધૂમાડા જેવા રંગની કહેવાય છે તે), स्फुलिङ्गिनी = સ્ફુલિંગિની (તણખાઓવાળી), विश्वरुची च = અને વિશ્વરુચી (અનેકરંગી પ્રકારવાળા) [કે જે] देवी = ચમકતી (હોય છે તે,— એમ) लेलायमानाः = લહેકતી – ફૂફાડા મારતી इति = આ પ્રમાણે सप्त = સાત जिह्वा = જીભો (અગ્નિની છે).

### અન્વય

काली, कराली च, मनोजवा च, या च सुलोहिता, सुधूम्रवर्णा, स्फुलिंगिनी, विश्वरुची* च देवी — इति सप्त जिह्वाः (यज्ञपुरुषस्य — यज्ञाग्नेः) लेलायमानाः ॥

### અર્થ

કાલી અને કરાલી, મનોજવા અને સુલોહિતા, તથા જે સુધૂમ્રવર્ણા (કહેવાય છે તે, અને વળી) સ્ફુલિંગિની, તથા ચમકતી એવી વિશ્વરુચી—તેઓ (યજ્ઞપુરુષ કે યજ્ઞાગ્નિની) લહેકતી સાત જીભો (કે સાત પ્રકારની જ્વાળા કે જ્યોતિઓ) છે. [૪]

[આ સાત જીભો વડે,[૧] યજ્ઞનો વિશ્વવ્યાપી અગ્નિ આ વિશ્વમાં

* 'रुची' એવો પાઠ પણ મળે છે

૧. યજુર્વેદ- વાજસનેયી સંહિતા ૧૭-૭૯માં અગ્નિને સાત જીભો વાળો કહ્યો છે પરંતુ તે સાત જીભનાં નામ તો મુંડકમાં અહીં પહેલી વાર મળે છે અગ્નિને બીજે ઠેકાણે ત્રણ જીભોવાળો પણ કહ્યો છે.

તેને સતત — પ્રતિક્ષણ — અપાતી આહુતિ ચાખે છે, અને તે દ્વારા વિશ્વનું ધારણ કરે છે. સંભવ છે કે, સતત અગ્નિને સાક્ષાત્ કરનાર તે કાળના ઋષિઓએ એનું કેટલુંક વિજ્ઞાન પણ સહેજે જાણ્યું હોય, એમણે તે શોધ્યું પણ હોય અને તેના પરિણામે ગરમીની જુદી જુદી માત્રા પ્રમાણે અગ્નિની જ્યોત જે જુદા જુદા રંગ અને વેગ તથા શબ્દના ઇ૦ ધર્મો પ્રગટ કરે છે, તે એમણે નોંધ્યા હોય. આ સાત જિહ્વાઓની કલ્પનાના મૂળમાં આવું વિજ્ઞાનદર્શન હોય. મંત્રનો ભાવાર્થ સમજવાને માટે આમાં ઊંડે જવા જરૂર નથી. ભાગ્યે જઈ શકાય એમ પણ હોય.]

એ સાત જિહ્વાઓને તૃપ્ત કરવી જોઈએ —

> एतेषु यश्चरते भ्राजमानेषु
> यथाकालं चाहुतयो ह्याददायन् ।
> तं नयन्त्येताः सूर्यस्य रश्मयो
> यत्र देवानां पतिरेकोऽधिवासः ॥ ॥ १-२-५ ॥

**પદાર્થ**

एतेषु = એ (સાત જ્વાળાભેદો)માં यः = જે (વિધિપૂર્વક હંમેશાં અગ્નિહોત્રાદિ યજ્ઞકર્મો કરતા) चरते = જીવન ગુજારતો હોય છે, भ्राजमानेषु = પ્રકાશિત, તેજસ્વી (એવા જ્વાળાભેદોમાં), (તે યજમાનને) यथाकालं = યોગ્ય વખત આવ્યે (મરણ સમયે) च = (વાક્યપૂર્તિ માટે) आहुतयः = (તેણે જીવનભર આપેલી અને અદૃષ્ટરૂપે સંચિત થયેલી) આહુતિઓ हि = ખરેખર, आददायन् = લઈ જનારી (બનીને અર્થાત્ તે આહુતિઓ તે યજમાનને લઈને) तं = તેને नयन्ति = દોરી જાય છે एताः = આ (આહુતિઓ) सूर्यस्य = સૂર્યના रश्मयः = કિરણો (બનીને કે તે માર્ગે), यत्र = જ્યાં देवानां पतिः = દેવોના પતિ एकः = એક – મુખ્ય (દેવોના મુખ્ય પતિ = દેવાધિદેવ, બ્રહ્મ) अधिवासः = કાયમના રહેવાસી (છે, ત્યાં)

અન્વય

य. च एतेषु भ्राजमानेषु ( ज्वालाभेदेषु ) चरते, तं यथाकालं हि एता. आहुतयः सूर्यस्य रश्मयः ( भूत्वा – रश्मिद्वारैः ) यत्र देवानाम् एकः पतिः अधिवासः ( तत्र ) नयन्ति ॥

અર્થ

અને જે (યજમાન) એ ચમકતી (સાત) જ્વાળાઓમાં (આહુતિઓ આપતો) જીવન ગુજારે છે, તેને (યોગ્યકાળે— મરણ આવ્યે) લઈને, તે આહુતિઓ સૂર્યનાં કિરણો (બનીને અથવા તે કિરણો દ્વારા) જ્યાં (સર્વે) દેવોના એક પતિ — દેવાધિદેવ (બ્રહ્મા) કાયમના રહેવાસી છે, ત્યાં દોરી જાય છે. [૫]

[આ પછીના મંત્રમાં આહુતિઓ સૂર્યનાં કિરણો દ્વારા તેને લઈ જાય છે એમ સ્પષ્ટ કહ્યું છે. છાંદોગ્યોપનિષદની પંચાગ્નિવિદ્યા ( ૫-૪-૧ થી ) માં જણાવ્યા પ્રમાણે એ આહુતિઓ એટલે તે બધાંને પરિણામે બંધાતા અદૃષ્ટ સહિત જીવ જ ગણવાનો છે. તેઓ તેને પોતાની સાથે સૂર્યનાં કિરણો દ્વારા – તે રસ્તે લઈ જાય છે. છાંદોગ્યોપનિષદમાં ( ૮-૬ ) જણાવ્યું છે તેમ, હૃદયની નાડીઓનો સૂર્યનાં કિરણો સાથે કાયમ સંબંધ છે. એટલે શરીરમાંથી નીકળેલો જીવ તે કિરણોને માર્ગે ઉપર જાય છે અને લોકના દ્વારરૂપ આદિત્ય – સૂર્યમાં જઈ પહોંચે છે. *

બૃહદારણ્યક ૫-૧૦-૧ માં જણાવ્યું છે કે, આદિત્યમાં તે આવી પહોંચતાં, પછી તેમાંથી આગળ જનાર માટે એક છિદ્ર જેવું દ્વાર ખુલ્લું.

* अथ या एता हृदयस्य नाड्यः . . . आदित्यस्य रश्मयः . . . ता आसु नाडीषु सृप्ताः । अथ यत्रैतदस्माच्छरीरादुत्क्रामत्यथैतैरेव रश्मिभिरूर्ध्वमाक्रमते . . . आदित्यं गच्छति एतद् वै खलु लोकद्वारम् ।

મુડક ઉપનિષદે જે રીતે આ કર્મોનુ પ્રકરણ ઉપાડયુ છે, તે રીતે જોતા, તેને મતે આ ત્રેતાના કર્મોથી છેવટે (ભલે ક્રમે ક્રમે) મુક્તિ અવશ્ય પ્રાપ્ત થાય છે અને તેથી તે આ કર્મોને પરિણામે રશ્મિ વગેરે દ્વારા બ્રહ્મલોક પ્રાપ્ત થતો વર્ણવે છે

પરંતુ એ વસ્તુ અભિપ્રેત હોવા છતા, મુડકને એકલી કર્મવિદ્યા—કર્મપગથણતાનુ પ્રતિપાદન ઇષ્ટ નથી, તેથી તે તરત જ સાતમા મંત્રમાં યજ્ઞરૂપી હોડીઓને અદ્રઢ કહીને વખોડી કાઢે છે, અને તે હોડીઓ વડે પહોચાતા શ્રેયને પણ ફરી ફરી જન્મમરણના ભયવાળુ નિરૂપે છે આમ એક બાજુ ત્રેતામા વર્ણવેલાં કર્મોના સત્યને સ્વીકારવા છતાં, સામે તેટલી જ તીવ્રતાથી અને તેની સાથોસાથ, તે તેનાં ભયસ્થાનો અને તેની 'અવરતા' નિરૂપે છે આ બાબતમા ઈશોપનિષદના પેલા (૯-૧૧) શ્લોકો યાદ કરવા જેવા છે. તેમા પણ કર્મોને 'अविद्या' (અહીં મુંડકમાં अपराविद्या) કહેવા છતાં, તેના વડે મૃત્યુને તરાતુ કહ્યુ છે, અને તે પૂરતુ તેનું 'सत्य' સ્વીકાર્યુ છે તેથી જ તે કર્મો વિનાની વિદ્યાને ત્યાં વળી વધુ અધકારમાં લઈ જતી કહી છે પરંતુ, આટલું સ્વીકારવા છતાં, તે ઉપનિષદ નરી કર્મપગથણતાને 'अंध तम' માં લઈ જનારી જ કહે છે અને એને મળતા ધ્યાનથી જ મુડક પણ હવે પછીના શ્લોકોમાં એ કર્મઅત્યની નિંદા શરૂ કરે છે પરાઅપરા વિદ્યાની ૧ પરસ્પરની પૂરકતા તથા એમાંથી માત્ર એકના સેવનમા રહેલુ ભયસ્થાન હવે પછીના શ્લોકોમાં બરાબર નિરૂપાયેલાં જોવા મળશે ]

કેવા સન્માનથી એ યજમાન ત્યાં જાય છે! ઋષિ કહે છે —

एह्येहीति तमाहुतयः सुवर्चसः
सूर्यस्य रश्मिभिर्यजमानं वहन्ति ।
प्रियां वाचमभिवदन्त्योऽर्चयन्त्यः
एष वः पुण्यः सुकृतो ब्रह्मलोकः ॥

॥ १–२–६ ॥

**પદાર્થ**

एहि एहि = 'આવો આવો' इति = એ પ્રમાણે तम् = તે (યજમાન)ને आहुतय = આહુતિઓ (કે જે) सुवर्चस = અતિ તેજસ્વી (હોય છે તે આહુતિઓ) सूर्यस्य = સૂર્યના रश्मिभि = કિરણો વાટે (કે સૂર્યના કિરણો બનીને) यजमान = યજમાનને वहन्ति = લઈ જાય છે, प्रियां = પ્રિય (એવી) वाचम् = વાણી अभिवदन्त्य = બોલતી (અને) अर्चयन्त्य = સત્કાર કરતી (કે ) एष = આ व = તમારો पुण्य = પુણ્ય પવિત્ર सुकृत = સુકૃતથી મળેલો–મેળવેલો ब्रह्मलोक = બ્રહ્મલોક (છે)

**અન્વય**

(त) सुवर्चस आहुतय, एहि, एहि, एष व पुण्य सुकृत ब्रह्मलोक, इति प्रियां वाचम् अभिवदन्त्य अर्चयन्त्य, (च), त यजमान सूर्यस्य रश्मिभि वहन्ति ।

**અર્થ**

એ અતિ તેજસ્વી આહુતિઓ, તે યજમાનને, "આવો આવો, સુકૃતથી મળેલો તમારો પુણ્ય બ્રહ્મલોક આ છે"—એવી પ્રિય વાણી બોલી તેનો સત્કાર કરતી, સૂર્યના કિરણો વાટે તેને (તે લોકમા) લઈ જાય છે [૬]

[જેઓ વિધિસર યજ્માન નથી તેમની કેવી અવગતિ થાય છે તે ૧–૨–૩ મત્રમા કહ્યુ જે વિધિસર અને યથાકાળે યજ્ઞકર્મો કરી જીવન ગુજારે છે, તેઓ કેવી સદ્ગતિ પામે છે, એ ત્યાર પછીના ત્રણ મત્રમા કહ્યુ આ બ્રહ્માડમા જુદા જુદા અનેક લોકો છે અને મરણ બાદ ત્યા મનુષ્યો જાય છે, એવી પ્રાચીન કલ્પના અને તેની ભૌગોલિક પરિભાષાની ઝઝટમા ન પડીએ તો કહી શકાય કે સદાચારી અને સત્કર્મી કે પુણ્ય જીવન ગુજારનારો માણસ સારુ ફળ મેળવે છે, અને એથી ઊલટો માણસ ઊલટુ પામે છે અને બરોબર સમજપૂર્વક યજ્ઞકર્મ કરનારો પુરુષ, તે કર્મો વાટે, એટલુ પામી શકે

છે કે, આ સચરાચર સૃષ્ટિરૂપી જે બ્રહ્મ* છે, તે એક તંતુથી બંધાયેલું છે, અને તે તંતુ યજ્ઞભાવના કે યજ્ઞકર્મ છે. આથી તે પુરુષ સહજભાવે અને મનપૂર્વક સુકૃત કરે છે

આ યજ્ઞકર્મોની કલ્પના કાળે કાળે જેવી જરૂર જણાતી ગઈ તે તે પ્રમાણે (તેના બાહ્ય રૂપમા) ફરી છે વેદના બ્રાહ્મણયુગમા કાષ્ઠ અને બલિથી યજ્ઞ કરવાનું હતુ, પુરાણ ઇતિહાસ અને સ્મૃતિ કાળમાં નિત્ય જીવનના પંચ મહાયજ્ઞો અને લોકોપયોગી દાનધર્માધર્મી કાર્યો ઉપર ભાર મુકાવા લાગ્યો, અને એની ખટપટમાં રહેવાથી સદ્ગતિ મળે એવી ભાવના બંધાઈ [આ કર્મો એટલે 'ઇષ્ટાપૂર્ત' એમ હવે પછી, ટૂંકમા, એક મંત્રમા આગળ ઋષિ કહે જ છે.] આજે એ જૂના યજ્ઞાચારો જુનવાણી રૂપે જોવા મળે છે. પરંતુ તે આપણને સમયાનુકૂલ લાગતા નથી, તેથી તેમાં રૂપાંતર કરીએ છીએ

અપરાવિદ્યાઓનું સેવન આને માટે જરૂરી છે. અને તે કરવું જોઈએ, એમ શરૂમા જ મંત્ર કહે છે.]

## ૩
## અપરા વિદ્યાની મર્યાદા

શૌનક અહીં પ્રશ્ન કરી શકે છે, હે ભગવાન, એ વિદ્યાઓને સેવીને હું આવેલો છું મે ગૃહસ્થધર્મમાં અગ્નિહોત્ર ધર્મ પાળવા કાળજી રાખી છે યજ્ઞકર્મ જીવનમા કર્તવ્યકર્મ છે એ હું સમજ્યો છું, ને તે પ્રમાણે મેં યથાશક્તિ યથામતિ આચરણ કર્યું છે. તેને સારુ મે વિદ્યાનું પણ અનુશીલન કર્યું છે પણ તેથી મારી જિજ્ઞાસા મરી નથી, બલ્કે, અગ્નિમાં ઘી હોમે એમ તે વધી છે. અને એ વૃદ્ધિ જોઈ મને એમ ભય થયો છે કે, અરે! આ રીતે તો કદીય તેને તૃપ્ત કરી શકાશે ખરી? તેથી હું આપ પ્રભુ પાસે આવ્યો છું. યજ્ઞ દ્વારા પમાતું ફળ

* પરબ્રહ્મથી જુદું સમજવા માટે આને કાર્યબ્રહ્મ પણ કહેવામા આવે છે.

મને તૃપ્ત નથી કરી શકતુ એ જ કર્મ આચર્યાં કરવાનુ હોય તો તો મને આરો નથી દેખાતો એ આચરણ તો હુ હવે યન્ત્રવત્ સહેજે કર્યા કરીશ પરતુ મને જિજ્ઞાસાની શાતિને માર્ગ જોઈએ જે એ આચરણથી નહિ મળે એમ મને લાગે છે *

હે પ્રભુ આપે કહ્યુ કે, બે વિદ્યાઓ છે—પરા અને અપરા અપરા વિદ્યાઓનુ રહસ્ય મને કાઇક અવગત થાય છે કેમ કે અત્યાર સુધીના જીવનનો અનુભવ એમા કાઇક ગમ પાડે છે બીજી જે પરા વિદ્યા આપ કહો છો તે કેમ કરતા મળવાની ? શુ આ કર્મો કર્યા કરુ એમ આપ કહો છો ? એથી મને કાળાતરે તે પરમતત્ત્વ મળી રહેશે ?

ઋષિ સામે હવે શૌનકના આવા પ્રશ્નને સતોષવાનુ કામ છે અપરા વિદ્યાઓને અને યજ્ઞને જીવનમા સ્થાન છે, સમજપૂર્વક જીવનનો પૂરો અભ્યાસ થવો જોઈએ કેવળ કાર્ય નહિ પણ તેનુ સાગોપાગ જ્ઞાન પણ હોવુ જોઈએ તો આ જગતનો વ્યવહાર પામી જવાય છે પરાવિદ્યા આ જરૂરી કાર્યની અવહેલના નથી માગતી બલ્કે યાદ રાખવુ કે જે લોકો એમ કરે છે તેમની પૂરી દુર્દશા થાય છે ૧

---

* શીનકર કહે છે તેમ 'सर्वम् कर्माखिल पार्थ ज्ञाने परिसमाप्यते'

૧ ગધાકરનાને હિંદની આપણી દશા આને મળતા કારણે છે એમ એક જગાએ કહ્યુ છે —

આપણા દેશમા આપણે અધ્યાત્મ બાજૂ પર વધારેપડતો ભાર મૂક્તા ગયા અને પ્રજાના સમાજજીવનની પ્રગતિ તરફ દુર્લક્ષ કર્યુ અધ્યાત્મ અને આતર જીવન પરના આવા અતિભારથી આપણે જરૂર જમાનામા પુરુષ કેવડો મોટો અને અદ્વિતીય થઈ શકે તેનો નમૂનો આપ્યો છે પણ સાથોસાથ એક પ્રજા તરીકેના જીવન પ્રત્યે દુર્લક્ષ કરવાથી કેવી તેની પડતી થાય એનોય નમૂનો આપણે આપ્યો છે આત્મા પાર્થિવ માનસિક અને સામાજિક શરીર વાટે પ્રગટે છે તેના દેહ વગરના આત્મા રહે ક્યા ? કેવળ આત્મા પાછળ પડીને જ્યા આપણે ભૂલ્યા આપણુ પ્રાચીન જ્ઞાન આવુ નહોતુ પડીના કાળમા તે ઉપર જ્યા પ્રમાણે ભ્રમ થયુ પશ્ચિમના રાજકીય અને વૈજ્ઞાનિક

સંસારમાં સુખ શાંતિનો લોકમાર્ગ આ નગર નહિ લાભી શકાય અને તે નગર, જીવનના પરમ પ્રશ્નના ઉકેલમાં પણ આગળ નહિ વધી શકાય, એ પણ યાદ રાખવાનું છે પરંતુ ખાસ સમજવાનું એ છે કે, એ જ બસ નથી સાધકે સંસારનું પોતાનું આ કાર્ય કરીને આગળ વધવાનું છે અને શૌનક એ વિષે પૂછવા આવ્યો છે હવે પછી ઋષિ તેને એ કહે છે —

હે શૌનક, અપરા વિદ્યા સત્ય છે એ ખરું પરંતુ તે મર્યાદા-સત્ય છે, પરમ સત્ય નથી પરમ સત્યની સરખામણીએ તે વિદ્યાઓ ઊણી ઊતરે છે તે તેમનું કાર્ય કરી ચૂકે છે, પરંતુ સામે પાર તે ન જઈ શકે, એ તને જે લાગે છે એ બરોબર છે કારણ કે, તે નાવો એ દરિયામાં ટકી ન શકે તે જગતની ભુક્તિ અપાવે, મુક્તિનો માર્ગ એથી આગળ ને જુદો છે

હે શૌનક, તારી મૂંઝવણ સાચી છે, તું અધિકારી છે. અપરા વિદ્યાઓનો તું પાર પામ્યો છે તેમની તાકાતનો ક્યાસ તને તારા યજ્ઞમય જીવનથી જડી ગયો છે એટલે તને સાચી બ્રહ્મજિજ્ઞાસા જાગી છે પરાવિદ્યાનો પ્રારંભ અહીંથી થાય છે, કેમ કે આ જગતનું જાણું જાણવાથી તેનું મૂળ જે છે તે નથી જણાતું જેમ આગગાડીમાં બેઠેલો ઉતારુ તેનાથી નિરપેક્ષ ગતિ ન કરી શકે, તેની આ વાત છે અને માનવહૃદયની મૂળ કાંક્ષા આ સત્યને — જગતથી નિરપેક્ષ જે છે અને તેના આદિરૂપ છે તેને — પામવાની છે જેઓ નિષ્ઠાપૂર્વક સુકૃતમય જીવન જીવે છે, એટલે કે અપરા વિદ્યાનો તાગ પામે છે તેઓને,

---

સુવાગ માટે અથડામણમાં આવતા એ આપણા પ્રાચીન જ્ઞાનની આ ઉવેખાયેલી બાજુ વિષે આપણે બેઅસર બન્યા છીએ"

('રૉય ટીકલી' તા ૩૦ ૬-'૪૯ માંથી)

આપ ણી પ્રાચીન સમજ બેકને એવા ગણીને પોતાની ખાસ આધ્યાત્મિકતાને ખીલવવાની હતી આ ઉપનિષદ તેનું પ્રમાણ છે તે સ્પષ્ટ કહે છે —

તાનિ આચરથ નિયત સત્યકામા ।

'સત્યની પ્યાસવાળા હે મનુષ્યો, તમે જરૂર તે કર્મો કરો'

આપોઆપ માનવ સાથે જડાયેલી આ જિજ્ઞાસા હૃદયમા સ્પષ્ટ પ્રગટ થાય છે બીજા લોકમા તે માટીમા મળેલી સોનાની કાચી ધાતુ પેઠે સ્પષ્ટ શુદ્ધ રૂપે નથી હોતી પરતુ આ કે તે રૂપે છતા કોઈ ને કોઈ 'અમર આશા' રૂપે એ જ હોય છે હે શૌનક આ અમર આશાનુ શુદ્ધ કુદનરૂપ આ બ્રહ્મજિજ્ઞાસા કે આત્મજ્ઞાન છે, તે આપણે આગળ જોયુ છે *

તપ અને શ્રદ્ધા ૪૦ દ્વારા અમર આશાની કાચી માટીને તપવી તપવી જે મનુષ્ય તેના કુદનરૂપ આ બ્રહ્મજિજ્ઞાસા તાવી કાઢે છે, તેને મે કહ્યા તે યજ્ઞકર્મોથી તૃપ્તિ નથી થતી તારી પેઠે ત્રીજી સભૂતિએ, તે નિતાત સુખી નથી થઈ શકતો કારણ કે

> प्लवा ह्येत अदृढा यज्ञरूपा
> अष्टादशोक्तमवर येषु कर्म ।
> एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा
> जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥
>
> ॥ १–२–७ ॥

**પદાર્થ**

प्लवा = નાવો હોડીઓ हि = ખરેખર एते = આ બધી अदृढा = અદૃઢ (છે) यज्ञरूपा = યજ્ઞરૂપી अष्टादश-उक्त = 'અષ્ટાદશ કહેવાતું (કે અઢાર શાસ્ત્રોમા થઈ ને કહેલુ) अवर = ઊતરતુ કે બીજુ (એવુ) येषु = જેમા कर्म = કર્મ (કરવાનુ હોય છે) एतत् = એ (યજ્ઞકર્મ) શ્રેય = શ્રેયસ્કર (છે એમ) य = જે अभिनन्दति = વખાણે છે मूढा = મૂઢ લોકો जरामृत्यु = જરા અને મૃત્યુને ते = તેઓ पुन एव अपि = ફરીથી પણ यन्ति = પામે છે

* અહી બ્રહ્મસૂત્રના શરૂના બે સૂત્ર યાદ કરવા જેવા છે
अथातो ब्रह्मजिज्ञासा । जन्माद्यस्य यत ॥
સરખાવો બૃહદારણ્યક૦ ૨ ૪ ૫ (જુઓ પાન ૧૫)

અન્વય

यदु अष्टादश–उक्तम् अवर कर्म (त) हि एते यज्ञरूपा प्लवा अदृढा (सन्ति) (तथापि) ये मूढा एतद् श्रेय (इति) अभिनन्दन्ति, ते पुन एव अपि जरामृत्यु यन्ति ॥

અર્થ

(અઢાર) 'અષ્ટાદશ' કહેવાતું અવર કર્મ (કરવાનું) જેમા રહેલું છે, એવી યજ્ઞરૂપી એ નાવો ખરેખર અદૃઢ છે—(ડૂબી જાય એવી કાણી છે) (છતા) જે મૂઢ લોકો, એ શ્રેયસ્કર છે એમ તેને (એ અવર કર્મને) વખાણે છે,—(એટલે, તે જ કર્યા કરવા અને તેમા જ પરમ સિદ્ધિ છે, એમ માની વર્તે છે)—તેઓ (એ કાણી નાવોથી ભવસાગર તરવાને બદલે) ફરી ફરી જરા અને મૃત્યુ પામે છે (જન્મોજન્મ વારવાર ડૂબ્યા કરે છે)

અહીં 'પરાવિદ્યા'નું વિશેષણ परावराम् (૧-૧-૭) યાદ કરવા જેવું છે. પરાવિદ્યા એવી છે કે જે અપર અને પર બેઉને પોતામાં સમાવે છે. જુઓ તે મંત્રનો અર્થ અને શબ્દદીપ.

આ મંત્રમાં જરામૃત્યુની પરંપરા, એટલે કે પુનર્જન્મ અને તેમાંથી મુક્તિ એટલે મોક્ષ, એ વિચાર રજૂ થયો છે. પરાવિદ્યાથી આ સાધવાનું છે, તે વડે મૃત્યુ તરી જવાય છે, અને અમૃતને પહોંચાય છે,* એવી કલ્પના આર્ય સંસ્કૃતિમાં ઘણે જૂનેથી છે. યાદ કરો કે, ઇહલોકનું સુખ એ જો જીવનની ઇતિ હોત, તો શૌનક પાસે એ તો સિદ્ધ હતું. પણ, જીવનની ઇતિ એ નથી, એનો પાર પામવાને માટે જીવનની જરૂરો તથા અનુભવોની હકીકત જોડે જ તે બધાની પરિવર્તનશીલતા, આવાગમન અને મરણ દ્વારા અંત દેખાય છે, તે બધી કારમી હકીકતો પણ વિચારમાં સાથે લેવી જોઈએ. સુખ કે શાંતિનો વિચાર કરનારો કદી આમાંથી છટકી શકતો નથી. એ હકીકતો કોઈ કોઈએ ખામુખા ઊભી કરેલી નથી. માનવ બુદ્ધિ અને હૃદયનો એ અનુભવ ટાળ્યો ટળી નથી શકતો. આ વિચારને કઠોપનિષદમાં બરોબર સ્પષ્ટ કર્યો છે, અને તેને सांपराय શબ્દથી કહ્યો છે. અહીં તે વસ્તુનું વિવરણ નથી કર્યું. પરંતુ, આર્ય પ્રજાની એક રૂઢ સમજ તરીકે ગણીને ચાલવામાં આવ્યું છે. અને એમ જ આજ સુધી પણ છે. પ્રાકૃત લોક, મોક્ષ = જનમમરણના ફેરામાંથી છુટકારો, એવો સદો સીધો અર્થ માને છે. એની પાછળ, આ ગૂઢ ગંભીર છતાં કદી ન ભૂલી કે ઉવેખી શકાય એવી આપણી દૃષ્ટિ રહેલી છે. જીવનનો વિચાર મરણની ભૂમિકામાં, અને મરણની તૈયારી જીવનની ભૂમિકાથી કરવી જોઈએ. તો જ જીવનનો જે કોયડો મરણપડદાથી ઢંકાયો છે, તે ઊકલી શકે, ઋષિ કહે છે. અપર કર્મ વડે આ પડદો તૂટતો નથી, બલ્કે પડદો કાયમ ચાલ્યા કરે છે.

પણ જગત સામાન્યપણે એમ નથી માનતું. જગતના અપર કર્મોનાં ફળ એવાં તો ઉપરથી મીઠાં લાગે છે કે, તેના સ્વાદના માર્યા

* સરખા॰ "अविद्यया मृत्युं तीर्त्वा विद्यया अमृतमश्नुते" — ઈશો॰ ૮

## અન્વય

येषु अष्टादश–उक्तम् अवर कर्म (ते) हि एते यज्ञरूपा प्लवा. अदृढा (सन्ति) (तथापि) ये मूढा एतद् श्रेय (इति) अभिनन्दन्ति, ते पुन एव अपि जरामृत्यु यन्ति ॥

## અર્થ

(અઢાર) 'અષ્ટાદશ' કહેવાતુ અવર કર્મ (કરવાનુ) જેમા રહેલુ છે, એવી યજ્ઞરૂપી એ નાવો ખરેખર અદૃઢ છે—(ડૂબી જાય એવી કાણી છે.) (છતા) જે મૂઢ લોકો, એ શ્રેયસ્કર છે એમ તેને (એ અવર કર્મને) વખાણે છે, —(એટલે, તે જ કર્યા કરવાં અને તેમા જ પરમ સિદ્ધિ છે, એમ માની વર્તે છે)—તેઓ (એ કાણી નાવોથી ભવસાગર તરવાને બદલે) ફરી ફરી જરા અને મૃત્યુ પામે છે. (જન્મોજન્મ વારવાર ડૂબ્યા કરે છે.)

['અષ્ટાદશ'—યજ્ઞકર્મની ફિલસૂફી પ્રમાણે કર્મમાનનો વાચક શબ્દ તેની સૂચકતા એ પરથી છે કે, યજ્ઞ કરવામા ૧૮ જણ જોઈએ ૧૬ ઋત્વિજો અને યજમાન દપતી અથવા મુખ્ય યજ્ઞો ૧૮ ગણે છે તે પરથી હોય પરતુ અપરા વિદ્યાના વિષયના વાચક તરીકે જોતા, ચાર વેદોના બ્રહ્માણ સહિતા, અને સૂક્ત એમ કુલ (૪×૩) ૧૨+૬ વેદાગ=૧૮ થાય છે, અને તે અહીં કહ્યા છે, એમ માનવુ સરળ છે તો 'अष्टादशोक्तम्'=અપરા વિદ્યાના આ અઢાર અંગોમા કહેલુ (અવર કર્મ), એવો અર્થ પણ કરી શકાય

'અવર કર્મ'—ગીતામા પણ આ પ્રયોગ મળે છે અવર=ઊતરતુ, નીચલુ (?) જુદુ, બીજુ, હલકુ—એવો અર્થ થાય છે એથી ચડિયાતુ કે પહેલુ તે पर એટલે કે, કર્મના અહીં બે પ્રકાર બતાવ્યા છે—એક અવર, અને બીજો તે ઉપરથી કલ્પાતો 'पर'

અહીં 'પરાવિદ્યા' નું વિશેષણ परावराम् ( ૧-૧-૨ ) યાદ કરવા જેવું છે. પરાવિદ્યા એવી છે કે જે અવર અને પર એઉને પોતામાં સમાવે છે. જુઓ તે મંત્રનો અર્થ અને શબ્દદીપ.

આ મંત્રમાં જરામૃત્યુની પરંપરા, એટલે કે પુનર્જન્મ અને તેમાંથી મુક્તિ એટલે મોક્ષ, એ વિચાર રજૂ થયો છે. પરાવિદ્યાથી આ સાધવાનું છે; તે વડે મૃત્યુ તરી જવાય છે, અને અમૃતને પહોંચાય છે,* એવી કલ્પના આર્ય સંસ્કૃતિમાં ઘણે જૂનેથી છે યાદ કરો કે, ઇહલોકનું સુખ એ જો જીવનની ઇતિ હોત, તો શૌનક પાસે એ તો સિદ્ધ હતું. પણ, જીવનની ઇતિ એ નથી; એનો પાર પામવાને માટે જીવનની જરૂરો તથા અનુભવોની હકીકત જોડે જ તે બધાની પરિવર્તનશીલતા, આવાગમન, અને મરણ દ્વારા અંત દેખાય છે; તે બધી કારમી હકીકતો પણ વિચારમાં સાથે લેવી જોઈએ. સુખ કે શાન્તિનો વિચાર કરનારો કદી આમાંથી છટકી શકતો નથી. એ હકીકતો કાંઈ કોઈએ ખામુખા ઊભી કરેલી નથી માનવ બુદ્ધિ અને હૃદયનો એ અનુભવ ટાળ્યો ટળી નથી શકતો. આ વિચારને કઠોપનિષદમાં બરોબર સ્પષ્ટ કર્યો છે, અને તેને सांपराय શબ્દથી કહ્યો છે. અહીં તે વસ્તુનું વિવરણ નથી કર્યું. પરંતુ, આર્ય પ્રજાની એક રૂઢ સમજ તરીકે ગણીને ચાલવામાં આવ્યું છે અને એમ જ આજ સુધી પણ છે. પ્રાકૃત લોક, મોક્ષ=જનમમરણના ફેરામાંથી છુટકારો, એવો સાદો સીધો અર્થ માને છે. એની પાછળ, આ ગૂઢ ગંભીર છતાં કદી ન ભૂલી કે ઉવેખી શકાય એવી સાંપરાય-દૃષ્ટિ રહેલી છે જીવનનો વિચાર મરણની ભૂમિકામાં, અને મરણની તૈયારી જીવનની ભૂમિકાથી કરવી જોઈએ, તો જ જીવનનો જે કોયડો મરણ પડદાથી ઢંકાયો છે, તે ઊકલી શકે. ઋષિ કહે છે, અવર કર્મ વડે આ પડદો તૂટતો નથી, બલ્કે પાકો કાયમ ચાલ્યા કરે છે.

પણ, જગત સામાન્યપણે એમ નથી માનતું જગતનાં અવર કર્મોનાં ફળ એવાં તો ઉપરથી મીઠાં લાગે છે કે, તેના સ્વાદના માર્યા

* સર૦ "अविद्यया मृत्यु तीर्त्वा विद्यया अमृतमश्नुते" — ઈશ૦ ૮

લોક સંસારના ફેરા ખાયા જ કરે છે. એટલું જ નહિ, એ જ ખરોખર છે, એમ કહેનારી ફિલસૂફીઓ ટીપનારા ભણેલા લોકો પણ પાક્યા જ કરે છે આથી તો પેલો મૂઢ સ્વાદ શ્રેય છે એમ બુદ્ધિમાં પણ ઊતરે છે આવો બુદ્ધિભેદ સનાતન ચાલ્યા કરે છે જોરદાર વાણી વડે ઋષિ શૌનકને એ વસ્તુથી પણ ચેતવે છે.]

ઋષિ કહે છે, હે શૌનક,

अविद्यायामन्तरे वर्तमानाः
स्वयं धीराः पंडितंमन्यमानाः ।
जङ्घन्यमाना. परियन्ति मूढा
अन्धेनैव नीयमाना यथान्धाः ॥*
॥ १-२-८ ॥

अविद्यायां बहुधा वर्तमाना
वयं कृतार्था इत्यभिमन्यन्ति बालाः ।
यत् कर्मिणो न प्रवेदयन्ति रागात्
तेनातुराः क्षीणलोकाश्च्यवन्ते ॥
॥ १-२-९ ॥

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं
नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।
नाकस्य पृष्ठे ते सुकृतेऽनुभूत्वा
इमं लोकं हीनतरं वा विशन्ति ॥+
॥ १-२-१० ॥

---

* આ શ્લોક કઠ૦ ૧-૨-૫માં માત્ર એક શબ્દના ફેર સાથે (जङ्घन्यमाना. ને બદલે दन्द्रम्यमाणाः) મળે છે.

\+ સરખાવો છાંદો૦ ૫-૧૦-૩ :—
अथ य इमे ग्राम इष्टापूर्ते दत्तमित्युपासते. .
तस्मिन् यावत् संपातमुषित्वाऽथैतमेवाध्वानं पुनर्निवर्तन्ते ।

પ્રશ્નોપ૦ ૧-૯ :—
तद्ये ह वै तदिष्टापूर्ते कृतमित्युपासते. . . . त एव पुनरावर्तन्ते ।

**પદાર્થ**

अविद्यायां = અવિદ્યામા (અજ્ઞાનમા) अन्तरे = વચ્ચોવચ્ચ वर्तमाना = રહેતા (રહેનારા) स्वयं = પોતે — પોતાની મેળે (પોતાને) धीरा = બુદ્ધિમાન, સમજુ पंडित मन्यमाना = (અને) પંડિત માનતા जङ्घन्यमाना = હણાતા, (એવા તે લોકો) परियन्ति = ભમ્યા કરે છે मूढा = (તે) મૂઢો — મૂર્ખાઓ अन्धेन = આંધળા વડે एव = જ नीयमाना = દોરાતા यथा = જેવા अन्धा = આંધળા

अविद्यायां = અવિદ્યામા (અજ્ઞાનમા) बहुधा = અનેક રીતે वर्तमाना = રહેનારા, वयं = અમે कृतार्था = કૃતાર્થ (થયા છીએ) इति = એમ, એ પ્રમાણે अभिमन्यन्ति = અભિમાન ધરે છે यत् = જેથી કરીને, (તેમ જ વળી) कर्मिण = (એ) કર્માધ લોકો न प्रवेदयन्ति = સમજતા નથી रागात् = રાગના માર્યા, तेन = તેથી કરીને आतुरा = દુખી થના क्षीणलोका = (પુણ્યને લઈને મળેના) જેમના પુણ્ય લોક ક્ષીણ થના છે (તેઓ મરીને, અર્થાત્ તેમનો પુણ્યલોકનો વાસ ભોગવાઈ રહેતા) च्यवन्ते = (તેઓ ત્યાંથી) નીચે પડે છે

इष्टापूर्तं = ઇષ્ટાપૂર્તને (ઇષ્ટ = યજ્ઞયાગાદિક કર્મ, અને પૂર્તં = દાનદયાના પરોપકારી કર્મો, એ બન્નેનો સમુદાય) તેને मन्यमाना = માનનારા वरिष्ठं = સર્વશ્રેષ્ઠ (એવુ માનનારા તેઓ) न = નથી अन्यत् = બીજુ કાંઈ શ્રેય = શ્રેયસ્કર (એવુ) वेदयन्ते = સમજે છે प्रमूढा = (તે) મૂઢ — મૂર્ખ લોકો नाकस्य = સ્વર્ગના पृष्ठे = તળ ઉપર (કે જે) सुकृते = પુણ્યકર્મથી મળેલુ હોય છે (તેના ઉપર) अनुभूत्वा = (કર્મફળ) અનુભવીને (તે) इमं लोकं = આ લોકમાં हीनतरं वा = અથવા તેથી પણ હીન લોકમા विशन्ति = પ્રવેશ કરે છે

**અન્વય**

(एवम् ते) अविद्यायाम् अन्तरे वर्तमाना, स्वयं धीरा पंडित-मन्यमाना । (परंतु) यथा अन्धेन एव नीयमाना अन्धा (परियन्ति (तथा) जङ्घन्यमाना मूढा (ते) परियन्ति ॥

(अपि च) बहुधा अविद्यायां वर्तमाना (ते) बालाः, वयं कृतार्थाः इति अभिमन्यन्ति । यत् (ते) कर्मिणः रागात् न प्रवेदयन्ति, तेन आतुराः क्षीणलोकाः च्यवन्ते ॥

(एवं) इष्टापूर्तं वरिष्ठं मन्यमानाः (ते) प्रमूढाः, न अन्यत् श्रेयः (इति) वेदयन्ते । (तेन तत्र एव रमन्ते)। सुकृते नाकस्य पृष्ठे अनुभूत्वा, (ते) इमं लोकं हीनतरं वा विशन्ति ॥

અર્થ

(આમ) અવિદ્યા, એટલે કે અજ્ઞાન યા અણસમજમાં (તેઓ) વર્તે છે; (છતાં) અમે ધીર એટલે કે સમજુ અને જ્ઞાનવાન પંડિત છીએ, એમ પોતે પોતાની મેળે માને છે. (બાકી, ખરું જોતાં), આંધળા વડે જ દોરાતા આંધળાની પેઠે તે મૂઢ (મૂર્ખ) લોકો (રોગ-શોકથી) હણાતા પીડાતા (આ સંસારમાં) ભમ્યા કરે છે. (તેઓ શાંતિને પામતા નથી.— તેમનાં જરા-મરણ મટતાં નથી.) [૮]

અનેક રીતે અવિદ્યા કે અજ્ઞાનમાં વર્તતા તે નાદાન — બાલિશ લોકો, (તેમની બાલિશતામાં), અમે તો કૃતાર્થ થયા છીએ — (અમે જીવન સફળ કર્યું છે) — એમ અભિમાન ધરે છે ! (એવા) એ કર્માંધ લોકો, તેમના રાગના માર્યા, (ખરી વાત) સમજતા નથી. તેથી કરીને દુઃખી થતા તેઓ, (આમ કર્યા કરાતાં યજ્ઞરૂપી પોતાનાં પુણ્યને લઈને તેઓને મળેલા) પુણ્યલોકનો વાસ પૂરો થયે, ત્યાંથી નીચે પડે છે — (પાછા સંસારમાં આવે છે; તેમનો જનમ-મરણનો ફેરો ટળતો નથી.) [૯]

(આમ, આ એમનાં) ઇષ્ટાપૂર્ત — એટલે કે યજ્ઞયાગાદિ તથા દાનદયાનાં પરોપકારી કર્મો — એમને સર્વશ્રેષ્ઠ માનનારા

(તે) મૂઢ—મૂર્ખ લોકો તેનાથી ચડિયાતુ કે શ્રેયસ્કર બીજુ કશુ નથી, એમ સમજે છે. (તેથી તેમા જ રત રહે છે, અને) એ પુણ્યકર્મોથી મળતા ઉત્તમોત્તમ લોક—સ્વર્ગના તળ ઉપર અનુભવીને, તેઓ (પાછા) આ મનુષ્યલોકમા કે તેથીય હીન લોકમા પ્રવેશ કરે છે—અવતરે છે [૧૦]

[આમ સખત અને સ્પષ્ટ શબ્દોમા ઋષિ અપરા વિદ્યાનુ જે મોટામા મોટુ ભયસ્થાન છે, તે વિષે જણાવે છે મર્મવેધી, જોમભરેના તાતા તીર જેવી આ વાણી સાહિત્યશક્તિનોયે નમૂનો છે એનો જ ભાન કહેવા માટે ગીતાકારે જે બેએક શ્લોક મૂક્યા છે તેમા પણ આ જ જોશ, આ જ તીક્ષ્ણ સચોટતા આવ્યા છે —

यामिमां पुष्पितां वाचं प्रवदन्त्यविपश्चितः ।
वेदवादरताः पार्थ नान्यदस्तीति वादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलाम् भोगैश्वर्यगतिं प्रति ॥
भोगैश्वर्यप्रसक्तानाम् तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥

(અ૦ ૨-૪૨-૪)

"અલ્પબુદ્ધિ જનો પાર્થ, કામ સ્વર્ગ પરાયણ
વેદવાદ વિષે મગ્ન, આની જે કર્મકાડની
જન્મ કર્મ ફળો દેતી ભોગ ઐશ્વર્ય સાધતી
વાણીને ખીલતી બોલે 'આથી અન્ય કશુ નથી'
ભોગ ઐશ્વર્યમા ચોટ્યા, હરાઈ બુદ્ધિ તે વડે —
તેમની બુદ્ધિની નિષ્ઠા ઠરે નહીં સમાધિમા' — ગીતાધ્વનિ

ગીતાકાર વિશેષમા એ સ્પષ્ટ કરે છે કે, તેઓ શા માટે શાતિ નથી મેળવી શકતા તેનુ કારણ એ છે કે, તેઓની મૂળ વાસના ભોગ અને

ઐશ્વર્યની પ્રાપ્તિ — સ્વર્ગલોકમા જવુ ને મહાલવુ, એ હોય છે તેઓ ખરેખર જિજ્ઞાસુ હજી બન્યા નથી તેઓ कामात्मा કે 'કામકામી' લોક છે, અને તેથી મીઠી મીઠી વાણી વડે વાતો કરે છે અને પોતાને તથા પોતાના જ જેવા બીજાને છેતરે છે આવા લોકોને ગીતાકાર वेदवादरत કહે છે, જેને ઉપનિષદ્ અપરા વિદ્યાથી મૂઢ બનેલા કહે છે.

યજ્ઞની જ પરિભાષામા ગીતાકાર પણ (૬–૨૦,૨૧) આ ભાવ વ્યક્ત કરે છે, અને ત્યા આ લોકને त्रैविद्याः કહ્યા * છે.—

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोकम्
अश्नन्ति दिव्यान् दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥

"પી સોમ નિષ્પાપ થઈ ત્રિવેદી
યજ્ઞો વડે સ્વર્ગનિવાસ યાચે;
ને મેળવી પુણ્ય સુરેન્દ્ર લોક,
ત્યાં દેવના વૈભવ દિવ્ય માણે.
તે ભોગવી સ્વર્ગ વિશાળ એવું,
પુણ્યો ખૂટ્યે મર્ત્ય વિષે પ્રવેશે,
સકામ તે વૈદિક કર્મમાર્ગી,
આ રીત ફેરા ભવના ફરે છે." — ગીતાધ્વનિ-૯,૨૦-૧

* ઉપનિષદ્ વેદોને 'અપરા' કહે છે ને ગીતા એમનું વર્ણન કરે છે — 'त्रैगुण्यविषया वेदा.' (અ૦ ૨-૪૫) — વેદોનો વિષય પ્રકૃતિની વ્યવસ્થિતિનો વિચાર કરવાનો છે તેથી પર જઈ તેના મૂળ આદિકારણ વિષે વિચાર કરવાનો નથી. તે તો કામ પરાવિદ્યાનું છે, એમ ઉપનિષદ્ કહે છે ]

નક્કી આ યજ્ઞકર્મો તો કરવાનાં છે; પણ પરમપ્રાપ્તિની દૃષ્ટિએ તે 'અવર કર્મ' છે. તેનું કારણ ગીતાકાર સ્પષ્ટ કરે છે — આ કર્મો કરનારાઓ 'કામકામી' બને છે; તેઓ કર્મની જ એક આરામી ફિક્સફ્રી ઘડી કાઢે છે અને તેમાં જડ બની જઈ ગંઠાઈ જાય છે — આગળ વધી શકતા નથી. તેઓ આ 'ત્રયીધર્મ'માં જ મરી જાય છે.

ઇષ્ટાપૂર્ત—યજ્ઞકર્મનો સાર આ શબ્દમાં આવી જાય છે. ઉપનિષત્કાર સ્પષ્ટ કહે છે કે, એ પૂરતું નથી; છતાં તે કરવાનું તો છે જ. કોની જેમ ? ગીતાકાર અર્જુનને એમ જ કહે છે :—

यज्ञदानतपःकर्म न त्याज्यं, कार्यमेव तत् ॥

'યજ્ઞદાનતપો કેરાં કર્મો ન તજવાં ઘટે અવશ્ય કરવાં.'

કારણ કે, તે કર્મો મનુષ્યને પાવન કરનારાં છે :

पावनानि मनीषिणाम् ॥

તે વડે મનુષ્યજીવન પુણ્યપવિત્ર બને છે; અને તે વગર તો મુક્તિ નથી એટલું જ નહીં, સાચી ભુક્તિ પણ નથી. ઉપનિષત્કારને ખાસ કહેવાનું છે તે એ કે, કેવળ ભોગ ઐશ્વર્યની વાસના ધરીને, માત્ર લોકૈષણાથી પ્રેરાઈને અને તેમાં જ જીવનની ઇતિ છે માનીને ચાલવાનું નથી. કેમ કે, શાશ્વત જીવનની નજરે, એમાં સતત મરણ છે; તરણોપાય એ નથી. તેથી જ યજ્ઞાદિ વડે પુણ્યલોક મળે છે છતાં તે લોકો आतुराः — દુઃખી છે; એમની ભુક્તિમાં તૃપ્તિ કે આત્મસંતોષનું તત્ત્વ નથી હોતું. તેઓ એમ નથી કહી શકતા, 'नानवाप्तमवाप्तव्यम्' — એવું કશું નથી કે જે મને મળ્યું નથી ને તેથી મારે મેળવવાનું બાકી છે. જીવનનું પરમ સાફલ્ય આ છે. અને આપણે જોયું કે, શૌનક એ જ વસ્તુનો માર્ગ શરૂમાં પૂછે છે —

कस्मिन्नु भगवो विज्ञाते सर्वमिदं विज्ञातं भवति ?

હવે ઉપનિષત્કાર તેના સીધા ઉત્તર પર આવે છે. તેની પૂર્વભૂમિકારૂપે અપરા વિદ્યાઓનું મર્મગ્રાહી અનુશીલન કરવું, એ કહીને હવે તે પરાવિદ્યામાં કેમ કરતાં પ્રયાણ થઈ શકે છે, તેનું વિવરણ કરે છે.]

## ૮

# પરાવિદ્યા-પરાયણ જીવન

શૌનક પૂછે છે — હે પ્રભુ જો યજ્ઞાદિ અસાર કર્મો અદૃઢ નાવો હોય તો શું કરવું? દૃઢ નાવ ત્યારે કઈ, કે જેમાં બેસીને તરી શકાય?

ઋષિ તેનો જવાબ આપે છે હે શૌનક ઇષ્ટાપૂર્ત કર્મોને સ્થાન છે પણ તે કાંઈ આપણું પરમ પરાયણ નથી. જના તેને તેમ સમજનારા કામાત્મા કે કામકામી લોકોને માટે એ નાવો અદૃઢ થઈ રહે છે માટે એ કામાત્મપણું અથવા કામકામિતા જે છે, તે એ નાવમાં કાણું પાડનારી સુરંગ અથવા કોસ છે. એ યજ્ઞકર્મો વસ્તુતાએ નિર્દોષ છે, એમાં કામાત્મબુદ્ધિ કરવી અને એ જ શ્રેય છે માનીને અભિમાનમાં મૂઢ બની આંધળા થઈ ચકચૂર થઈને વર્તવું એ મહાદોષ છે. તેમ કરનારા વારવાર જન્મે મરે છે. પરંતુ,

> तप श्रद्धे ये ह्युपवसन्त्यरण्ये
> शान्ता विद्वासो भैक्षचर्यां चरन्त।
> सूर्यद्वारेण ते विरजा प्रयान्ति
> यत्रामृत स पुरुषो ह्यव्ययात्मा ॥ *
>
> ॥ १ २-११ ॥

---

* સરખાવો છાંદો० ५-१०-१,२ अथ य इम ग्राम इष्टपूर्ते दत्तमित्युपासते ... अथैतमवाध्वान पुनर्निवर्तन्ते । ये चमेऽरण्य श्रद्धा तप इत्युपासते ते अर्चिष मभिसंभवन्ति ... आदित्यम् ... तत्पुरुषो अमानव स एनान् ब्रह्म गमयत्येष देवयान पथा इति ।

સરખાવો वृहदा० ६-२-१५ ये चामी अरण्ये श्रद्धां सत्यमुपासते तेऽर्चिरभिसंभवन्ति ... आदित्यम् ... तान् पुरुषो मानस एत्य ब्रह्मलोकान्गमयति। ते तेषु ब्रह्मलोकेषु परा परावतो वसन्ति तेषां न पुनरावृत्ति ।

સરખાવો प्रश्न० १-९ तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्ययाऽऽत्मानमन्विष्य आदित्यमभिजयन्ते। एतद् वै प्राणानामायतनमेतदमृतम् अभयम् एतत् परायणम् एतस्मान्न पुनरावर्तन्ते ।

પદાર્થ

तप श्रद्धे = તપ અને શ્રદ્ધાને ये = જેઓ हि = (વાક્યપૂર્તિ માટે) उपवसन्ति = સમીપ રાખીને કે રહીને વસે છે अरण्ये = અરણ્યમા, વનમા शांता = શાત ચિત્તવાળા विद्वांस = વિદ્વાન કે સમજણા લોકો भैक्षचर्यां चरन्त = ભિક્ષાવૃત્તિને આચરતા (આ ત્રણેનો ये – જેઓ સાથે સબધ છે અર્થાત્ જે આવા લોકો છે), सूर्यद्वारेण = સૂર્યદ્વાર વડે ते = તેઓ विरजा = રજ કે પાપવિકાર વિનાના, શુદ્ધ (થઈને) (तत्र =) ત્યા प्रयान्ति = પહોંચે છે, જાય છે यत्र = જ્યા अमृत = અમર स = તે पुरुष = પુરુષ, આત્મા हि (વાક્યપૂર્તિ માટે) अव्ययात्मा = અવ્યય, અવિકારી

અન્વય

[ परन्तु ] ये हि शान्ता, विद्वांस, भैक्षचर्यां चरन्त अरण्ये तप श्रद्धे उपवसन्ति, ते विरजा * यत्र स अमृत अव्ययात्मा हि पुरुष, (तत्र) सूर्यद्वारेण प्रयान्ति ।

અર્થ

(પરતુ) જે શાંત ચિત્તવાળા અને વિદ્વાન કે સમજણા લોકો, ભિક્ષાથી નિર્વાહ કરતા અરણ્યમાં તપ-અને શ્રદ્ધા-પૂર્વક જીવન ગાળતા રહે છે, તેઓ કર્મ-રજથી રહિત, એટલે કે નિષ્પાપ ને નિર્મળ થઈ, એ અમર તથા અવિકારી એવો જે પુરુષ છે તેને, સૂર્યદ્વારથી, પહોંચે છે. [૧૧]

[ ઇષ્ટાપૂર્તના કર્મોમા રત લોકોને શાતિ નથી, કેમ કે તેઓ સમજ્યા નથી તેઓની વલખાંરાશી મટતી નથી તેઓ પરાવિદ્યામા પ્રવેશ જ પામ્યા નથી જે ત્રયીધર્મની અપરા વિદ્યામા જ ચ્યોપચ્યો રહે અને રહેવામા માને, તેનુ બીજુ થાય પણ શુ ?

એટલે, પરાવિદ્યામા પ્રવેશ કરવાને માટે વિદ્વાન થવુ જોઈએ — એ સમજવુ જોઈએ કે, ત્રયીધર્મનુ જગત માનવ જીવનની આખર

* પાઠાન્તર – विरागा (भ्रम)

નથી એ સમજનારો પછી આપોઆપ ચિત્તથી શાંત થવા લાગે છે — તેનો અજંપો ટળે છે — ટળવા લાગે છે પરિણામે તેની જીવનપદ્ધતિમા આપોઆપ ફરક પડે છે જીવનમા તપ અને શ્રદ્ધાને સ્થાન મળે છે, ભોગ અને અવિચારી નાસ્તિકતા રહેતી નથી ઐશ્વર્ય અને મોટપણામા તેને સાર્થકતા લાગતુ નથી, અને તે નમ્રતા ધરી એકાંગી અપરિગ્રહી બને છે ટૂકમા, પ્રવૃત્તિપરાયણતાના ગજસનો ત્યાગ કરી, તે વિદ્વાન માણસ નિવૃત્તિપરાયણતાની શાંત સાત્ત્વિકતા તરફ વળે છે

તે કરે છે શુ? ઉપનિષત્કાર ટૂકમા કહે છે કે, તે તપ અને શ્રદ્ધાનુ સેવન કરે છે અહીંયા તપ અને શ્રદ્ધાનો નિરાળો અર્થ છે એ બે વસ્તુઓ મનુષ્યના આંતર જીવનની વિભૂતિઓ છે પરાવિદ્યા આંતર જીવનમા ઊંડે ઊતરીને તપાસી જોવા અને સમજવામાની જાતે જ મેળવવાની વસ્તુ છે તેને માટે સ્વતંત્ર પરીક્ષણ ચિંતન, અને મનન કરવાનુ હોય છે તે કામ ગ્રંથોનુ વાચન નથી, તેથીય પર છે તે સર્વવિદ્યાની પ્રતિષ્ઠાને જોવાનુ કામ છે (અહીં જુઓ મંત્ર ૧-૧-૧ सर्वविद्याप्रतिष्ठाम् ब्रह्मविद्याम् ) બહારથી જોતા જેનુ ક્યાય સ્થાન કે અસ્તિત્વ નથી જણાતુ કેવળ તર્ક દ્વારા જવા આરો નથી, ત્યા પણ કામ કરનારી જે માનવચિત્તવિભૂતિ તે શ્રદ્ધા છે અને તે જે કહે તે મુજબ જવાનો જીવનમાર્ગ એ તપ છે તેથી જ, અંતરના ઊંડાણમા ઊતરવાને માટે તપ અને શ્રદ્ધા કામ દે છે, અને પરાવિદ્યાનો ઉપાસક તપ અને શ્રદ્ધાનો અભ્યાસ કરે છે

તેની બાહ્ય જીવનપદ્ધતિ કેવી હશે? ઋષિ કહે છે — અરણ્યવાસ અને ભિક્ષાથી નિર્વાહ — ટૂંકમા સંન્યાસાશ્રમ હિંદુધર્મમા બહુ પૂર્વકાળથી સંન્યાસનો મહિમા મનાયો છે એટલે સુધી કે, સંન્યાસીનો વેશ લેવો એ જાણે પરાવિદ્યાપરાયણતાનુ એક લક્ષણ મનાઈ ગયુ! સાધનાજીવનને માટે સંન્યાસગ્રહણની એક સામાજિક રૂઢિ જાણે થઈ ગઈ! એટલે સુધી કે, શ્રમણ સંસ્કૃતિના બુદ્ધ મહાવીર કાળમા એમ જ કાયદો જાણે બન્યો કે, સંન્યાસી કે બાવા બન્યા વગર મોક્ષ નથી

અને એવો જ આગ્રહ શંકરાચાર્યે પણ રાખ્યો અને પોતાનાં લખાણો તથા વિવેચનોમાં અતિ ભારપૂર્વક તે ઉતાર્યો પરાવિદ્યાની સાધના માટેના આ બાહ્ય સાધન ઉપર આવો ભાર દંભ, જડતા અને તામસ તરફ ખેંચી જાય, એ ઉઘાડું છે એટલે, એનો અર્થ સંન્યાસની ભિક્ષાવૃત્તિ અને અરણ્યવાસ ન કરતાં, તેનો ભાવાર્થ સમજવો જોઈએ. એ વાત સાવ સાચી છે કે, પરાવિદ્યાના પેટાળમા ઊતરવા માગનારની જીવન-પદ્ધતિ જુદી થવી જોઈએ, તેમાં સન્યાસીની નિવૃત્તિ કે નૈષ્કર્મ્ય-બુદ્ધિ હોવી જોઈએ પણ, તે ઉપરથી તેનો બહારનો વેશ બાવા બનવું એ જ હોવો જોઈએ, એમ ઋષિના કહેવાનું તાત્પર્ય ન સમજી શકાય બાહ્ય વેશ એ દેશ કાળ અને સમાજ પ્રમાણે ફરતી રહેનારી ચીજ છે. તેમાં સદાકાળને માટે એક જ જાતનો આગ્રહ રાખવો એ, ગૃહસ્થનુ ખૂન કરી મડદાને આત્મા તરીકે પૂજવા જેવું, જડ તામસીપણું ગણાય .

આથી જ ગીતાકાર જ્યાં ઉપનિષદોના આ મંતવ્યનું દોહન કરે છે ત્યાં તે સન્યાસના બાહ્ય લક્ષણ પર ભાર ન મૂકતા તેના સૂક્ષ્મ રહસ્યને સ્પષ્ટ કરે છે અપરા વિદ્યાનાં કર્મો કરતો સાધક જ્યારે તેની પાર જાય, ત્યારે શમ તેનો સાથી બને છે ( ગીતા અ૦ ૬–૩); એટલે તે ' विविक्तसेवी, लघ्वाशी, यतवाक्कायमानस, नित्य ध्यानयोगपर., वैराग्य समुपाश्रित ' ( અ૦ ૧૮-૫૨,૩ ) થઈ શાન્ત બને છે, અને આમ થનાર ब्रह्मभूयाय कल्पते — બ્રહ્મભાવને પામવા તરફ જાય છે ગીતાકારે આ પ્રમાણે ઉપનિષદના આ મંત્રને, પોતાની ઉમદા પદ્ધતિ વડે, સમજાવ્યો છે. તેમ જ અ૦ ૧૩–૭ થી ૧૧ શ્લોકોમા જ્યા જ્ઞાનની વ્યાખ્યા ગીતાકાર આપે છે તે પણ જુઓ; તે કામકામીથી જુદો એવો જે મોક્ષકામી — બ્રહ્મજિજ્ઞાસુ, તે શો પુરુષાર્થ કરે, તેની રહેણીકરણી અને તેનો અભ્યાસ મનોવૃત્તિ વગેરે કેવા હોય, એ બધું સ્પષ્ટ થાય છે

ઉપનિષદો જ્યાં સંન્યાસ કહે છે ત્યાં આ રીતે અર્થ સમજવો જોઈએ જે ઘડીએ વૈરાગ્ય આવે તે જ ઘડીએ સંન્યાસી થવુ — यदहरेव

विरजेत् तदहरेव प्रव्रजेत् — એનો અર્થ પણ એ જ છે કે, કામકામીપણું ગમે તે ક્ષણે છોડાય તો છોડવાનુ છે; કેમ કે તેથી ઇહ તથા પર લોકમાં ક્યાંય ભલું નથી થનાર સમાજમાં સૌએ બાવા બનીને ભગવાં પહેરવાનો એ આદેશ નથી એ તો ઊલટુ એમ કહે છે કે, સંસારી = કામકામી, કામાત્મા એવો અર્થ કરવો, એ બરોબર સમજ નથી; સાચો ભોગ કે તેનો સ્વાદ ત્યાગ અને વૈરાગ્યમાં છે. તેથી જ ઈશોપનિષદ કહે છે, तेन त्यक्तेन भुञ्जीथाः । ભોગની લહેજત લેવા ત્યાગની ભૂખ જોઈએ, નહિ તો ભોગનુ અજીર્ણ જીવનરસને ઝેર કરી દેશે

આવા પુરુષની ગતિ ક્ષીણલોક થઈ ફરી સંસારના ફેરામાં ફરવાની, નથી પરંતુ તે માણસ, પરાવિદ્યાના વિષયરૂપ જે અવ્યય અમૃત પુરુષ કે આત્મા, તે જોવા તરફ વળે છે. ગીતાની ભાષામાં, તે ब्रह्मभूयाय कल्पते — એ માણસ પરાવિદ્યા પામવાને રસ્તે પળે છે.

ઉપનિષદની ભાષા ઉપરથી એમ નથી સમજવાનુ કે, આવા અમૃત અવિકારી પુરુષનુ કોઈક સ્થાન ગગનમાં છે અને ત્યાં માણસ જાય છે. અનેક પ્રકારના લોકની પેઠે જ આ અક્ષરધામે સૂક્ષ્મ સ્થિતિનુ ભૌગોલિક ભાષામા વર્ણન છે, એટલુ જ. જોકે, શાસ્ત્રોએ આ ભૂગોળ-પરિભાષાને ખૂબ લંબાવીને લૌકિક ખ્યાલ તો એવો જ કરી મૂક્યો છે કે, દુનિયાના દેશો પેઠે આ વિરાટ સૃષ્ટિમાં આવા જુદા જુદા લોકો હશે. પરંતુ, આત્માનો તો કોઈ એવો લોક પણ નથી. સચરાચર આખુ વિરાટ એનુ ધામ છે શાંત બનેલો વિદ્વાન સાધક એને જોવા સમજવા લાયક બને છે.

આનો માર્ગ सूर्यद्वारेण કહ્યો છે. સૂર્યનો લોક પણ મનાય છે, અને કહેવામા આવે છે કે, મરણ બાદ જ્ઞાની તે લોકમાં થઈને બ્રહ્મલોકમાં જાય છે. આને રૂપકની ભાષા જ માનવી જોઈએ તે એટલુ જ બતાવે છે કે, શાંત સંન્યાસપરાયણ સાધક શ્રદ્ધાપૂર્વક તપ સૂર્યના તાપમા અને પ્રકાશમાં રહે છે ધ્યાન, ચિંતન મનન અને તપોમય

સન્યાસજીવનરૂપી સૂર્યના પ્રકાશમા તે આગળ વધે છે, પરિણામે તે પુરુષ આત્મતત્ત્વને પામવા લાયક બને છે *]

આમ કામકામી કે કામાત્માઓથી જુદા એવા શાન વિદ્વાન સાધકોની જુદી ભાત પડે છે તે જણાવ્યુ એ રીતે પરાવિદ્યા માટેનુ શમ સાધન બતાવ્યુ અને તે સાધનની ભૂમિકારૂપી જીવન સન્યાસ કે નિવૃત્તિ પરાયણ હોય એમ કહ્યુ તે પછી તેણે 'સૂર્યદ્વાર થી પ્રયાણ કરવાનુ રહે છે હવે પછીના મત્રમા આ જ્ઞાનસૂર્યની ઉપાસના કેમ કરવી, તે કહે છે તેને માટે પરપરીણ રીત ગુરુશરણ છે તે કહે છે

गुरुशरण के प्रपत्ति

ઋષિ કહે છે હે શૌનક તે શાત વિદ્વાન પુરુષનુ નામ ब्राह्मण — બ્રહ્મપરાયણ — છે

परीक्ष्य लोकान् कर्मचितान् ब्राह्मणो
निर्वेदमायान्नास्त्यकृत कृतेन ।
तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत्
समित्पाणि श्रोत्रिय ब्रह्मनिष्ठम् ॥ १–२–१२ ॥

પદાર્થ

परीक्ष्य = બારીકાઈ થી તપાસી કાઢીને (તેમને) તાગ જોઈ કાઢીને लोकान् = (બધા-ચૌદ) લોકને આખી સૃષ્ટિને कर्मचितान् = કર્મો વડે રચાએલા (જેને સાથે સબધ છે) ब्राह्मण = બ્રાહ્મણ બ્રહ્મજિજ્ઞાસુ પુરુષ निर्वेदम् = નિર્વેદને વૈરાગ્યને आयात् = પામે પહોચશે (જેમ કે –) न अस्ति = થતો નથી મળતો નથી अकृत = કશાથી ન ગયેલો નહી એવો અજન્મા પુરુષ કે આત્મા અથવા બ્રહ્મલોક कृतेन = કાઈ પણ કર્યાથી કર્મ વડે तद्विज्ञानार्थ = તેના જ્ઞાન માટે તેને જાણવાને સારુ स = તે બ્રાહ્મણ गुरुम् एव = ગુરુ પાસે જ अभिगच्छेत् = જાય પહોચે

* પ્રશ્નોપનિષદ્મા આ સ્પષ્ટ શબ્દોમા જણાવ્યુ છે —
तपसा ब्रह्मचर्येण श्रद्धया विद्यया आत्मानमन्विष्य आदित्यमभिजयन्ते ।
एतद् अमृतम् अभयम् एतत् परायणम् एतस्मान्न पुनरावर्तन्ते ।

(શરણે જાન-જશે) समित्पाणि = હાથમાં સમિધવાળો - શિષ્યભાવવાળો (બનીને) श्रोत्रियम् = શ્રુતિ-શાસ્ત્રાદિ જાણનાર વેદજ્ઞ (ગુરુનું વિશેષણ) ब्रह्मनिष्ठम् = બ્રહ્મનિષ્ઠ બ્રહ્મજ્ઞ (એવા ગુરુ પાસે)

અન્વય

ब्राह्मण कर्मचितान् लोकान् परीक्ष्य, निर्वेदम् आयात् (यत्) कृतेन अकृत न अस्ति। तद् विज्ञानार्थम् स समित्पाणि श्रोत्रिय ब्रह्मनिष्ठम् गुरुम् एव अभिगच्छेत् ॥

અર્થ

(હે શૌનક, શાંત અને વિદ્વાન એવો તે) બ્રાહ્મણ, કર્મો વડે રચાયેલા આ બધા લોકોને બારીકાઇથી તપાસી કાઢીને, એવા નિર્વેદને પામશે કે, કશુંય કરવાથી તે અકૃત એવું બ્રહ્મતત્ત્વ નહિ સાંપડે. તેને જાણવાને માટે, તે બ્રાહ્મણ સમિત્પાણિ બની, વેદજ્ઞ અને બ્રહ્મનિષ્ઠ એવા ગુરુ પાસે જ જશે [૧૨]

[બ્રાહ્મણની વ્યાખ્યા અહીં ધ્યાનપાત્ર છે આ દુનિયા કર્મનું જાળુ છે, કર્મ દ્વારા કાર્ય-કારણ ચાલ્યા કરે છે જેનુ પરિણામ આ લોકો છે એનાથી એને સંતોષ નથી કેમ કે તે એમ પામી ગયો છે કે, કશુંય કરવાથી તો તેના પરિણામરૂપ કાર્ય નીપજશે, અને તે કાર્ય પોતે કારણરૂપ બનીને પાછું નવું કાર્ય નિપજાવશે એથી કરીને, એમાંથી કોઈ સંતોષની આશા ન રાખી શકાય

આટલું જ્ઞાન તો શરૂઆત છે તેટલામાત્રથી મનુષ્ય બ્રાહ્મણ નથી થતો ઉપરના નકારાત્મક કે અભાવવાચક જ્ઞાનથી આગળ વધી જ્યારે મનુષ્ય એવી શ્રદ્ધા રાખે કે, આ બધા કર્મચિત લોકની પાર અને એની પ્રતિષ્ઠારૂપે કાંઈક છે, અને તેને પામવાથી સંતોષ મળવે છે, — આમ થાય ત્યારે તે મનુષ્ય બ્રાહ્મણ થાય છે તેથી તેની વ્યાખ્યામાં બે વાત કરી છે (૧) કર્મચિત લોકનું પરીક્ષણ એની પાસ છે એટલે કે, અપરા વિદ્યાઓની મર્યાદા તે પામ્યો છે, (૨) એ લોકના આધારરૂપ જે કર્મ, તે વડે કર્મથી પર એવું જે અકૃત તત્ત્વ, તે નજ

પામી શકાય; કેમ કે (૧) પરીક્ષણમાંથી તે પામ્યો છે કે કર્મની સાંકળ સતત અતૂટ છે; જો બ્રહ્મ એવું કહેવાતું આદિ-કારણ પણ કાંઈક કરવાથી તેના કાર્યરૂપે મળતું હોય, તો તે બ્રહ્મ એક પરિણામ જ હશે; તેમાંથી પણ કાર્યો જ ચાલ્યા કરવાનાં. તેથી (૨) બ્રાહ્મણ એટલું જાણે છે — પોતા પરીક્ષણના ફળરૂપે — કે, कृतेन अकृतः नास्ति।* પરાવિદ્યા પામવાને માટે કોઈ કર્મ કરવાનું તો ન હોય. આથી કરીને (૩) તે નિર્વેદને પામે છે. જગતને વિષે તેને સમજપૂર્વક વૈરાગ્ય જન્મે છે.

ત્યારે પછી એક જ કાર્ય કરવાનું બાકી રહે છે — જે બ્રહ્મમાં નિષ્ઠ છે, શાસ્ત્રોનો સાર પામ્યો છે, એવા પુરુષનું શરણ લેવું જોઈએ. આવું ગુરુશરણ અધ્યાત્મશાસ્ત્રમાં સર્વત્ર માન્ય રખાયું છે. તપ અને-શ્રદ્ધા-પરાયણ સાદું અરણ્ય-જીવન ગયા મંત્રમાં કહ્યું; તેને જ બીજી રીતે વિશદ કરીને આગળ કહ્યું કે, બ્રહ્મની જેને પરવા હોય તે માણસ ગુરુ પાસે પહોંચે શાસ્ત્રો આથી વધુ કહેતાં નથી. ગુરુશરણ એક મોટો અધ્યાત્મ-જીવન-પ્રવેશનો વિધિ છે. તેથી જ, તે દરેક ધર્મની દીક્ષાનો એક ઉપચાર કે જીવન-સંસ્કાર બન્યો છે: ભાષામાં 'નગરું' [नगुरु] હોવું એક ભારે લાછન ને ગાળ થઈ પડી છે ખ્રિસ્તીની જલદીક્ષા ઈશુ – ગુરુનું શરણ છે; કલમો પઢી સુન્નત કરાવવી એ ઇસ્લામની દીક્ષા ને પેગંબરનું શરણ છે; વૈષ્ણવોનો ગુરુશરણવિધિ 'બ્રહ્મસંબંધ' જ કહેવાય છે.

ગુરુ ન મળે તો? પણ એવું બની જ ન શકે. શરણ લેવું એમાં જ ગુરુની ભાવના થઈ જાય છે, અને એ ભાવના ગુરુને સર્જે છે. એ દ્વારા શોધનારને છેવટે અંતર્યામી ગુરુ તો મળી જ રહેલો છે. કેમ કે, યોગસૂત્ર કહે છે એમ, અંતર્યામી ઈશ્વર ગુરુઓનો ગુરુ છે અને તેના પ્રણિધાનથી કામ સરે છે.]

એમ શરણરૂપ ગુરુ કાંઈ કરે છે કે કહે છે કે કરાવે છે, તેથી શિષ્યને પરાવિદ્યા મળી જાય છે? આ સવાલ ઊઠે એવો છે. કરવું કરાવવું કે કહેવું એ પણ એક કૃત કે કાર્ય છે; એટલે તે વડે તો કેમ જ પરમ

*સરખાવો ગીતા – सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ (અ૦ ૪-૩૩)

મળી જઈ શકે? नास्त्यकृत कृतेन ॥ આ પ્રમાણે થની એ ગૂઢ રહસ્ય છે ત્યાં આગળ અધ્યાત્મની પરમ ગૂઢ વિદ્યા શરૂ થાય છે એનું વિવરણ આપી ન શકાય એ વસ્તુ તો જાતે જોવા જાણવાની છે તેથી શ્રુતિ આટલું જ્ઞાન કરીને આ ખંડને ઉપસંહારમાં ટૂંકી દઈને કહી દે છે –

## ૫

## ઉપસંહાર

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्
प्रशान्तचित्ताय शमान्विताय।
येनाक्षरं पुरुषं वेद सत्यं
प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ १-२-१३ ॥

### પદાર્થ

तस्मै = (શિષ્ય બનીને આવેલા) તે (બ્રાહ્મણ)ને स विद्वान् = તે વિદ્વાન – જ્ઞાની (ગુરુ) उपसन्नाय = આવેલા (તે બ્રાહ્મણ)ને सम्यक् = બરાબર યોગ્યતાપૂર્વક (ઉપરના મંત્રમાં કહ્યા એવા ગુણ અને લાયકાત સાથે શરણે આવેલા) प्रशान्तचित्ताय = શાંતચિત્તવાળા (તે બ્રાહ્મણ)ને शमान्विताय = શમસાધનવાળા (તે બ્રાહ્મણ)ને येन = જેને જાણીને જે વડે अक्षरं = અક્ષર અવ્યય અવિનાશી (પુરુષને સાથે સંબંધ છે) पुरुषं = પુરુષને આત્માને वेद = જાણે છે सत्यं = સત્ય (પુરુષને સાથે સંબંધ છે) प्रोवाच = કહે છે ઉપદેશે છે (ગુરુ) तां = તે (બ્રહ્મવિદ્યા સાથે સંબંધ છે) तत्त्वतः = તત્ત્વતઃ, યથાર્થ રીતે ब्रह्मविद्याम् = બ્રહ્મવિદ્યા (કહે છે)

### અન્વય

(एवं) सम्यक् उपसन्नाय शमान्विताय प्रशांतचित्ताय तस्मै स विद्वान् तत्त्वतः तां ब्रह्मविद्याम् प्रोवाच, येन अक्षरं सत्यं पुरुषं वेद।

### અર્થ

(એમ) યોગ્યતાપૂર્વક ગુરુ પાસે આવેલા અને શમ-સાધનવાળો હોવાથી શાંત ચિત્તવાળા તે બ્રાહ્મણને, તે

વિદ્વાન બ્રહ્મજ્ઞાની ગુરુ તત્ત્વતઃ તે બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરે છે, જેને લઈને પછી સત્ય એવા અક્ષર પુરુષ કે પરમાત્માનું જ્ઞાન તે બ્રાહ્મણને થાય છે. [૧૩]

[શૌનક આમ જ અંગિરા ઋષિ પાસે આવ્યો છે, અને પ્રશ્ન પૂછે છે. તેના જવાબમાં આ અધ્યાય તેને કહ્યો છે. તેમાં ખરું જોતાં ઋષિ શૌનક જેવા સાચા શિષ્યની મનોદશા પૃથક્ કરી બતાવે છે, અને જે જ્ઞાનનો તે જિજ્ઞાસુ છે તેના વિસ્તારને પણ ટૂંકમાં વર્ણવીને જણાવે છે કે, શિષ્ય શું ચાહે છે. એટલે કે, ઋષિ શૌનક આગળ એના જ જીવન અનુભવને આરસીમાં દેખાડે છે, કે જેથી એને આ વિશ્વનો વ્યવહાર તેની પરમ ભૂમિકામાં સમજાય. અને આવી સમજ મેળવનારનો જ મૂળ પ્રશ્ન શૌનકે કર્યો છે — कस्मिन्नु विज्ञाते सर्वमिदं विज्ञातं भवति? ઋષિ એને સ્પષ્ટ કરીને કહે છે કે, આ બધું કેવી રીતે ઉત્પન્ન થયું છે, એનું મૂળ આદિ-કારણ શું છે — (ખંડ ૧). અને પછી આગળ વધે છે ને જણાવે છે કે, લોકમાં જન્મ્યા એટલે કર્મ યજ્ઞભાવનાથી કરવાનાં જ છે, પરંતુ તે કામાત્મા બનીને નહિ, પણ શાંત, નિષ્કામ ઉપરતિયુક્ત બનીને.- તેવા પુરુષને જ્ઞાનસૂર્ય દેખાય છે અને તેના પ્રકાશમાં તે આગળ વધે છે. તેને જણાય છે કે, કર્મ કે કાર્યના પરિણામરૂપી આ બધા વડે અકૃત એવું તેનું મૂળ જણાઈ શકે નહીં. તેથી પણ તે સહેજે કર્મોમાં રાગ રાખી શકતો નથી, તેમાં તેને કશો અર્થ નથી દેખાતો. આવી દશામાં આવેલો પુરુષ ગુરુમંત્ર લેવાને લાયક બને છે; એટલે તે ગુરુ પાસે જાય. ગુરુ તેને તે આદિકારણની વાત કહે છે, તેથી, જેમ ખેડ્યાતર ઇત્થી તૈયાર ભૂમિમાં બીજ એની મેળે ઊગે છે તેમ, શિષ્યને એ વાત સમજાઈ જાય છે.]

આ પ્રમાણે, ગુરુશિષ્યના એક સત્રમાં ઋષિએ જે બયાન કર્યું તેનો પહેલો અધ્યાય પૂરો થાય છે. ફરી પાછું સત્ર શરૂ થાય છે, તેમાં એ જ પરમ વિષયનું આગળ વિવેચન ચાલે છે, તેનો બીજો અધ્યાય —બીજું મુંડક હવે જોઈએ.

# બીજુ મુંડક, ખંડ ૧

ઋષિ કહે છે, હે શૌનક વેદોક્ત કર્મો સત્ય છે ને તેમને આચરવા જોઈએ એ એક મત મે અગાઉ તને કહી હતી તેનો પાર પામીને, સમિત્પાણિ થઈ, તુ મારી પાસે આવ્યો છે, છતા તારે એ વસ્તુ યાદ રાખવાની છે, માટે મે તને કહી છે કર્મચિત આ લોકમા એ જ આપણે માટે પુણ્ય-માર્ગ છે

પરતુ, એ ભુલભુલામણી પણ છે જો કોઈ એને જ પરમ અયન – આખરી રસ્તો માની, એમા જ મધુ અમી ગયુ સમજી, તેમા રચ્યોપચ્યો રહે, તો એ જાળ બની જાય કે તે એ જાળ તોડી છે, અને મને હવે પરમ પ્રશ્ન કરે છે એટલે હવે તને પેલા પહેલા સત્ય જેવુ જ — તેથીય વધારે મે હુ, એવુ બીજુ સત્ય કહુ છુ તે સાભળ

## ૧

## અક્ષરમાંથી સૃષ્ટિ

तदेतत् सत्य – यथा सुदीप्तात् पावकात्
विस्फुलिंगा सहस्रश प्रभवन्ते सरूपा ।*
तथाऽक्षराद्विविधा सोम्य भावा
प्रजायन्ते तत्र चैवापि यन्ति ॥ २-१-१ ॥

### પદાર્થ

तद् एतद् = તે આ सत्यम् = સાચુ (છે) यथा = જેમ सुदीप्तात् = બરોબર બળતા, ભડભડ બળતા पावकात् = અગ્નિમાથી विस्फुलिङ्गा =

---

*સરખાવો બૃહદા૦ ૨–૧–૨૦ यथाऽग्ने क्षुद्रा विस्फुलिंगा व्युच्चरन्ति एवमेवास्मादात्मन सर्वे प्राणा सर्वे लोका सर्वे देवा सर्वाणि भूतानि व्युच्चरन्ति ।

તણખા सहस्रशः = હજારોની સંખ્યામાં प्रभवन्ते = પેદા થાય છે, નીકળે છે सरूपाः = તે અગ્નિના રૂપના, તેના જ ('તણખા' સાથે સંબંધ છે) तथा = તેમ अक्षरात् = અક્ષર એવા બ્રહ્મમાંથી, કાર્યબ્રહ્મમાંથી (યાદ કરો ૧-૧-૮ તથા ૧-૧-૯) विविधाः = વિવિધ, નાના પ્રકારના सोम्य = હે સોમ્ય, બેટા ! भावाः = ભાવો, પદાર્થો प्रजायन्ते = જન્મે છે, ઉત્પન્ન થાય છે तत्र च = અને ત્યાં एव = જ अपि = પણ, વળી પાછા यन्ति = જાય છે, સમાય છે, લય પામે છે.

### અન્વય

तत् एतद् सत्यम् :— यथा सुदीप्तात् पावकात् सरूपा विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते, तथा, (हे) सोम्य, अक्षरात् विविधा· भावाः प्रजायन्ते, तत्र एव च यन्ति अपि ॥

### અર્થ

**તે આ વાત સત્ય છે:— જેમ બરોબર સળગેલા અગ્નિમાંથી તેના જ રૂપના તણખાઓ હજારોની સંખ્યામાં પેદા થાય છે, તેમ, હે સોમ્ય, અક્ષર તત્ત્વમાંથી (આ સૃષ્ટિના) નાના પ્રકારના બધા પદાર્થો જન્મે છે, અને પહોંચે છે પણ પાછા તે જ બ્રહ્મતત્ત્વમાં. [૧]**

[ હે શૌનક, પદાર્થમાત્રનો આ ધર્મ છે· તે એક અક્ષરતત્ત્વમા આવાગમન કર્યા કરે છે. એમની આ પ્રકારની ઘટમાળ કશી ય અનિમ કે અમૃત ભાવવાળી નથી એ ઘટમાળ અનંતકાળ સર્યા કરે, તેથી જ તે આખી ઘટનાને સસાર કહે છે તેથી ઉપરાત અથવા તો એ અક્ષરથી જુદા પ્રકારની કશી સત્તા તેમને નથી તે બધાનો સ્થાયી ભાવ કે આદિ-કારણ એક અદ્વિતીય એવું અક્ષર તત્ત્વ છે બધા પદાર્થો એ જ એક મૂળ તત્ત્વના ફણગા છે, અને તેથી એના જેવા જ એકરૂપ છે, જોકે નામરૂપે જૂજવા દેખાય છે ખરા છતા તે જુદાઈ નથી; તે એક જ તત્ત્વ છે બધા પદાર્થોની મૂળ માટી એ જ એક મહાભાવ છે, અને તે અક્ષર છે — તેનો નાશ નથી.

આ સ્થળે સહેજે શૌનક જેવાને સવાલ ઊઠે છે 'હે ભગવાન, આપ આ કહો છો એ અમુક રીતે પનામાં ઊતરે એવી વાત છે રોજ આંખ આગળ જોઈએ છીએ કે, પદાર્થમાત્રની ઘડભાંગ થયા જ કરે છે જાણે કે એ બધાની મૂળ માટી એક જ હોય! એ મૂળ માટી જરૂર અમર છે — નાશવંત નથી પણ સદાકાળ રહેનારી છે એમ માનીએ તો આપોઆપ એય બીજા પદાર્થો જેવો જ એક સંસારી પદાર્થ જ થઈ ગયો! એને તેની મૂળ માટી પાછી જુદી કલ્પવી જોઈએ એવી અનવસ્થામાં પડવાની શી જરૂર? એટલે પદાર્થમાત્રના મૂળ કારણ રૂપે અક્ષર એવી એક અવ્યાકૃત નિરાકાર છતાં આકાર પામ્યા કરતી એવી મૂળ માટી કે ભૌતિક કારણ છે, એમ સમજતાં વાર નથી લાગતી

પરંતુ સવાલ ઊઠે છે તે એથી આગળ વિચાર કરીએ છીએ ત્યાં આ ભૌતિક કારણ તો જડ અચેતન હશે ને? પરંતુ વિવિધ પદાર્થો રૂપે એ ચેતન દેખાય છે અને એમનામાં તો જુદાઈ થોડી છે જ જેમ કે, મારું આ શરીર કે મારા આ સહાધ્યાયી અથવા તો સામેનાં ઝાડપાન પશુપંખી ઇ૦, શરીરભાવે જોતાં મૂળ એક અવ્યાકૃત એવા અક્ષરતત્ત્વમાંથી છે, કેમ કે મરણ પામતાંની સાથે બધાં એક માટીમાં મળી જઈ વિલીન થતાં જોઈએ છીએ પરંતુ હાલતાચાલતા જીવોરૂપે એ બધાં એક તો નથી જ દેખાતાં આમ ચેતનમાં લાગતી જુદાઈનો ભેદ શો છે?]

## ૨

## અક્ષર – પુરુષ

આવી શંકા આપણને સ્વાભાવિકપણે ઊઠે એવી છે તેથી ઋષિ પછી આવતા બીજા મંત્રમાં એનો જ જાણે જવાબ આપે છે એમ આ બે શ્લોક થઈને* પરવિદ્યાના વિષયનું વર્ણન ટૂંકમાં આપે છે

* આમ જ સૂત્ર ૨ ૧–૮ તથા ૯ શ્લોકો જુઓ

ઋષિ કહે છે, હે શૌનક, સચરાચરમાં વ્યાપેલું જણાતું એ પરમ ચેતન પણ એકરૂપ છે, જેને પુરુષ કહેવામાં આવે છે તેય એ જ છે.

दिव्यो ह्यमूर्तः पुरुषः सबाह्याभ्यन्तरो ह्यजः ।
अप्राणो ह्यमनाः शुभ्रो ह्यक्षरात् परतः परः ॥ २–१–२ ॥

પદાર્થ

दिव्य =દિવ્ય, દૈવી, તેજરૂપ हि=(વાક્યપૂર્તિ માટે) अमूर्त = નિરાકાર पुरुष =પુરુષ, આત્મા (યાદ કરો ૧-૨-૯) सबाह्याभ्यतर: =અંદર-બહાર બધે રહેલો, સર્વવ્યાપક हि=(વાક્યપૂર્તિ માટે) अज =અજન્મા, જન્મરહિત अप्राण =જે પ્રાણ નથી એવો, પ્રાણથી જુદો-તેથી પર (અથવા શરીરાદિમાં પ્રાણયુક્ત દેખાતો હોવા છતાં ખરી રીતે પ્રાણવ્યાપાર વિનાનો) हि=(વાક્યપૂર્તિ માટે) अमना = જે મન નથી એવો; મનથી જુદો-તેથી પર (અથવા મનવાળો દેખાતો હોવા છતા મનના વ્યાપારોથી રહિત) शुभ्र =સ્વચ્છ, પવિત્ર, નિર્લેપ हि=(વાક્યપૂર્તિ માટે) अक्षरात्=(આકાર બ્રહ્મ-) અક્ષર કરતાં परतः परः=પરથી પર, ક્યાંય પર (અથવા) परत =(ઉપલા મંત્રમાં કહેલુ જે) પરમ અક્ષર તત્ત્વ તેના કરતા परः=પર (अस्ति)=છે.

અન્વય

पुरुष. दिव्य हि अमूर्तः, सबाह्याभ्यतरः हि अजः, अप्राणः हि अमनाः, शुभ्र हि, अक्षरात् परत. परः ॥

અર્થ

પુરુષ દિવ્ય તેજરૂપ છે; તે અમૂર્ત કે નિરાકાર છે; એટલે પદાર્થમાત્રની અંદર તથા બહાર બધે રહેલો સર્વ-વ્યાપી છે, તે અજ છે — એને જન્મવા મરવાનું નથી. તે મન નથી; તે શુભ્ર એવો સદા પવિત્ર — નિર્મળ નિર્લેપ છે. અક્ષર એવું જે પરમ તત્ત્વ, તેના કરતાંય પર એ છે. [૨]

[અ૦ ૧-૧-૬૭ મંત્રે બરોબર આ બે મંત્રોની વાત બીજા રૂપક ને ભાષામાં કહે છે ત્યાં એક જ અક્ષર તત્ત્વની વાત કરી છે અહીં બીજા શ્લોકમાં પુરુષ કહી તેને अक्षरात् परत पर કહ્યો તેથી જાણે કોઈ બીજા સત્ત્વની વાત હોય એવો ભાસ છે, પણ એ ભાસ જ છે

જગતના પદાર્થો એટલે પંચભૂત, મન, પ્રાણ ઇ૦નો સંઘાત આ સંઘાતનો સ્થૂલ ભાગ તો માટીમાંથી આવે છે અને માટીમાં મળે છે, એવી રીતની એમની એકતા ઉપાડી છે વિજ્ઞાન, બહુ બહુ તો, એ જ જુએ કે — જોઈ શકે કે એનો પાયો એ છે કે, સ્થૂલ તત્ત્વ છે અને તેમાંથી શક્તિ નીપજે છે કે પ્રકટે છે, એની ઘડભાગ અને પરિવર્તન થાય છે, તે પ્રક્રિયા થવામાં શક્તિનો ફેરો છે તે સિદ્ધાંત ખોળી કાઢીને વિજ્ઞાન એક મહામાર્ગ બન્યું છે આ સિદ્ધાંતને જોરે ભોગ અને ઐશ્વર્ય અથવા તો ભૌતિક આરામનું જીવનધોરણ ઊંચે ચડાવ્યા કરવાની સમાજિક જીવનફિલસૂફી આગળ ચાલી છે આ ફિલસૂફીના પાયામાં રહેલું જે જીવનદર્શન, તે મહેજે અવગત થાય છે એ દર્શન તો શૌનકને થયું છે ઋષિ કહે છે, એ અપરા વિદ્યાનો વિષય છે, એવી અત્યાસક્તિથી કે આત્મતૃપ્તિ યા સમાધાન શક્ય નથી એ મેળવવા માટે તો જીવનમાં નવું શાસન (Discipline), નવી સમજ, નવી બુદ્ધિ ધરીને ચાલવું જોઈએ એ શાસન કે સમજ શમ છે, સંન્યાસવૃત્તિ છે એ શાસનમાં રહીને જોતાં સમજાય છે કે, વિવિધ પદાર્થોના સ્થૂલત્વનું આદિ કારણ એક અવ્યાકૃત અક્ષર બ્રહ્મ છે એટલું જ નહિ, જે ચેતનતત્ત્વ જણાય છે તે પણ એક નિરાકાર અક્ષર છે, અને તે પેલી મૂળ માટીરૂપ અક્ષરથી પણ પાર જાય એવું ચડિયાતું છે.

એટલે પાછો પ્રશ્ન એ ઊઠે કે, આ અક્ષર પેલા અક્ષરથી જુદું ? જો જુદું તો એનું સ્થાન ક્યાં છે?

* જેમ કે અણુઓના અણુને તોડવામાંથી જન્મેલા

આ મંત્રમાં તેનો જવાબ છે કે, તે જુદું નથી; પેલા અક્ષરના અણુ અણુમાં એ છે. તેને વળી સ્થાન કેવું! તે सबाह्याभ्यन्तर – સચરાચરમાં રહેલ છે. જુદા જુદા પદાર્થોની જુદાઈ તેને લઈને નહિ, પણ તેમના આકાર અને પ્રાણ મન ઇ૦ ઉપાધિઓ વડે છે. ચેતન એવા અક્ષર અથવા (પુરુષ-વાચક શબ્દોમાં કહું તો) તે પરમ પુરુષને આકાર નથી, પ્રાણ નથી, મન નથી; તેમાંથી ને તેને લઈને તે બધું હોય તો છે; તે પોતે તો કેવળ સત્તારૂપ સત્ છે.

તો પછી બે અક્ષર કેમ કહેવામાં આવે છે? એનું કારણ કહેનાર આપણામાં છે. આપણું ચિત્તતંત્ર એવું ઘડાયું છે કે, તે પોતાને ભૂલીને તો વિચાર ન જ કરી શકે. સ્થૂળ કે જડના આદિરૂપ અક્ષર અને તેમાં ને તેની પાર સભર રહેલા સૂક્ષ્મ ચેતનના આદિરૂપ જે અક્ષર કે પુરુષ – આમ બે ભાગ પાડવા દ્વારા એક અદ્વિતીય અક્ષરને સમજવાની જરૂર આપણા ચિત્તતંત્રની એવી ખાસિયતને લઈને છે. તેથી જ પરમજ્ઞાનકાળે ચિત્તનો નિરોધ, મનનો નાશ, સ્વત્વનું શૂન્યત્વ, પરમાત્મામાં એકતા હોય છે, એમ જુદી જુદી રીતે એ જ એક વસ્તુને કે દશાને વર્ણવવાને માટે કહેવામાં આવે છે. આવા ઐક્યના અનુભવ માટે કહ્યું છે કે, તે વાણી કે તર્કનો વિષય નથી; તે ज्ञानगम्य છે, અને 'हृदि सर्वस्य धिष्ठितम्' દરેકના હૃદયમાં એ રહેલો છે. (જુઓ ગીતા – 'જ્ઞેય'નું વર્ણન અ૦ ૧૩–૧૨ થી ૧૭) આ ગુહ્યતમ અનુભવ છે. બાહ્ય ગુરુ પણ તેને ન આપી શકે દરેકના અંતરમાં વિરાજમાન જે સાચો ગુરુ, તે જ એ આપે છે. આ ગુરુ, એ જ પરમ દિવ્ય અમૂર્ત એવો આ પુરુષ છે, કે જેમાંથી બધું બ્રહ્મ નીપજે છે.]

આવું નિરૂપણ તર્કનો વિષય નથી. બહુ તો કાવ્ય તેને કહી શકે. એટલે ઋષિ આ પરમ ભાવને વર્ણવવા કાવ્યપૂર્ણ મંત્રો એક પછી એક હવે કહેતા જાય છે અને વિરાટની વિશાળ કલ્પના વડે એ પરમ સત્નો ઇશારો કરવા મથે છે:—

## ૩

# એમાંથી સૃષ્ટિ થાય છે

एतस्माज्जायते प्राणो मनः सर्वेन्द्रियाणि च ।
खं वायुर्ज्योतिरापः पृथिवी विश्वस्य धारिणी* ॥
॥ २-१-३ ॥

### પદાર્થ

एतस्मात् = આ (પુરુષ)માથી जायते = ઉત્પન્ન થાય છે प्राणः = પ્રાણ मनः = મન, ચિત્ત सर्वेन्द्रियाणि च = અને વળી બધી ઇંદ્રિયો खं = આકાશ वायु = વાયુ ज्योति = તેજ, અગ્નિ आपः = જળ पृथिवी = પૃથ્વી विश्वस्य धारिणी = વિશ્વને (સર્વને) ધારણ કરનારી

### અન્વય

एतस्मात् प्राणः, मनः, सर्वेन्द्रियाणि च, खं, वायु, ज्योतिर्, आपः, विश्वस्य धारिणी पृथिवी जायते ।

### અર્થ

આ પુરુષમાંથી પ્રાણ, મન અને બધી ઇંદ્રિયો, તથા આકાશ, વાયુ, તેજ, જળ તથા વિશ્વને ધરનારી પૃથ્વી (એ પંચ-ભૂત) ઉત્પન્ન થાય છે. [૩]

[વિવિધ બધા ભાવોનુ, પંચીકરણ કરીને કહે છે કે, પાંચ ભૂતો કે જેનો માળો બનીને બધા ભાવોના જડ દેહ બને છે, તથા તેમા ચેતનના પ્રતીકરૂપે નીપજતુ દેખાતુ જે જીવન, તેનાં દ્રવ્યો — એટલે કે, બધી ઇંદ્રિયો, તેમનુ અધ્યક્ષ મન, અને પ્રાણ કે જીવન, — આ બધુ એ પુરુષમાથી પેદા થાય છે

સહેજે સવાલ થશે — એ કેવી રીતે? જગતમાં બધી વસ્તુઓ અમુક પ્રક્રિયાના પરિણામરૂપે અને કાર્યકારણભાવથી સંકળાઇને થતી જોઈએ છીએ. તે જ ટેવથી અહીં પણ આ પ્રશ્ન ઊઠે છે અને તેના

* સરખાવો પ્રશ્ન૦ ૬-૪: स प्राणमसृजत, प्राणाच्छ्रद्धां खं वायुर्ज्योतिः आपः पृथिवीन्द्रियं मनः । अन्नमन्नाद् वीर्यं तपो मन्त्राः कर्म लोकाः लोकेषु च नाम च ।

જવાબમાં ઋષિને કહેવાનું જ એ છે કે, આદિકારણ આગળ એ જાતનો પ્રક્રિયા-પ્રશ્ન અસ્થાને છે. દીવો થતાં અંધારું જાય એમાં પ્રક્રિયા કઈ? તેમ જ પરમ ચેતન એવો પુરુષ છે તેથી આ સંસાર-ચક્ર જાગે જ. સંસારને છેડેથી ઊભા રહીને વિચારીએ છીએ, તેથી ક્ષણે ક્ષણે પદાર્થોની ઘડભાગ થવા કરનારો ક્ષરભાવ* તેના સ્થાયીભાવ તરીકે રહેલો જોઈને, તેની તુલનામાં, એ બધાની પ્રતિષ્ઠારૂપ જે સનાતન કે અક્ષર ભાવ, તેને ઉપનિષદોમાં અક્ષર કહ્યો; અને તેને વળી પુરુષ પણ કહે છે પરંતુ કેવળ એ જ અક્ષરદૃષ્ટિથી જો વિચાર કરી શકાતો હોય, તો એમ જ કહેવાય કે, તેને દુનિયાના વિવિધ ભાવોની (પ્રાણ, મન, દેહ ઇ૦) ઉપાધિઓ નથી (જુઓ મંત્ર ૨–૧–૨ માં એ જ કહ્યું છે) એ જ વસ્તુને હવે જગતના આવિષ્કાર તરીકે વર્ણવતાં ઋષિ કહે છે કે, એ બધું એ જ એક અક્ષરમાંથી છે, કેમ કે તેને ઉત્પન્ન થવા કારણરૂપે બીજો કોઈ પદાર્થ જ નથી — એ જ એકમાત્ર સ્વયંભૂ સત્તા છે ]

એ અક્ષર અથવા પરમ પુરુષને આપણા જેવા માનવદેહના રૂપકમાં હવે વર્ણવે છે —

## ૪
## સૃષ્ટિ અક્ષર-પુરુષનો વિરાટ દેહ છે

अग्निर्मूर्धा, चक्षुषी चंद्रसूर्यौ,
　　दिशः श्रोत्रे, वाग् विवृताश्च वेदाः ।
वायुः प्राणो, हृदयं विश्वमस्य,
　　पद्भ्यां पृथिवी, ह्येष सर्वभूतान्तरात्मा ॥+
　　　　　　　　॥ २–१–४ ॥

* સર૦ ગીતા અ૦ ૮–૪ अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
+ ઋગ્વેદ ૧૦–૯૦ (પુરુષસૂક્ત) માં વિરાટ પુરુષનું વર્ણન સરખાવો.–
सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् ।
स भूमिं विश्वतो वृत्वा अत्यतिष्ठद् दशाङ्गुलम् ॥

[ શેષ ચાલુ પૃ૦

### પદાર્થ

( એ પુરુષનુ ) अग्निः = અગ્નિ मूर्धा = મસ્તક (છે), चक्षुषी = બે આંખો चन्द्रसूर्यौ = ચંદ્ર અને સૂર્ય (છે), दिशः = દિશાઓ श्रोत्रे = બે કાન (છે) वाग् = વાણી (છે) विवृता = વિવૃત થયેલા વિસ્તાર પામેલા એવા च = અને વળી ('વાગ ની પહેલા જાવ) वेदाः = વેદો જ્ઞાન વિજ્ઞાનનો વિપુલ વિસ્તાર वायुः = વાયુ प्राणः = પ્રાણ (છે), हृदयम् = હૃદય विश्वम् = આ વિશ્વ (છે), अस्य = આ પુરુષના पद्भ्याम् = બે પગમાંથી पृथिवी = પૃથ્વી ( થઈ છે ), हि = ( વાક્યપૂર્તિ માટે ), एषः = એ (પુરુષ) सर्वभूतान्तरात्मा = સર્વે ભૂતનો ભૂતમાત્રનો, અંતરાત્મા (છે)

### અન્વય

अस्य मूर्धा अग्निः, चन्द्रसूर्यौ चक्षुषी, दिशः श्रोत्रे, विवृता वेदाः च वाग्। वायुः प्राणः, विश्वम् अस्य हृदयं, पद्भ्यां पृथिवी। एषः हि सर्वभूतान्तरात्मा ॥

---

पुरुष एवेदं सर्वं यद्भूतं यच्च भव्यं ।
॥
तस्माद् विराडजायत विराजो अधि पूरुषः ।
•
मुखं किमस्य कौ बाहू का उरू पादा उच्येते ॥
•
चन्द्रमा मनसो जातश्चक्षोः सूर्यो अजायत ।
मुखादिन्द्रश्चाग्निश्च प्राणाद्वायुरजायत ॥
नाभ्या आसीदन्तरिक्षं शीर्ष्णो द्यौः समवर्तत ।
पद्भ्याम् भूमिर्दिशः श्रोत्रात् तथा लोकानकल्पयन् ॥

ઐતરેય ઉપ૦ ૧–૪ માં પણ વિરાટ પુરુષની ઉત્પત્તિમાં મુખ – વાચા – અગ્નિ નાક પ્રાણ – વાયુ આંખ – ચક્ષુ – આદિત્ય, કાન – શ્રોત્ર – દિશા, ત્વચા – લોમ વનસ્પતિ હૃદય – મન – ચંદ્રમા નાભિ – અપાન – મૃત્યુ શિશ્ન – રેતસ્ – જળ એમ અધિષ્ઠાન – સ્થાન – દેવતા એ ત્રણ વર્ણવ્યા છે, તે પણ સરખાવવા જેવા છે

અર્થ

એ પુરુષનું મસ્તક અગ્નિ છે, સૂર્ય અને ચંદ્ર એની બે આંખો છે, દશ દિશાઓ એના બે કાન છે, જ્ઞાન વિજ્ઞાનના વિપુલ વિસ્તારરૂપી વેદો તેની વાચા છે, વાયુ એના પ્રાણ છે, વિશ્વ એનુ હૃદય છે, અને સ્થૂલ એવી જે પૃથ્વી તે એના બે પગમાંથી છે—તે એના પગ છે ખરે, આ પુરુષ એમ ભૂતમાત્રનો અંતરાત્મા છે [૪]

[એથી જ એના બળે, એની સત્તાથી, આ વિશ્વની આખી સંસારપ્રક્રિયા જે આપણે જોઈએ છીએ તે ચાલે છે આ સંસારયજ્ઞનો પરમ હોતા એ છે, આ વિશ્વ એનો યજ્ઞ છે તે કેવી રીતે તે જુઓ—

## ૫

## સંસાર-યજ્ઞનો તે હોતા છે

तस्मादग्निः समिधो यस्य सूर्यः
　　सोमात् पर्जन्य ओषधयः पृथिव्याम् ।
पुमान् रेतः सिंचति योषितायाम्
　　बह्वी प्रजा पुरुषात् संप्रसूता ॥ २-१५ ॥ *

---

* આ મંત્રમાં છાંદોગ્યોપનિષદની જાણીતી પંચાગ્નિ વિદ્યાના પ્રકરણમાંથી (૫ ૪ ૧ ૬૦) છૂટાછવાયા શબ્દો આવેલા છે, તેના મૂળ શબ્દો આ પ્રમાણે છે—

असौ वाव लोको गौतमाग्निः । तस्य आदित्य एव समित् ... तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः श्रद्धां जुह्वति तस्या आहुतेः सोमो राजा संभवति । पर्जन्यो वाव गौतमाग्निः ... तस्मिन्नेतस्मिन्नग्नौ देवाः सोमं राजानं जुह्वति तस्या आहुतेः वर्षं संभवति । पृथिवी वाव गौतमाग्निः ... तस्मिन् वर्षं जुह्वति ... अन्नं संभवति । पुरुषो वाव गौतमाग्निः ... तस्मिन् अन्नं जुह्वति ... रेतः संभवति । योषा वाव गौतमाग्निः ... तस्मिन् रेतो जुह्वति ... गर्भः संभवति । इति तु पंचम्यामाहुतौ आपः पुरुषवचसो भवन्तीति स उल्बावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाथ जायते ।　　[ટીપ ચાલુ પા ૮૪

### પદાર્થ

तस्मात् = તે ( પુરુષમાંથી ) अग्निः = અગ્નિ ( પેદા થયો છે સમગ્ર દ્યુલોક એ જાણે અગ્નિ છે, અને ) समिधः = સમિધ; ઇંધણુ यस्य = જે ( અગ્નિ )ના सूर्यः = સૂર્ય ( છે. ) ( તે અગ્નિમાં મૃત્યુ સમયે શ્રદ્ધા અર્થાત્ પોતાનાં કર્મો સહિત નીકળેલો જીવ જાણે હોમવામા આવતાં તે સોમ તરીકે અર્થાત્ ચંદ્રલોકના જીવ તરીકે જન્મે છે. પછી એ ) सोमात् = સોમથી આગળ पर्जन्य. = પર્જન્ય – મેઘસમુદાય ( એ અગ્નિસ્થાને છે, તેમા જાણે પેલો સોમરૂપ બનેલો જીવ હોમવામાં આવતાં તે વર્ષા– વૃષ્ટિ રૂપે જન્મે છે. પછી પૃથ્વી એ જાણે અગ્નિ છે; તેમા એ વર્ષાને હોમવામાં આવતા પેલો કર્મયુક્ત જીવ ) ओषधय = ઔષધિ – અન્ન ( રૂપે જન્મે છે ) पृथिव्याम् = પૃથ્વી ઉપર; ( પછી જાણે પુરુષ–નર એ જાણે અગ્નિ છે, તેમા એ અન્ન હોમવામા આવતા રેત –વીર્યરૂપે એ કર્મયુક્ત જીવ જન્મે છે. પછી ) पुमान् = પુરુષ रेतः = ( એ ) વીર્યને सिञ्चति = સિંચે છે योषितायाम् = સ્ત્રી ( રૂપી અગ્નિ )મા, ( એટલે તે જીવ ગર્ભરૂપે જન્મે છે એ પ્રમાણે ) बह्वीः = અનેક; બહુ પ્રકારની प्रजाः = પ્રજાઓ; યોનિઓ पुरुषात् = ( એ )પુરુષમાથી सम्प्रसूताः = પેદા થઈ છે, પ્રસવી છે.

### અન્વય

यस्य समिधो सूर्यः (स.) अग्निः तस्मात्, सोमात् पर्जन्य, पृथिव्याम् ओषधयः। पुमान् योषितायाम् रेतः सिंचति ; बह्वीः प्रजाः पुरुषात् सम्प्रसूताः ॥

---

બૃહદા૦ ૬ ૨ ૯ ઇ૦ મા આ જ પ્રમાણે બહુ છે તેમા વર્ષને બદલે વૃષ્ટિ છે, અને છેવટના योषा અગ્નિમા રેત ના હોમ પછી ગર્ભને વચમા લવ્યા વિના સીધુ पुरुष समवति એમ છે. ઉપર ' પદાર્થ 'મા આ પચાગ્નિવિદ્યાના ક્રમ પ્રમાણે અર્થ ગોઠવ્યો છે, તે જુઓ જોકે મુડકઉપનિષદના કર્તાને તો તેમાથી એક જ તારણ કાઢવુ છે, અને તે એ કે, બહુ ગમે તે ક્રમે ઉત્પન્ન થતુ હોય કે થયુ હોય, પણ છેવટે બધાનો પ્રસવ એ પુરુષમાથી જ થયો છે

અર્થ

સૂર્ય જેનું સમિધ કે ઇંધણ છે એવો જે અગ્નિ, તે એ પુરુષમાંથી પેદા થાય છે; ચંદ્રમાંથી પર્જન્ય કે વરસાદ થાય છે, જેને લઈને પૃથ્વી પર અનેક પ્રકારની વનસ્પતિ થાય છે. (એ જગતના જીવોનો ખોરાક બને છે, અને પ્રાણીઓ જીવન આગળ ચલાવે છે:) નર તેની માદામાં વીર્ય સિંચે છે. (આ ક્રમે કે આ રીતે) અનેક પ્રજાઓ કે જીવની જાતો અથવા યોનિઓ તે પુરુષમાંથી પ્રસવે છે. [૫]

[છાંદોગ્યોપનિષદમાં પંચાગ્નિવિદ્યા આવે છે. અગ્નિમાં હોમાઈને વસ્તુનું રૂપાંતર થાય છે, એ સ્પષ્ટ દેખાતી ઘટનાને આધારે આ લોકનો જીવ મર્યા બાદ કેવે કેવે ક્રમે, કયાં કયાં રૂપાંતરો પામતો પાછો આ લોકમાં ફરી જન્મે છે, એ સામાન્ય ક્રમ તેમાં રજૂ કર્યો છે. પ્રથમ તો આ લોકમાથી મૃત્યુ બાદ કર્મો સાથે નીકળેલો જીવ ઉપરના દ્યુલોકમાથી પસાર થાય, એ જાણે તેનો પ્રથમ (દ્યુલોકરૂપી) અગ્નિમાં હોમ થયો. ત્યાથી તે ચંદ્રલોકમાં જાય. પછી પર્જન્ય દ્વારા અન્નમાં આવે. તે અન્ન પુરુષ ખાય, તેનુ વીર્ય બને, અને તેમાથી પાછો ગર્ભ બને. આ આખો પંચાગ્નિવિદ્યાનો ઘટનાક્રમ બધાને જાણે જાણીતો હોય તેમ, મુંડકઉપનિષદના કર્તા તેમાંથી છૂટાછવાયા શબ્દો ઉપાડે છે, અને તેના વડે પોતાને કહેવાની વસ્તુ ઉપર જ સીધા પહોચી જાય છે કે, એ પ્રથમ અગ્નિ પોતે જ એ પુરુષ-માંથી પેદા થયો છે, અને વીર્યમાંથી ઉત્પન્ન થતી દેખાતી પ્રજાઓનુ પણ ખરું ઉત્પત્તિસ્થાન એ પુરુષ જ છે. સમજવાની વાત એ છે કે, તે કાળમાં જીવવિદ્યા, પદાર્થવિજ્ઞાન આદિ વિજ્ઞાન-શાખાઓનું જેટલું અને જેવુ સંશોધન થયુ હતુ, તેને તે કાળમાં રૂઢ બની ચૂકેલી તેની પરિભાષામાં ઋષિ કહે છે. આ બાબતમાં આજે વિજ્ઞાન–અપરા વિદ્યાઓ — આમ તેમ નવું કે વિશેષ કંઈક કહી શકે; પરંતુ મંત્રને ખાસ એ કહેવું છે કે, એ બધી પ્રક્રિયાનુ સત્ય એ પુરુષ છે. અને એ પરાવિદ્યા કે દર્શન ઉપનિષદનો સંદેશ છે.]

આમ સૃષ્ટિ થાય છે. અને તે જ પુરુષના જોરથી એ સૃષ્ટિનો વ્યવહાર પણ ઊપજે છે :—

૬

## સંસારયજ્ઞનું ચક્ર તે વડે છે

तस्मादृचः साम यजूंषि दीक्षा
 यज्ञाश्च सर्वे क्रतवो दक्षिणाश्च ।
संवत्सरश्च यजमानश्च लोकाः
 सोमो यत्र पवते * यत्र सूर्यः ॥ २-१-६ ॥

### પદાર્થ

तस्मात् = તે ( પુરુષ ) માંથી ऋचः = ઋગ્વેદના મંત્રો, साम = સામવેદના મંત્રો, यजूंषि = યજુર્વેદના મંત્રો, दीक्षाः = યજ્ઞની દીક્ષાઓ, यज्ञाः च सर्वे = અને બધા યજ્ઞો, क्रतव = ક્રતુઓ ( જેમાં પશુઓ હોમાય છે તેવા યજ્ઞો ), दक्षिणाः च = અને દક્ષિણાઓ, संवत्सर = ( જે કાલમાનથી આ બધો વ્યવહાર ચાલે છે તે ) સંવત્સર – વર્ષ, च = અને यजमान = ( દીક્ષા લઈને વેદોક્ત કર્મો સંવત્સર દરમ્યાન કરનારો ) યજમાન, च = અને लोका = ( કર્મફળ રૂપે પ્રાપ્ત થતા વિવિધ ) લોકો; सोमो = સોમ – ચંદ્ર यत्र = જ્યાં पवते = પાવન કરે છે (અને) यत्र = જ્યાં सूर्यः = સૂર્ય ( પાવન કરે છે – એવા બધા લોકો ).

### અન્વય

तस्मात् ऋचः, साम, यजूंषि, दीक्षा, सर्वे यज्ञाः च, क्रतवः, दक्षिणाः च । संवत्सरः च, यजमानः च, यत्र सोमः यत्र सूर्यः पवते ( ते ) लोकाः ।

* સરખાવો પ્રશ્નો૦ ૧–૯ .. चान्द्रमसमेव लोकमभिजयन्ते ।
 ... आदित्यमभिजयन्ते ।

અર્થ

તે પુરુષમાંથી ઋગ્વેદ, સામવેદ, યજુર્વેદ, યજ્ઞદીક્ષા, બધા યજ્ઞો તથા ક્રતુઓ, તેમાં અપાતી દક્ષિણાઓ, વરસ, યજમાન માનવી, તથા જ્યાં સૂર્ય ચંદ્ર પોતાના પ્રકાશ વડે પવિત્ર કરે છે (એવા કર્મફળ રૂપે પ્રાપ્ત થતા) લોકો — આ બધું (તે પુરુષમાંથી) છે. [૬]

એટલું જ નહિ,

> तस्माच्च देवाः बहुधा संप्रसूताः
> साध्या मनुष्याः पशवो वयांसि ।
> प्राणापानौ व्रीहियवौ तपश्च
> श्रद्धा सत्यं ब्रह्मचर्यं विधिश्च ॥ २-१-७ ॥

પદાર્થ

तस्मात् च = અને વળી તે (પુરુષ) માંથી देवाः = દેવો बहुधा = અનેક પ્રકારે; વિવિધ संप्रसूताः = પેદા થયા છે, साध्याः = સાધ્ય કહેવાતા દૈવી જીવો, मनुष्याः = માણસો, पशवः = પશુઓ, वयांसि = પક્ષીઓ, प्राणापानौ = પ્રાણ અને અપાન એ બે વાયુઓ, व्रीहियवौ = ચોખા-જવ; અનાજ; અન્ન, तपः = તપ. च = અને श्रद्धा = શ્રદ્ધા, सत्यं = સત્ય, ब्रह्मचर्यं = બ્રહ્મચર્ય, विधिः च = અને ધર્મ કે આચારવિચારનો વિધિ.

અન્વય

तस्मात् च देवाः बहुधा संप्रसूताः, साध्याः, मनुष्याः, पशवः, वयांसि, प्राणापानौ, व्रीहियवौ, तपः च, श्रद्धा, सत्यं, ब्रह्मचर्यं, विधिः च — बहुधा संप्रसूताः ॥

અર્થ

અને તે પુરુષમાંથી દેવો, સાધ્યો, મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, પ્રાણ અપાન, જવ ચોખા ઇ૦ અન્ન, અને તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય તથા (નીતિધર્મ કે આચાર-વિચારની)

આજ્ઞા કે વિધિનિષેધો — એમ બહુ પ્રકારનાં સત્ત્વો કે ભાવો પેદા થયાં છે [૭]

[પશુપક્ષી, દેવ મનુષ્યાદિ જ નહિ, જીવમાત્રનુ ધારણ કરનારાં પ્રાણ અપાન તથા અન્ન, અને એમના સૂક્ષ્મજીવનના આધારરૂપ એવા તપ, શ્રદ્ધા, સત્ય, બ્રહ્મચર્ય, તથા સદાચાર પણ — આવુ અનેક પ્રકારનુ જીવન પણ એ જ પુરુષમાથી પ્રગટે છે

સૃષ્ટિને સમજવાને માટે તથા મનુષ્યજીવનનો વ્યવહાર તપાસીને આદિકાળમા જે મુખ્ય મુખ્ય તત્ત્વો જણાયેલા, તેમને યાદ કરીને ઋષિ કહે છે કે, હે શૌનક, આ બધા તત્ત્વો, કે જેને લઈને આ જીવન નભતુ આપણે જોઈએ જાણીએ છીએ, તે બધા પણ એ જ એક પરમ પુરુષમાથી બહુત્વં પામેલો પરિવાર માત્ર છે એનાથી અલગ કે જુદી રીતની એમને કશી હયાતી નથી ]

હજી આગળ પૃથક્કરણ કરીને કહે છે કે, —

सप्त प्राणा प्रभवन्ति तस्मात्
सप्तार्चिष समिध सप्त होमा ।
सप्त इमे लोका येषु चरन्ति प्राणा
गुहाशया निहिता सप्त सप्त * ॥ २-१-८ ॥

પદાર્થ

सप्त = સાત प्राणा = પ્રાણો, ઇન્દ્રિયો (બબ્બે કાન, આખ, ને નાક, તથા મુખ) प्रभवन्ति = પ્રભવે છે, પેદા થાય છે तस्मात् = તે (પુરુષ) માથી, सप्त अर्चिष = સાત જ્યોતિઓ (સાત ઇન્દ્રિયો દ્વારા થતા જ્ઞાનરૂપી સાત જ્યોતિઓ), समिध = સમિધો, બળતણ (અર્થાત્ એવી સાત જ્યોતિઓને બળતી રાખતી જ્ઞાનસામગ્રી — સાત ઇન્દ્રિયોના સાત વિષયો), [એ રીતે ચાલતી હવનક્રિયાના] सप्त = સાત होमा = હોમો, હવન, सप्त = સાત इमे = આ लोका = લોકો, ઇન્દ્રિયસ્થાનો

* દર્શન શ્રવણ વગેરે સાત વિષયજ્ઞાનોને સાત અર્ચિઓ - જ્યોતિઓ કહી હોય એવો પ્રયોગ પ્રશ્નો૦ ૩-૫ મા પણ છે तस्मादेता सप्तार्चिष भवन्ति ।

येषु = જેઓમાં चरन्ति = ફરે છે; સંચાર કરે છે प्राणा = પ્રાણો; તે સાત ઇંદ્રિયો (કે જે પ્રાણો) गुहाशया = (હૃદય કે શરીરરૂપી) ગુહામાં રહેલા (છે; તથા) निहिताः = ગોઠવાયેલા; મુકાયેલા; રાખવામાં આવેલા (છે) सप्त सप्त = સાત સાત (એ પ્રમાણે).

**અન્વય**

सप्त प्राणाः, सप्त अर्चिषः, समिधः, सप्त होमाः, गुहाशयाः सप्त सप्त निहिताः प्राणाः येषु चरन्ति, (ते) इमे सप्त लोकाः तस्मात् प्रभवन्ति ।

**અર્થ**

સાત ઇંદ્રિયો, તે દ્વારા થતા જ્ઞાનરૂપી સાત જ્યોતિઓ અને તેમને બળતી રાખતી જ્ઞાન-સામગ્રી કે ઇંદ્રિયના વિષયોરૂપી સાત સમિધો, એ રીતે ચાલતી હવનક્રિયાના સાત હોમો, તથા દરેક હૃદય કે શરીરરૂપી ગુહામાં સાત સાત ગોઠવેલા પ્રાણો જેમાં સંચાર કરે છે તે આ સાત લોક અથવા ઇંદ્રિયસ્થાનો, — આ બધું તે પુરુષમાંથી પેદા થાય છે. [૮]

[શરીર-મનના વિજ્ઞાનની જે સમજ તે કાળે હતી, તેની પરિભાષા અહીં વાપરી છે. આ પ્રકરણ પ્રશ્નોપનિષદમાં ખંડ-૩ માં કેટલુંક છે. એમાંથી સમજવાનું એટલું જ છે કે, શરીરો દ્વારા જે ચેતનકાર્ય ચાલતું જોઈએ છીએ, તે પણ એ જ પુરુષને લઈને છે. એક એવો વાદ છે કે, ચિત્તનું ચેતનકાર્ય — આપણી ચિત્શક્તિ એ શરીરની અંદરના અમુક સંગઠનનું પરિણામ છે, એ કોઈ સ્વતંત્ર સત્ત્વ નથી. અધ્યાત્મને ઇન્કારતા આ ભૌતિક વાદે એ સમજાવવાનું ઊભું રહે છે કે, એ અમુક સંગઠન શી વસ્તુ છે? આ પ્રશ્નનો ઉત્તર છેવટે એ જ આવીને ઊભો રહે છે કે, એ જ આ પુરુષતત્ત્વની સત્તા છે. બીજી ભાષામાં કહેવું હોય તો કહો કે, સંગઠનનો એક કાયદો છે. એનું લક્ષણ ચિત્શક્તિ છે. એટલે, શબ્દફેર થાય છે એટલું જ; વસ્તુતાએ ફેર પડતો નથી.]

આવા શરીરો જે પૃથ્વી ઉપર વિચરે છે તે આ પૃથ્વી પણ એમાથી જ છે, એમ અતમા કહે છે —

> अत समुद्रा गिरयश्च सर्वे
> अस्मात् स्यन्दन्ते सिन्धव सर्वरूपा ।
> अतश्च सर्वा ओषधयो रसश्च
> येनैष भूतैस्तिष्ठते ह्यन्तरात्मा ॥ ॥ २–१–९ ॥

### પદાર્થ

अत = એ (પુરુષ) માથી समुद्रा = સમુદ્રો गिरय च सर्व = અને બધા ગિરિઓ - પર્વતો अस्मात् = આ (પુરુષ)માથી स्यन्दन्ते = વહે છે, નીકળે છે सिन्धव = નદીઓ सर्वरूपा = સર્વ પ્રકારની अत च = અને એમાથી सर्वा = બધી ओषधय = ઔષધિઓ વનસ્પતિઓ रस च = અને વળી રસ येन = જે (રસ) વડે एष = આ (અતરાત્મા) भूतै = (પાચ) ભૂતોની સાથે तिष्ठते = રહે છે हि = (વાક્યપૂર્તિ માટે) अन्तरात्मा = અતરાત્મા જીવ

### અન્વય

सर्व समुद्रा गिरय च अत, सर्वरूपा सिंधव अस्मात् स्यन्दन्ते, सर्वा ओषधय येन एष हि अतरात्मा भूतै तिष्ठते (स) रस च अत ॥

### અર્થ

બધા સમુદ્રો તથા પર્વતો એ પુરુષમાથી છે, બધા પ્રકારની નદીઓ એમાથી નીકળે છે, બધી વનસ્પતિ તથા જે વડે આ અતરાત્મા કે જીવ પચભૂતોની સાથે રહે છે—શરીરી થઈને ટકે છે, એવો જે અન્નના રહસ્યરૂપી રસ, તે પણ એ પુરુષમાથી છે [૯]

## ૭

## ઉપસંહાર

હે શૌનક એ પ્રમાણે,

> पुरुष एवेदं विश्वं कर्म
> तपो ब्रह्म परामृतम् ।
> एतद् यो वेद निहितं गुहायां
> सोऽविद्याग्रंथिं विकिरतीह सोम्य ॥ २–१–१० ॥*

### પદાર્થ

पुरुषः = પુરુષ एव = જ (છે) इदं = આ विश्वं = વિશ્વ; સૃષ્ટિ, कर्म = કર્મ (કે જે વડે એ સૃષ્ટિ ચાલે છે), तपः = તપ (કે જે વડે એ સૃષ્ટિ રચાય છે), ब्रह्म = બ્રહ્મ; અક્ષર (૨-૧-૧માં કહેલું સાકાર બ્રહ્મ) परामृतम् = સૌથી શ્રેષ્ઠ અને અમૃત-અક્ષર એવું; एतद् = એને यः = જે (મુમુક્ષુ) वेद = જાણે છે निहितं = (ગૂઢ) રહેલું गुहायां = (હૃદયની) ગુહામાં, सः = તે अविद्याग्रंथिं = અવિદ્યારૂપી ગ્રંથીને विकिरति = છોડી નાખે છે इह = અહીં; આ સંસારમાં सोम्य = હે ભાઈ! બેટા!

### અન્વય

इदं विश्वं, कर्म, तपः, परामृतम् ब्रह्म पुरुषः एव । गुहायां निहितं एतद् यः वेद सः, सोम्य, अविद्याग्रंथिं इह विकिरति ॥

---

* પરબ્રહ્મ પોતે મનુષ્યની હૃદયગુહામાં રહેલું છે, એ વિચાર ઉપનિષદોનો બહુ સર્વમાન્ય અભિપ્રાય છે. સરખાવો :—

> निहितं गुहायां परमे व्योमन् – तैत्ति० २.१.१ ॥
> विद्धि त्वमेत निहितं गुहायाम् – कठ० १.१.४ ॥
> आत्माऽस्य जन्तोर्निहितो गुहायाम् „ २.२० ॥
> गुहां प्रविश्य तिष्ठन्तं „ ४.६ ॥
> आत्मा गुहायां निहितोऽस्य जन्तोः – श्वेता० ३.२० ॥

અર્થ

એમ, આ વિશ્વ, કર્મ, તપ, તથા પરમ અમૃત-અક્ષર એવું બ્રહ્મ — બધુ પુરુષ જ છે. હૃદયની ગુહામાં ગૂઢ રહેલા એને જે જાણે છે તે, હે સૌમ્ય, આ સંસારમાં અવિદ્યાની ગાંઠ છોડી નાંખે છે — તેના બંધનમાંથી છૂટી જાય છે. [૧૦]

[ એવો અન્વય પણ કરાય છે — गुहायां निहित एतद् परामृतम् ब्रह्म य वेद . .- . । પરંતુ તેથી વિશેષ અર્થફેર નથી થતો. અને ૧ લા મંત્ર જોડે વધારે મળતો અર્થ ઉપર કરેલા અન્વયથી મળે છે. ]

આમ ત્યારે આ બીજી બેઠકમાં ઋષિએ શૌનકને કહ્યું કે, અપરા વિદ્યાના વિષયરૂપ આ જે સૃષ્ટિવિસ્તાર, તેમાથી નિવૃત્ત થઈ તુ ભલે આવ્યો તારે હવે પરાવિદ્યા જાણવી' છે, તે આ પુરુષ છે. તે વિષે હવે હુ તને કહીશ

આમ આ બીજા મુડકનો ૧લો ખડ પૂરો થાય છે.

# બીજું મુંડક, ખંડ ૨

પરાવિદ્યા વડે પામવાનું જે અક્ષરબ્રહ્મ તે શું છે, તેનું વળી વધારે અને વિશદ વિવરણ ઋષિ કરે છે:

## ૧

## તે સર્વનું પરમ ધામ છે

હે શૌનક,

आविः सन्निहितं गुहाचरन् नाम
महत्पदमत्रैतत् समर्पितम् ।
एजत् प्राणन् निमिषच्च यदेतज्जानथ
*सदसद् वरेण्यं परं विज्ञानाद्[1] यद् वरिष्ठं प्रजानाम् ॥
॥ २–२–१ ॥

### પદાર્થ

आविः = પ્રગટ; પ્રત્યક્ષ; જાહેર; ઉઘાડું, सन्निहित = પાસે રહેલું (૨) છૂપું; ઢંકાયેલું, गुहाचरत् = હૃદયરૂપી ગુહામાં વિચરનારું - વિરાજતું नाम = નામે, પ્રસિદ્ધ, महत्पदम् = મહત્ પદ; મહાન• અધિષ્ઠાન; પરમ ધામ કે આધાર, अत्र = અહીં; એમાં एतत् = આ ( બધું - एजत् - प्राणत् વગેરે ) समर्पितम् = સમર્પિત થયેલું છે; એને અર્પિત છે ( એ તત્ત્વ એ બધાનું મહાન અધિષ્ઠાન - જીવનાધાર છે ); एजत् = હલનચલન કરનાર; હાલતુંચાલતું; જીવતું, प्राणत् = શ્વાસ લેતું, निमिषत् च = અને

* સરખાવો પ્રશ્ન ૨-૫ सदसच्चामृतं च यत् ।

૧. સરખાવો છાંદો૦ ૭-૭ ૨ अस्ति भगवो विज्ञानाद् भूय इति । विज्ञानाद्वाव भूयोऽस्तीति । બૃહદા. ૩ ૭-૨૨ यो विज्ञाने तिष्ठन् विज्ञानादन्तरो यं विज्ञानं न वेद ।

આંખ પલકાવતું यद्=જે (જે કાંઈ एजत् વગેરે છે, એ બધું એમાં અર્પિત થયેલું છે.) एतत्=આ (પર બ્રહ્મ; પુરુષ)ને जानथ=જાણો (તમે) सद् असद्=સત્ (પ્રત્યક્ષ – સ્થૂળરૂપે હયાત) અને અસદ્ (સૂક્ષ્મ – ઇંદ્રિયોથી પર), वरेण्यम्=વરવા કે પસંદ કરવા યોગ્ય; સૌને ગમતું; પરમપ્રિય, परं=પર; ચડિયાતું विज्ञानात्=વિજ્ઞાનનાથી; અપરા વિદ્યાઓના કરતાં (ચડિયાતું), यद्=જે वरिष्ठं=શ્રેષ્ઠ; પરમ; ઉત્તમ (છે) प्रजानाम्=પ્રજાઓમાં; સૃષ્ટિના બધા જીવોમાં; બધાં પ્રાણીઓમાં.

## અન્વય

आविः सन्निहितं गुहाचरत् नाम महत्पदम् अत्र एतत् एजत् प्राणत् निमिषत् च यद् समर्पितम् । जानथ एतत् सद् असद् वरेण्यम् विज्ञानात् परम् यद् प्रजानाम् वरिष्ठम् ॥

## અર્થ

પ્રગટ, ગૂઢ છતાં પાસે રહેલું, 'ગુહાચરત્' (હૃદયરૂપી ગુફામાં વિરાજતું) કહેવાતું અને મહત્પદ એવું જે એ (અક્ષર બ્રહ્મ) તત્ત્વ તેમાં, આ હલન ચલન કરનાર, શ્વાસ લેનાર તથા આંખ પલકાવનાર એવું જે પ્રાણિસૃષ્ટિનું જીવનમાત્ર તે સમર્પિત થયેલું છે: તે તત્ત્વ એ બધાનું મહાન અધિષ્ઠાન છે — એનો જીવનાધાર છે. જાણ કે, તે સત્ અને અસત છે; પ્રાણીમાત્રનું પરમ પ્રેયસ છે; ઇંદ્રિયો દ્વારા થતા વિશેષ જ્ઞાનની બધી અપરા વિદ્યાઓથી પર છે; તથા બધા જીવોનું તે પરમ શ્રેષ્ઠ છે. [૧]

[ગયા ખંડમાં અક્ષર બ્રહ્મનો વિચાર મુખ્યત્વે સૃષ્ટિનાં દેવ, પર્વત, નદીઓ ઇ૦ની સરખામણીમાં કરેલો. પણ ખરો પ્રશ્ન તો પ્રત્યક્ષ જીવન અને જીવોની સરખામણીમાં ઊઠે છે. ઇંદ્રિયો દ્વારા વ્યક્ત થતાં જીવનધારી પ્રાણીઓનો એ બ્રહ્મ સાથે શો સંબંધ છે? આ ખંડમાં એ વિચાર શરૂ કરે છે, અને આદિમાં જ કહે છે કે, જીવનમાત્રનું મહત્પદ

તે અક્ષર બ્રહ્મ છે. તે સ્થૂલ અને સૂક્ષ્મ બેઉ છે — મનસ્ક્ષ્મ કે તે બેઉથી મોટું છે. તેથી જ તેમને લગતી બધી અપરાવિદ્યાઓ વડે તે પામી નથી શકાતું: એ ઇંદ્રિયોનો વિષય નથી. છતાં, ઋષિ કહે છે કે, જીવનમાત્રનું પરમ પ્રેયસ — પરમ પ્રિય અને ઇષ્ટ એ જ એક તત્ત્વ છે. ઉપનિષદોનું આ કથન તેમની ખાસ માનસશાસ્ત્રીય શોધ છે: જીવમાત્ર આત્માને જ ખરેખર તો ચાહે છે; પરંતુ સુવર્ણ જેવાં મોહક લાગનાં દેહરૂપી પાત્રોમાં તે સંતાયેલો હોવાથી, તેને બીજું દેખાય છે કે સમજાય છે. આ જ વસ્તુને ગીતાકાર અનેક રીતે કહ્યે રાખે છે. જેમ કે, अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यन्ति जन्तवः । (૫–૧૫) બાકી પ્રાણીમાત્ર સ્વભાવે તો આધ્યાત્મિક છે — स्वभावोऽध्यात्ममुच्यते । (૮–૩)

જીવનનું વર્ણન કરવા તેની (૧) હલનચલનશક્તિ (૨) શ્વસનશક્તિ (૩) અને આંખ પલકાવવાની શક્તિ કહ્યાં છે. બીજાં ઉપનિષદોમાં પણ આને મળતું જોવા મળે છે. શરીરવિજ્ઞાનના એ આદિકાળમાં કદાચ આ ઇંદ્રિયશક્તિઓ ખાસ અલગ નોંધાઈ હશે, જે, એ વિજ્ઞાન વધતાં, વધારે સમજાતી ગઈ. ગીતાકાર પણ નીચેના શ્લોકમાં આ જ રૂપે ઇંદ્રિયોના ધર્મો દ્વારા જીવનનું વર્ણન કરે છે; તેમાં ઉપરની ત્રણે વસ્તુ છે અને તે ઉપરાંત વધુ વિશદતા કરી છે —

पश्यन् शृण्वन् स्पृशन् जिघ्रन् अश्नन् गच्छन् स्वपन् श्वसन् ।
प्रलपन् विसृजन् गृह्णन् उन्मिषन् निमिषन् अपि —
इंद्रियाणीन्द्रियार्थेषु वर्तन्ते . . . (૫–૮,૯)

જીવનની જાડી વ્યાખ્યા તો હલનચલનની શક્તિ છે. એથી આગળ વધીને કહો તો, ઇંદ્રિયશક્તિઓનો ઉપયોગ કરી શકાવો તે જીવન છે. એટલે સામાન્ય સમજ એવી છે કે ચેતનનાં બાહ્ય લક્ષણો આ છે. એ લક્ષણો વડે અનેક પ્રાણીઓ પ્રાણી કે જીવ રૂપે આપણને સમજાય છે. એ બધાંને મંત્રમાં પ્રજાઓ કહ્યાં છે; અને પછી કહેવામાં આવે છે કે, તે બધાંનું મહત્પદ એવું જે તત્ત્વ તે જ ખરું જીવન છે અને ઇંદ્રિયધારી એવી એ બધી પ્રજાઓથી ઉપર ને શ્રેષ્ઠ એ છે.

અર્થ

જે પ્રકાશવાન છે, જે અણુઓ કરતાં પણ અણુ — સૂક્ષ્મતર છે, તથા જેમાં બધા લોકો અને તેના બધા વાસીઓ રહેલા છે — એવું મોટામાં મોટા કરતાંય જે મોટું છે, તે આ અક્ષર બ્રહ્મ છે.

(જીવનમાં પ્રાણ, વાણી અને મનને લોકમાં પરમમાં પરમ સમજાય છે; તે પરથી આગળ કહે છે:)

તે અક્ષર બ્રહ્મ પ્રાણ છે, વાણી અને મન પણ તે જ છે. તે આ સત્ય છે; તે અમૃત છે; તે વેધ કરવા યોગ્ય લક્ષ્ય છે. હે સોમ્ય, એમ તું જાણ. (મનુષ્યે કરવા જેવું હોય તો આ જ એકમાત્ર છે. હે સોમ્ય, તેમાં તું એકાગ્ર થા.) [૨]

[સચરાચર આખી સૃષ્ટિમાં ઓતપ્રોત રહેલું છતાં તેથી પર છે, એવું બતાવવા બ્રહ્મને અણુથી નાનું ને મહાન વિશ્વથીય મોટું કહેવાની પરિભાષા ઉપનિષદમાં બહુધા વપરાય છે. સર૦ अणोरणीयान् महतो महीयान् . . .

કદાચ ને કોઈ અદૃશ્ય સૂક્ષ્મ પદાર્થ તેને માની બેસીએ, તેથી કહ્યું છે કે, તે પ્રકાશ કે તેજ જેવું છે. જૂના ગ્રીક લોકમાં એક એવો વાદ હતો કે જે, ગણિતની રીતે, આત્માને વિષે માનતો કે, વસ્તુના કદના પ્રમાણમાં આત્મા ઓછોવત્તો તેમાં રહે છે. એટલે કે, ૧ ઘનફૂટમાં અમુક તો ૨ ઘનફૂટમાં તે બમણો હોય, એવું ગણિતી લેખું આત્માને અંગેય મનાતું. આ ખોટું છે. હવા પેઠે તેનું સમજવાનું નથી, કેમ કે તે તો પદાર્થનું પદાર્થપણું છે; જીવનનું જીવનપણું એ છે. પદાર્થમાત્રમાં સભર ભરેલો છતાં તેને જુદાઈ નથી. આ બતાવવાને માટે કહે છે કે, મન, વાણી ને પ્રાણ પણ તે જ છે.

અગાઉ મું૦ ૨-૧-૨,૩ મંત્રમાં કહ્યું કે, તે પ્રાણ કે મન નથી; ઊલટાં તે બેઉ તેમાંથી છે. આ વસ્તુ અહીં કહેવાના વિરોધમાં નથી

માનવાની જગતમાં મુખ્ય સમજાતા જે પાર્થિવ મૂળતત્ત્વો કે તે વિષેનો તે જમાનાનો જે વૈજ્ઞાનિક ક્યાસ, તેમને સરખામણીમા લઈને, અહીં જે પરમતત્ત્વ નિરૂપવુ છે તેનુ વર્ણન કરે છે, અને તે પણ એમ કહેતા કે, આ પરમતત્ત્વ અમુક જેવુ છે, અને તેવુ નથી પણ, કેમ કે તેનાથી પર છે, અને તે વસ્તુનુ વસ્તુપણુ એ પરમ તત્ત્વને લીધે છે. કહેવાની મતલબ કે, આ રીતે છૂટુ છૂટુ વર્ણન આવે એમા વિરોધ સમજવાનો નથી જેમ કે, અગાઉ અપ્રાણ અમન કહ્યું, હવે કહે છે તે પ્રાણ મન વાણી છે। આ બેઉ સત્ય છે, કારણ કે આ તત્ત્વને સમજવાને ટેકારૂપે આ બધુ કહેવાય છે, બાકી તો એ અનિર્વચનીય છે છતા તે જ આપણુ લક્ષ્ય છે, ને તે હાથ કરવાનો માર્ગ આ છે. ]

## ૩

## તેના વેધનો માર્ગ

धनुर्गृहीत्वौपनिषदं महास्त्रं
शरं ह्युपासानिशितं संधयीत ।
आयम्य तद्भावगतेन चेतसा
लक्ष्यं तदेवाक्षरं सोम्य विद्धि ॥ २ २·३ ॥

### પદાર્થ

धनु = ધનુષ્ય गृहीत्वा = ગ્રહણ કરીને, લઈને औपनिषद = ઉપનિષદનુ, ઋષિએ એ ઉપનિષદોમાં કહેલુ, કે 'ઉપનિષદ' (ગૂઢ સાધના) રૂપી; महास्त्र = મહાન અસ્ત્ર (એવુ –) शर = બાણ हि = (વાક્યપૂર્તિ માટે) उपासानिशित = ઉપાસના વડે – निशित = તીક્ષ્ણ કરેલુ – ધાર કાઢેલુ संधयीत = સાંધવુ જોઈએ – ચઢાવવુ જોઈએ, आयम्य = તાણીને, ખેંચીને तद्भावगतेन = તે (લક્ષ્ય) ના ભાવને પામેલા – તેમા એકાગ્ર – તદ્રૂપ બનેલા चेतसा = ચિત્ત વડે, लक्ष्य = લક્ષ્ય, નિશાન तद् एव = તે જ अक्षर = અક્ષર તત્ત્વ – બ્રહ્મ – પુરુષ – ને (હે) सोम्य = હે સોમ્ય, બેટા विद्धि = તુ જાણ

### અન્વય

औपनिषदं धनुः गृहीत्वा, तद्भावगतेन चेतसा आयम्य, उपासा-निशितं शरं हि संधयीत । तदेवाक्षरं लक्ष्यं, सोम्य विद्धि ॥

### અર્થ

ઉપનિષદોમાં વર્ણવેલા કે 'ઉપનિષદ' (ગૂઢ સાધના) રૂપી ધનુષ્યને ધારણ કરી, ઉપાસના વડે તીક્ષ્ણ કરાયેલા મહાન અસ્ત્ર એવા (વિશુદ્ધ જીવાત્મા રૂપી) બાણને તેની ઉપર ચડાવવું જોઈએ. અને તે (લક્ષ્ય) માં તદ્રૂપ બનેલા એકાગ્ર ચિત્ત વડે તેને તાણીને, હે સૌમ્ય, તે જ અક્ષર તત્ત્વને તાકવાનું નિશાન કે લક્ષ્ય તું જાણ. [૩]

હે સૌમ્ય, ટૂંકમાં —

प्रणवो धनुः शरो ह्यात्मा
ब्रह्म तल्लक्ष्यमुच्यते
अप्रमत्तेन वेद्धव्यम्
शरवत् तन्मयो भवेत् * ॥ २-२-४ ॥

### પદાર્થ

प्रणवः = પ્રણવ; ૐકાર धनुः = ધનુષ્ય, शरः = બાણ हि = ખરેખર आत्मा = જીવ; જીવાત્મા, ब्रह्म = અક્ષર; બ્રહ્મ; પુરુષ तत्-लक्ष्यम् (तस्य लक्ष्यम्) = તેનું લક્ષ્ય; નિશાન उच्यते = કહેવાય છે; अप्रमत्तेन = અપ્રમાદીએ; પ્રમાદરહિત મનુષ્યે (૨) અપ્રમાદપૂર્વક वेद्धव्यम् = વેધ કરવાનો છે; વીંધવાનું છે; शरवत् = બાણની પેઠે तन्मयः = તન્મય; તદ્રૂપ; લક્ષ્ય સાથે એકરૂપ भवेत् = થશે; થવું જોઈએ; થવાનું છે.

---

* શ્વેતાશ્વ૦ ઉપ૦માં આને માટે બે અરણિનાં લાકડાં અને અગ્નિ ઉત્પન્ન કરવા તેમના મથનની ઉપમા આપી છે. તે સરખાવવા જેવી છે —

स्वदेहमरणिं कृत्वा प्रणवं चोत्तरारणिम् ।
ध्याननिर्मथनाभ्यासात् देवं पश्येन्निगूढवत् ॥ १-१४ ॥

અન્વય

प्रणव धनु, शर हि आत्मा, ब्रह्म तत्-लक्ष्यम् उच्यते, अप्रमत्तेन वेद्धव्यम्, शरवत् तन्मय भवेत् ॥

અર્થ

[પાન ૧૦૦ ઉપર શ્લોક ૩નો અર્થ આ પ્રમાણે વાંચવો ]

ઉપનિષદોમા વર્ણવેલા કે 'ઉપનિષદ' (ગૂઢ સાધના) રૂપી ધનુષ્યને ધારણ કરી, (લક્ષ્યમા) તદ્રૂપ બનેલા એકાગ્ર ચિત્ત વડે તેને તાણીને, ઉપાસના વડે તીક્ષ્ણ કરાયેલા મહાન અસ્ત્ર એવા (વિશુદ્ધ જીવાત્મારૂપી) બાણનુ સધાન કરવુ જોઈએ. હે સોમ્ય, તે જ અક્ષર તત્ત્વને તાકવાનુ નિશાન કે લક્ષ્ય તું જાણ [૩]

છે — "अप्रमत्तेन – बाह्यविषयोपलब्धितृष्णाप्रमादवर्जितेन – सर्वतो विरक्तेन जितेन्द्रियेण एकाग्रचित्तेन = બાહ્ય વિષયોની પ્રાપ્તિ ભોગમા તૃષ્ણા તથા પ્રમાદ (આસક્તિ) વિનાના થઈને, સર્વ બાજુએથી વિરક્ત થઈને, જિતેંદ્રિય થઈને એકાગ્રચિત્તવાળા થઈને" આ પ્રમાણે જો મનુષ્ય પોતાની બાણરૂપી જાતને સૂક્ષ્મ એકાગ્રતાવાળી કરે તો, જેમ તીર

બરોબર તેના નિશાન સાથે જઈને ભિડાઈ જાય છે, તેમ મનુષ્ય બ્રહ્મ લક્ષ્યમા તન્મય થઈ જશે આ પરાવિદ્યાની પ્રાપ્તિ છે, એ મનુષ્યે જાણવાનુ જાણ્યુ છે ]

૪

## લક્ષ્યનું સ્વરૂપ

હે શૌનક, એ રીતે મળતા એ પરમ લક્ષ્યમા શુ નથી સમાતુ કે તેની બહાર કે ઉપરાંત બીજુ કશુ જાણવાનુ બાકી રહે? એ જ આ સારી સૃષ્ટિનો આત્મા છે બીજી વાત બધી ખોટી છે

यस्मिन् द्यौ पृथिवी चान्तरिक्षम्
ओत मन सह प्राणैश्च सर्वै[1] ।
तमेवैक जानथ आत्मानम्
अन्या वाचो विमुचथामृतस्यैष सेतु[2] ॥ ॥ २ २ ५ ॥

### પદાર્થ

यस्मिन् = જેમા द्यौ = દ્યુલોક, તેજસ્વી તારાગણોની વિશાળ સૃષ્ટિ (અહી) પૃથ્વીથી બીજી બધી અનેક જગાઓ — પૃથ્વી બહારનુ બ્રહ્માંડ पृथिवी = આ દુનિયા च = અને अंतरिक्षम् = વિશાળ આકાશ (જેમા દ્યૌલોક ને પૃથ્વી બધુ આવેલુ છે) ओत = ઓતપ્રોત છે તાણાવાણા પેઠે વણાઈને જેમા રહેલુ છે मन = મન (પણ ઓતપ્રોત છે) सह =

---

૧ સરખાવો બૃહ૦ ૩ ૮ ૭ —

यदूर्ध्व गार्गि दिवो यदर्वाक् पृथिव्या यद्भूत च भवच्च भविष्यच्च आकाश एव तदोत च प्रोत चेति । कस्मिन्नु खलु आकाश ओतश्च प्रोतश्च ? एतद्वै तदक्षर गार्गि ब्राह्मणा अभिवदन्ति ।

૨ આ માને સેતુની ઉપમા ઉપનિષદોમા ઠેર ઠેર આપેલી જોવા મળે છે —

आत्मा स सेतु विधृति । न एन सतुमहोरात्रे तरत न जरा न मृत्यु । छांदो० ८ ४ १ ॥ एष सेतु विधरण । बृ० उ० ४ ४ २२ । य सेतुरीजानानाम् । कठ० ३ २ ॥ अमृतस्य पर सेतुम् । श्वेता० ६ १९ ॥

સાથે प्राणैः च सर्वैः = બધા જ પ્રાણો — ઇંદ્રિયો (સાથે), तम् एव = તેને જ एकं = એક, અદ્વિતીય (आत्मानम् સાથે સંબંધ) जानथ = તમે જાણો आत्मानम् = આત્માને, अन्याः = બીજી वाचः = વાચાઓ; વાતો; વાણી विमुञ्चथ = છોડો, મૂકો, अमृतस्य = અમૃતનો, અમરતાએ જવાનો एषः = આ (એક આત્મા) सेतु = સેતુ, પુલ (છે.)

## અન્વય

यस्मिन् द्यौः, पृथिवी, अंतरिक्षम् च, सर्वैः प्राणैः सह मनः च ओतम्, तम् एव एकं आत्मानं जानथ; अन्याः वाचः विमुञ्चथ; एषः अमृतस्य सेतुः ॥

## અર્થ

જેની અંદર તારાગણોથી ભરેલો દ્યુલોક, આપણી આ પૃથ્વી, તથા તે બધાની વચ્ચે ને તેને આવરી લેતું એવું અફાટ અંતરિક્ષ કે આકાશ, અને બધી ઇંદ્રિયો સહિત મન — એ બધાં ઓતપ્રોત રહેલાં છે, તેને જ એક અદ્વિતીય એવો આત્મા (પદથી કહેવાતો) જાણો. એનાથી બીજી વાતોને અન્યથા માનીને છોડો. (મરણની ખાઈને ઓળંગી) અમૃતને પહોંચવા માટેનો પુલ આ આત્મા છે. [૫]

[સામાન્ય લોક પરિભાષામાં વપરાતા 'આત્મા' પદને આ મંત્રમાં લે છે અને કહે છે, એ આત્મપદ પણ આ જ એક લક્ષ્ય જે બ્રહ્મપદ, તે જ છે. આ બાબતમાં બીજા અનેક વાહિયાદ વાદો ચાલે છે, તેમને ખોટા કે ભ્રમિત સમજવા

પ્રશ્ન ટૂંકો છે. એક બાજુ સત્ દેખાતું આ ક્ષરપદ —સૃષ્ટિ છે; જેને પામવા માટે અપરાવિદ્યાઓનો આખો સંભાર પડેલો છે, જેને અંગે વેદો ભરપૂર વાતો કહે છે. પણ એનાથી તૃપ્તિ નથી, કેમ કે એમાં મૃત્યુ રહેલું છે, પરિવર્તનની ધડભાગ રહેલી છે, તેને કારણે માનવચિત્તમાં ઊઠ્યા જ કરતા — તેની સાથે જ જાણે જડેલા ન હોય

એના — કનેશો કે સુખદુખે રહેલા છે ટૂંકમાં, કેવળ અપરાવિદ્યાઓથી મૃત્યુ બંધન, તથા સુખ શાંતિ ને જ્ઞાન વિષે સતત અતૃપ્તિ અને અજંપો રહે છે

અને એની માત્રા જેટલી ઘેરી તે પ્રમાણે સામે અચૂક સ્વયં-સિદ્ધિ રહેના લાગતા એના અમૃત મુક્તિ, તથા જિજ્ઞાસાની તૃપ્તિ અને અતૂટ સુખશાંતિ, — એ બંનાની પ્રાપ્તિની ભૂખ જાગે છે

અંધારા અને અજવાળા જેવા — કાળા અને ધોળા જેવા આ બે વચ્ચે મેળ જ ક્યાં છે? મંત્ર કહે છે, આ સાવ જુદા જણાતા પ્રદેશો વચ્ચે પુલ છે અને તે પુલ આત્મા છે, શરસંધાનનો વિષય જે પ્રશ્ન ઉપર કહ્યું, તે પણ આ જ એક પરમ આત્મતત્ત્વ છે આ જાણવું એ અપરાવિદ્યાનું નહિ પરાવિદ્યાનું કામ છે અને એ જાણવાનો માર્ગ છે, જે ટૂંકમાં ઉપર કહ્યો — શરસંધાનયોગ તેને વળી વિશેષ રૂપે — શરીરે રહેના એના આત્માની પરિભાષામાં — કહે છે, અને એને પામવાને માટે લક્ષ્યવેધની ભાષામાં અગાઉ જે કહ્યું, તેને જ ધ્યાનયોગની ભાષામાં કહે છે અને તેના સાધકને સનાતન મંગળ ચૂકવો આશીર્વાદ આપીને, મંત્ર પૂરો થાય છે ]

### એ જ આ શરીરી છે

अरा इव रथनाभौ * संहता यत्र नाड्य
स एषोऽन्तश्चरते बहुधा जायमान ।
ओमित्येव ध्यायथ आत्मान
स्वस्ति व पाराय तमस परस्तात् ॥ २-२-६ ॥

* રથનાભિમાં આરાની ઉપમા ઉપનિષદોમાં બહુ સામાન્ય છે
यथा वा अरा नभौ समर्पिता । છાંદો० ७ १५ १
यथा रथनभौ च अरा सर्वे समर्पिता । બૃહદા० २-५-१५
अरा इव रथनाभौ कला यस्मिन् प्रतिष्ठिता ।
त वेद्य पुरुष वेद यथा मा वो मृत्यु परिव्यथा इति । પ્રશ્ન० ६-६

### પદાર્થ

अराः = આરાઓ इव = પેઠે; માફક रथनाभौ = રથના નાભિમાં संहताः = એકત્રિત; એકઠી; એકજૂથ બનેલી (છે) यत्र = જ્યાં नाड्यः = નાડીઓ; (ત્યાં) सः एषः = તે આ (આત્મા જે શ્લે૦ ૨-૨-૫ માં કહ્યો) अन्तः = તેની મધ્યે; તેનું જે હૃદયરૂપી ગુહાસ્થાન તેની અંદર चरते = વિચરે છે, વિહાર કરે છે (અર્થાત્ સમસ્ત શરીરના નાભિરૂપી એ સ્થાનમાં તે આત્મા રહે છે,) बहुधा = અનેક રૂપે, અનેક રીતે जायमानः = નીપજતો; અવતરતો; પેદા થતો; પ્રગટતો. ॐ = ઓમ્ इति एवं = એ પ્રમાણે; એમ ध्यायथ = તમે ધ્યાન ધરો; ચિંતન કરો (तं) आत्मानं = તે આત્માનું (તે આત્માનું ॐ એ પ્રમાણે ધ્યાન કરો.) स्वस्ति = ભલું થાઓ वः = તમારું पाराय = પાર પહોંચવા માટે (પાર પહોંચવામાં) तमसः = તમસ – અંધકારથી परस्तात् = પેલે પાર (પહોંચવામાં તમારું ભલું થાઓ.)

### અન્વય

बहुधा जायमानः सः एष रथनाभौ अराः इव नाड्य यत्र संहताः (तत्र) अन्तः चरते ।

(तं) आत्मानं ओम् इति एव ध्यायथ[1] । तमसः परस्तात् पाराय वः स्वस्ति ॥

---

१ ओम् આત્માનું પ્રતીક છે: તે વડે આત્માની ઉપાસના એ ઉપનિષદોનું 'ઉપનિષદ' – ગૂઢ તત્ત્વ – ગૂઢ સાધના છે આ પ્રતીકનો મર્મ શો છે, તેનું ધ્યાન કરવું એટલે શું, એ બતાવવા ખાસ અલગ ઉપનિષદ છે — માંડૂક્ય. અને બીજાં ઉપનિષદોમાંય આ ઘણું આવે છે જેમ કે,

ओमित्येतदक्षरमुद्गीथमुपासीत । છાંદો० १-४-१.

ओम् खं ब्रह्म । બૃહદ० ५-१-१.

ओमिति ब्रह्म । ओमितीदं सर्वम् । તૈત્તિ० १-८-१.

तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् । કઠ० २-१५

(આનું જ રૂપાંતર જુઓ ગીતા ८-११ ઇ૦)

## અર્થ

અનેક રૂપો ધરતો તે આ આત્મા, રથના ચક્રની નાભિમાં તેના આરાઓ પેઠે અંતરમાં જ્યાં શરીરની બધી નાડીઓ એકઠી થઈને મળે છે, ત્યાં (હૃદય-ગુહામાં) વિચરે છે. ઓમ્ એ પ્રમાણે તેનું ધ્યાન ધરો. અંધકારને પેલે પાર પહોંચવામાં તમારું ભલું થાઓ. [૬]

[સચરાચરમાં ઓતપ્રોત વ્યાપેલું જે પરમ બ્રહ્મ છે તે અને પ્રત્યક્ષ દેખાતું એવું આ બધું જગત, એ બે, મનુષ્યને દેખાતા મહાન કોયડાના છેડા છે. એને સાધનાર સેતુ આત્મા છે, એમ ગયા મંત્રમાં કહ્યું.

તે જ તત્ત્વ માનવ શરીરમાં ખાસ પ્રતીત થાય છે, તેનું સ્થાન અંતર છે, કે જ્યાંથી નાડીઓ ચોમેર ફૂટે છે. આ નાડીઓ વાટે જીવન ચાલે છે, જેનો આધાર ચેતન એવો આત્મા છે. આ સીધી સાદી અને પ્રત્યક્ષ શારીરિક સમજને લઈને મનુષ્યે બધા દેશોમાં હૃદયને ચેતનનો વાસ કહ્યો છે, ત્યાં પ્રતીત થતા ચેતનને અંતરાત્મા કહ્યો છે, અને ત્યાં વસતા પરમ ચેતનને અંતર્યામી વર્ણવ્યો છે.

વિરાટમાં જેમ સૃષ્ટિ અને બ્રહ્મ એ બે છેડા છે તેમ, વ્યષ્ટિ કે પ્રાણીમાં શરીર અને જીવ એ બે તે જ કોયડાના છેડા છે; અને તેમને સાધનાર આત્મા છે. પહેલી વિગત કે સમષ્ટિની સમસ્યામાં આત્મતત્ત્વ છે, તેને (વ્યષ્ટિ કે વ્યક્તિની સમસ્યાની સરખામણીમાં) પરમાત્મા કહેવામાં આવે છે, જ્યારે વ્યષ્ટિને હિસાબે વ્યક્તિમાં તેને આત્મા કહેવાય છે પરંતુ એ વસ્તુતાએ ગોઈ કોઈ ભેદ સૂચવવા માટે નથી, વિચારની સ્પષ્ટતાને સારુ યોજવામાં આવેલો શાબ્દિક ભેદમાત્ર એ છે: જગતના કોયડાના અંધકારમાંથી તેજ તરફ જવા માટેની બૌદ્ધિક જરૂર પૂરતો એ ભેદ છે. અને જ્યાં સુધી એવી જરૂરમાં આપણે છીએ ત્યાં સુધી એ ભેદ સાચો છે. એ ભેદનો મર્મ પામવાને માટે ૐકારનું ધ્યાન કરવું જોઈએ.

આ ધ્યાન એટલે શું? ॐ એ પરમાત્માનું નામ છે. તે નામ યાદ કરીને એનો જે અર્થ છે તેનો મર્મ સતત જીવનમાં ઉતારતા જવું, એ આ ધ્યાન છે. યોગસૂત્રમાં તે ટૂંકમાં કહ્યું છે — तस्य वाचकः प्रणवः । १-२७ । તે પરમ ઈશ્વરતત્ત્વનું નામ ॐ છે. (આ મંત્રમાં 'ओमिति' દ્વારા આ કહ્યું છે.) तज्जपः तदर्थभावनम् । १-२८ । તેનો જપ કરવો; અને એમ કરતાં તે જે વસ્તુનું વાચક છે તેની એકાગ્રતાથી સતત ભાવના કરવી: ॐકારના અર્થના રટણ તથા મનન વડે તે મહાન લક્ષ્યમાં તદ્રૂપ બનવાનો ધ્યાનયોગ સાધવો. (આ મંત્રમાં એને एवं ध्यायथ आत्मानं એ પદો દ્વારા કહ્યું છે. — 'આત્માનું ધ્યાન એમ — પ્રણવ દ્વારા થઈ શકે છે; માટે તે રીતે એ કરો.')

અહીં પ્રશ્ન થશે, આ કર્યા પછી? એનો ઉત્તર એ છે કે, એને પછી નથી. એ કરો એટલે તમે માર્ગ ઉપર છો. અને આ માર્ગ એવો છે કે તે માર્ગ પર ચાલવું એ જ તેના ધામે પહોંચવા જેવું છે. એમ ચાલનારા ધીર વીર પુરુષો એને પામે જ. એટલે વધારે તેનું વિવેચન કર્યા વગર ઋષિ આશીર્વાદ આપે છે કે, એમ જે કરે તે કોયડાનો પાર પામશે; એમ કરનારનું ભલું થાઓ.]

અને ઋષિ કહે છે, હે શૌનક, વ્યષ્ટિ સમષ્ટિ બેઉનો એક અખંડ આત્મારૂપ આ અક્ષર તત્ત્વને ધીર પુરુષો પામે છે:—

## ૫

## ધીર પુરુષો તેને પામે છે

यः सर्वज्ञः सर्वविद् यस्यैष महिमा भुवि ।
दिव्ये ब्रह्मपुरे* ह्येष व्योम्न्यात्मा प्रतिष्ठितः ॥

---

* બ્રહ્મપુર શબ્દ આત્માના નિવાસસ્થાન હૃદયગુહા માટે બીજેય વપરાયેલો મળે છે:—

अस्मिन् ब्रह्मपुरे दहरं पुण्डरीकं वेश्म । छांदो० ८-१-१. ब्रह्मपुरे सर्वं समाहितम् । छांदो० ८-१-४. एतत् सत्यं ब्रह्मपुरं । छांदो० ८-१-५

मनोमयः प्राणशरीरनेता
प्रतिष्ठितोऽन्ने हृदयं सन्निधाय ।
तद् विज्ञानेन परिपश्यन्ति धीरा
आनदरूपममृतं यद् विभाति ॥ २-२-७ ॥

પદાર્થ

यः = જે सर्वज्ञ. = સર્વજ્ઞ (છે), सर्वविद् = બધું જાણનાર (છે), यस्य = જેનો एपः = આ બધો महिमा = મહિમા; મોટાઈ भुवि = ભૂતળમાં (વ્યાપેલો દેખાય છે), दिव्ये = દિવ્ય એવા ब्रह्मपुरे = બ્રહ્મપુરમાં (બ્રહ્મના ધામ – હૃદયમાં) हि = ખરેખર एप. = એ (આત્મા) व्योम्नि = આકાશમાં (હૃદયના પોલાણમાં) आत्मा = આત્મા प्रतिष्ठितः = પ્રતિષ્ઠા પામેલો – બિરાજેલો – રહેલો (છે).

मनोमय = મનોમય; મનરૂપી प्राणशरीरनेता = પ્રાણ તથા શરીરનો નેતા – નાથ प्रतिष्ठितः = બિરાજેલો – રહેલો છે અન્ને = અન્નમાં = અન્નમય કોશરૂપી દેહમાં हृदय = હૃદયને सनिधाय = ભલી પ્રકારે સ્થાપીને, સ્થાનક કે વાસ કરીને. तद् = તેને (અહીંથી હવે અક્ષર કે બ્રહ્મ કહી તેને નપુંસકલિંગી વિશેષણો લગાડે છે) विज्ञानेन = વિજ્ઞાન દ્વારા; સૂક્ષ્મમાં સૂક્ષ્મ બુદ્ધિ વડે परिपश्यन्ति = પરિપૂર્ણતાથી જુએ છે – પામે છે, સાક્ષાત્ કરે છે धीराः = ધીર પુરુષો; યોગીઓ आनंदरूपम् = આનંદરૂપ अमृतम् = અમૃત; અમર यद् = જે विभाति = પ્રકાશે છે, પ્રકાશમાન છે (તેને).

અન્વય

यः सर्वज्ञ. सर्वविद्, भुवि यस्य एपः महिमा, (स.) एपः आत्मा दिव्ये ब्रह्मपुरे व्योम्नि हि प्रतिष्ठित । (स एपः आत्मा) मनोमय', प्राणशरीरनेता हृदय सनिधाय अन्ने प्रतिष्ठितः । यद् आनदरूपम्, अमृत विभाति, तद् धीराः विज्ञानेन परिपश्यन्ति ॥

* સરખાવો કઠ૦ ૩-૯ :—

विज्ञानसारथिर्यस्तु . . . सोऽध्वन' पारमाप्नोति तद्विष्णोः परम पदम् ।

અર્થ

જે સર્વજ્ઞ * સર્વવિદ છે, ભૂતળમાં જેનો આ બધો મહિમા છે — (જેને લઈને આ ભૂતળમા જોઈએ છીએ તે નદી સાગર, સૂર્ય ચંદ્ર, ઇ૦ બધું છે,) એવો તે આ આત્મા દિવ્ય એવા બ્રહ્મપુર કહેવાતા હૃદયરૂપી આકાશમાં બિરાજેલો છે. તે મનોમય — મનથી થતા વિજ્ઞાનરૂપ છે, પ્રાણ તથા શરીરનો નાથ છે; હૃદયમાં વાસ કરીને રહેલો તે અન્નમાં (દેહમાં) બિરાજેલો છે. +એવું જે આનંદરૂપ, અમૃત અને સ્વયંપ્રકાશમાન તત્ત્વ છે, તેને ધીર પુરુષો પોતાની વિજ્ઞાનશક્તિ વડે પરિપૂર્ણતાએ જુએ છે — પામે છે, તેનો સાક્ષાત્કાર કરે છે. [૭]

[આત્મતત્ત્વ કે બ્રહ્મપદાર્થ સમજાવવાને માટે આ શ્લોકમા વળી નવી પરિભાષા વાપરી છે અન્ન શરીર પ્રાણ, મન, વિજ્ઞાન, આનંદ આ શબ્દો અનેક ઉપનિષદોમા આવે છે ક્યાક માત્ર ઉલ્લેખ કરે છે, તો ક્યાક એમની વ્યાખ્યા કરી સમજાવે છે અહીં ટૂંકમા તેમનો ઉલ્લેખ કર્યો છે તેમની વ્યાખ્યા ૧-૧-૮,૯ મા થોડીક કરી છે તે જુઓ ૧-૧-૯ તો આ મંત્રને જ મળતો શ્લોક છે અહીં પણ આ મંત્ર બીજા ખંડનો સમારોપ કરે છે

ધીરા — આ પદ ઉપનિષદનું ખાસ છે સામાન્ય ભાષામા આજે એનો અર્થ ઊતરી જઈને મર્યાદિત થઈ, માત્ર ધીરજવાળો એવો રહ્યો છે પરંતુ મૂળ તેનો અર્થ ગીતા જેને સ્થિતપ્રજ્ઞ, યુક્ત,

---

* જુઓ ઉપર મુંડક ૧-૧-૯ સરખાવો યોગસૂત્ર — તત્ર નિરતિશયં સર્વજ્ઞબીજમ્ ૧-૨૫।

+ કેટલાક તદ્વિજ્ઞાનેન પદને જુદું ગણી, તેનો અર્થ આમ પણ કરે છે — 'તેના જ્ઞાન વડે, ધીર પુરુષો તે આનંદરૂપ, અમૃત, અને સ્વયંપ્રકાશમાન એવા તેને પરિપૂર્ણતાએ જુએ છે'

યોગી, સ્થિતધીઃ કહે છે તે છે. આ સ્થિતિને પામવાને માટે અખૂટ ધીરજ જોઈએ. તેથી તેના સાધક 'ધીર' પણ છે. અને તે સમગ્ર અર્થ અહીં 'ધીર' પદનો સમજવાનો છે. (સર૦ મુડક૦ ૩-૨-૫ धीराः युक्तात्मान . . .)

તેના પુરુષો પોતાની સૂક્ષ્મ વિજ્ઞાન-શક્તિથી એ આનંદરૂપ અમર બ્રહ્મને સાક્ષાત્કરે છે.]

એવાના અનુભવની બલિહારી કેવી છે? એમનો અનુભવ કેવો હોય છે? લક્ષ્ય વેધનારા એવા ધીર પુરુષો પોતાના ધ્યાનયોગ વડે શું અનુભવે છે? — હવે ઋષિ એ કહે છે:

## ૬

## એ પ્રાપ્તિનું ફળ

હે શૌનક, એવાઓની શી સ્થિતિ થાય છે તે સાંભળ:

**भिद्यते हृदयग्रंथिश्छिद्यन्ते सर्वसंशयाः ।**
**क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥**

॥ ૨-૨-૮ ॥

### પદાર્થ

भिद्यते = ભેદાય છે, છૂટી જાય છે हृदयग्रंथिः = હૃદયની ગ્રંથિ; હૃદયમાં વળેલી કામવાસના કે અવિદ્યાની ગાંઠ, छिद्यन्ते = છેદાય છે; નિવારણ થાય છે, ટળે છે सर्वसंशयाः = બધા સંશયો – શંકાઓ કે પ્રશ્નો, સંશયમાત્ર, क्षीयन्ते च = અને ક્ષીણ થાય છે; ક્ષય પામે છે अस्य = એનાં, એ ધીર પુરુષનાં कर्माणि = કર્મો तस्मिन् = તે दृष्टे = જોયે; જોતાં; (તેનો) સાક્ષાત્કાર થતાં परावरे = પર અને અપર બેઉ-રૂપ એવું એ પરમ સત્ય જોયે. (જુઓ ૧-૧-૨).

### અન્વય

तस्मिन् परावरे दृष्टे, हृदयग्रंथिः भिद्यते, सर्वसंशयाः छिद्यन्ते, अस्य कर्माणि च क्षीयन्ते ।

### અર્થ

પર અને અવર — સ્થૂળ અને સૂક્ષ્મ — સર્વરૂપ એવા એ પરાવરનો સાક્ષાત્કાર થતાં, હૃદયમાં રહેલી વાસના કે અવિદ્યાની ગાંઠ* છૂટી જાય છે, બધા સંશયો ટળે છે, અને એ પુરુષનાં કર્મો ક્ષય પામે છે — તેના જન્મમરણનું દુઃખ જાય છે. [૮]

[સંશય, સદા અતૃપ્ત જિજ્ઞાસા, સુખની સદા પિપાસા — આ બધાનું મૂળ હૃદયગ્રંથિ છે. હૃદયગ્રંથિનો અર્થ બે ઉપનિષદોમાં એકસરખા શ્લોકથી સ્પષ્ટ કર્યો છે (કઠ૦ ૨-૩ ૧૪, બૃહદ૦ ૪ ૪-૭) — यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि श्रिताः (કામનાઓ કે જે મનુષ્યના હૃદયમાં બેઠેલી છે, તે બધી જ્યારે છૂટી જાય છે . . .) यदा सर्वे प्रभिद्यन्ते हृदयस्येह ग्रन्थयः (હૃદયની બધી ગ્રંથીઓ જ્યારે અહીંયાં ભેદાઈ જાય છે. . . )

એવી સતત અજંપાની હૃદય-ગાંઠ ટળે, તો પછી સંશય કે શંકા શી વાતની રહે?

અને કર્મોની જડ પણ વાસના છે તે દ્વારા જ કર્મ અને તેનાં સારાં માઠાં ફળનો ક્લેશ ચાલ્યા કરે છે તે પણ ક્ષીણ થઈ જાય.

પરમ સત્ય એવું એક બ્રહ્મ જ આ બધું પર-અવર છે અને બીજું કાંઈ નથી, એ પ્રકારનો નિશ્ચય થઈ જાય તો જ કામના રાખવાની વ્યર્થતા કે અસત્યતા અથવા નાદાનપણું આપોઆપ સમજાય. તેવાને દુનિયાના પદાર્થો તથા કાર્યો વિષે અનાસક્તિ સહજ થઈ જાય. તેવા માટે ગીતાકારેય કહ્યું — रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ (૨-૫૯) અને એ પરાવરદર્શનને ગીતાકારેય વર્ણવ્યું છે:

यदा भूतपृथग्भावम् एकस्थमनुपश्यति ।
तत एव च विस्तारम् ब्रह्म सपद्यते तदा ॥ १३-३० ।

---

* सर० अविद्याग्रंथिं विकिरतीह सोम्य । मुं० २-१-१० ।

જાતજાતના અનેક પદાર્થો અલગ અલગ દેખાય છે, પરંતુ તે બધા એક પરમ તત્ત્વમાં જ પર્યાયો રૂપે રહેલા છે, અને એ એકમાંથી જ એ બધાનો આ વિસ્તાર થયેલો છે આમ એ પર તથા વિસ્તારરૂપ આ અવરને જુએ તેને બ્રહ્મ સાંપડે છે સંશયનિવૃત્તિ, જિજ્ઞાસાની પરિતૃપ્તિ, હૃદયની શાંતિ, કર્મોનું નિવારણ સદા અનાસક્તિ — આ બધું તેનાં સહજ ફળ છે ખરો મહિમા તો પેલા પરાવર દર્શનનો છે એ દર્શન પામનારા આત્મવિદ છે એમને પરાવિદ્યા સધી છે ]

એ બ્રહ્મસાક્ષાત્કાર કેવો છે ? ઋષિ કહે છે, હે શૌનક, તે* સાંભળી તું ધન્ય થા.

## ૭

## બ્રહ્મસાક્ષાત્કાર

हिरण्मये परे कोशे विरजं ब्रह्म निष्कलम् ।
तच्छुभ्रं ज्योतिषां ज्योतिस्तद्यदात्मविदो विदु ॥ ॥ २-२ ९ ॥

### પદાર્થ

हिरण्मये = સોનેરી, સુવર્ણરૂપ परे = પરમ, શ્રેષ્ઠ कोशे = કોશમાં, શરીરના હૃદયભાગમાં विरज = નિર્મળ, નિષ્કલંક ब्रह्म = બ્રહ્મ निष्कलम् = નિષ્કલ, એક અખંડ અવિભાજ્ય (એવું) (વિરાજે છે, રહેલું છે) तद् = તે शुभ्र = શુભ્ર, શુદ્ધ ज्योतिषां ज्योति = જ્યોતિઓની જ્યોતિ, સૌથી શ્રેષ્ઠ પ્રકાશવાન પ્રકાશરૂપ (બ્રહ્મ) तद् = તે (એ છે) यद् = જેને आत्मविद = આત્મવેત્તાઓ, આત્મજ્ઞાનીઓ विदु = જાણે છે, જાણતા આવ્યા છે

### અન્વય

तत् शुभ्रं, ज्योतिषां ज्योति विरजं, निष्कलम् ब्रह्म हिरण्मये परे कोशे (प्रतिष्ठित) । तद् यद् आत्मविदो विदु ॥

* શ્રુતિની અમર વાણીના નવનીતરૂપ આ મંત્રો છે અગાઉ યજ્ઞના વર્ણનમાં જે કાવ્યકળા સ્ફુરી હતી (મું૦ ૧-૨-૭ ઇ૦) તેનેય ટપી જાય એવી વેધક સરળતાવાળા આ શ્લોકો ઉપનિષદના ઉત્તમ શ્લોકોમાં મુખ્ય છે

અર્થ

તે શુભ્ર, જ્યોતિઓની જ્યોતિરૂપ, નિર્મળ, નિષ્કલ એવું જે બ્રહ્મ, તે, શરીરનો સુવર્ણરૂપ[1] સર્વશ્રેષ્ઠ કોશ એવું જે હૃદય, તેમાં રહેલ છે. તે જ એ તત્ત્વ છે, જેને આત્મજ્ઞાનીઓ જાણતા આવ્યા છે. [૯]

न तत्र सूर्यो भाति न चंद्रतारकं
नेमा विद्युतो भान्ति कुतोऽयमग्नि. ।
तमेव भान्त अनुभाति सर्वं
तस्य भासा सर्वमिदं विभाति[2] ॥ २-२-१० ॥

પદાર્થ

न = નથી (भाति સાથે સબંધ છે) तत्र = ત્યાં, તે બ્રહ્મપુરમાં सूर्य = સૂર્ય भाति = પ્રકાશતો, न = નથી चद्रतारक = ચંદ્ર તથા તારાગણ (પ્રકાશતા), न = નથી (भान्ति સાથે સબંધ છે) इमा = આ विद्युत = વીજળીઓ भान्ति = ચમકતી, (તો પછી) कुत = ક્યાંથી? अयम् = આ अग्नि = અગ્નિ (પ્રકાશે?), तम् एव = તે જ भान्त = પ્રકાશતાને (પ્રકાશતા એવા તેની જ) अनुभाति = કેડે કેડે (તેના પ્રકાશથી) પ્રકાશે છે सर्वम् = (આ) બધુ, तस्य = તેના भासा = પ્રકાશથી सर्वम् = બધુ इदम् = આ विभाति = પ્રકાશે છે

અન્વય

तत्र सूर्य न भाति, चद्रतारक न (भाति), इमा विद्युत न भान्ति, (तर्हि) अयम् अग्नि कुत ? सर्वम् तम् एव भान्त अनुभाति । इद सर्वं तस्य भासा विभाति ॥

અર્થ

ત્યાં સૂર્ય નથી પ્રકાશતો, ચંદ્ર કે તારાગણ નથી પ્રકાશતા; અરે, આ વીજળીઓ ત્યાં નથી ચમકતી; તો

---

१ સર૦ हिरण्मयेन पात्रेण सत्यस्यापिहित मुखम् । ईशा० १५

२ આ જ મંત્ર કઠ૦ ૨-૫-૧૫ તથા શ્વેતા૦ ६-१४માં પણ છે

પછી આ અગ્નિ તો ત્યાં ક્યાંથી જ! (જેના વડે જગતમાં પ્રકાશ છે એવી જગતની આ બધી દિવ્ય વિભૂતિઓ ત્યાં આગળ હેઠી પડે છે. કેમ કે,) તે જ એક પ્રકાશે છે અને બધું તેના પ્રકાશે પ્રકાશમાન છે. આ બધું વિશ્વ તેના પ્રકાશથી પ્રકાશે છે—વિશ્વનો મૂળ કે આદિ પ્રકાશ તે છે [૧૦]

ब्रह्मैवेदममृतं पुरस्ताद्
ब्रह्म पश्चाद् ब्रह्म दक्षिणतश्चोत्तरेण । *
अधश्चोर्ध्वं च प्रसृतं
ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् ॥ २ १-११ ॥

पदार्थ

ब्रह्म = બ્રહ્મ एव = જ इदम् = આ अमृत = અમૃત, અમર (અમૃત એવું આ બ્રહ્મ જ—એવો અન્વય છે) पुरस्ताद् = પૂર્વમા કે સામે, આગળ (प्रसृत – પ્રસરેલું પથરાયેલું છે), ब्रह्म = બ્રહ્મ (જ) पश्चाद् = પશ્ચિમમાં કે પાછળ (પ્રસરેલું છે), ब्रह्म = બ્રહ્મ (જ) दक्षिणत = દક્ષિણ તરફ, દક્ષિણે च = અને उत्तरेण = ઉત્તર તરફ, ઉત્તરે अध च = તથા નીચે ऊर्ध्वं च = અને ઉપર (પણ) प्रसृत = પ્રસરેલું, પથરાયેલું, વિસ્તરેલું (છે), ब्रह्म एव = બ્રહ્મ જ इदम् = આ विश्वम् = વિશ્વ, વિસ્તાર પામેલું બધું દૃશ્ય (છે) [તે વિશ્વ કેવું?] इद = આ वरिष्ठम् = સર્વશ્રેષ્ઠ, સર્વોત્તમ (એવું વિશ્વ!)

અન્વય

इदम् अमृत ब्रह्म एव पुरस्तात् । ब्रह्म (एव) पश्चात् । ब्रह्म (एव) दक्षिणत उत्तरेण च, अध च ऊर्ध्वं च प्रसृतम् । ब्रह्म एव इदम् विश्वम् इदम् वरिष्ठम् ।

---

* સરખાવો છાંદો० ૭-૨૫ ૧
स एवाधस्तात् स उपरिष्टात् स पश्चात् स पुरस्तात् ।
स दक्षिणत स उत्तरतः स एवेदं सर्वम् ॥

અર્થ

આ અમૃત બ્રહ્મ જ પૂર્વમાં, પશ્ચિમમાં, ઉત્તરમાં અને દક્ષિણમાં, ઉપર અને નીચે — * બધી દિશામાં સર્વત્ર ફેલાયેલું છે. બ્રહ્મ જ આ વિશ્વ — આ સર્વશ્રેષ્ઠ વિશ્વ છે! [૧૧]

[ઋષિ શૌનકને કહે છે — પરા વિદ્યા જે છે તે વિશ્વનો આમ બ્રહ્મરૂપે સાક્ષાત્કાર છે. એને તું પામે તો તારા પ્રશ્નનો ઉત્તર તને આપોઆપ મળી જાય. તું તેમાં મન પરોવ.

આમ, પહેલા મુંડકમાં અપરા વિદ્યાઓનો વિસ્તાર તથા મર્યાદા અને એમની તાકાત તથા કમતાકાત વર્ણવીને, આ બીજા મુંડકમાં પરાવિદ્યાનું જે નિરૂપણ કરવાનું હતું તે, વેદોના પરમજ્ઞાન — ब्रह्मैवेदं विश्वमिदं वरिष्ठम् — એવા મહાવાક્યથી પૂરું કર્યું. અને એ રીતે ગુરુશિષ્યની એક બીજી બેઠકની વાતનો સાર પૂરો થયો.

ફરી પાછી નવી બેઠકમાં, એ ને એ જ પ્રકરણ, વળી નવી પરિભાષામાં અને નવાં રૂપકો દ્વારા, શરૂ થાય છે. એ છે ત્રીજું મુંડક. તેમાં પણ સવાલ તો એ ને એ જ છે:— ચોખ્ખી બે વસ્તુઓ તો દેખાય જ છે, તે છતાં તમે એક જ માત્ર બ્રહ્મ છે એમ કેમ કહો છો? સવાલ કરનાર હું તો છું જ; મને સવાલ ઊઠે જ છે; ને હૃદયમાં હમેશ સંતાપ રહે જ છે, તેથી સંશય ને પ્રશ્નો ઊઠયા જ કરે છે. પરિવર્તી એવું આ સ્થૂલ બધું મૂળે એક માટી હોય એમ તો વિજ્ઞાન પણ કહે છે. પરંતુ ચેતન એવું જીવતત્ત્વ જે હું, તે તો કાંઈ માટી નથી જ. એમ આ બે તો છે જ.

તમે કહો છો કે, પરમ ચેતન તો બ્રહ્મ છે. વાદને સારુ માનું કે, આ સમગ્ર સચરાચરને પોતાનું શરીર બનાવીને રહેલું કોઈ મહાચેતન — મહા-જીવ હશે. અને તેના જડ શરીરને હિસાબે એ મહા-

---

* ઉપનિષદ ચાર મુખ્ય દિશાઓ અને ઉપર નીચે એમ છ જ કહે છે ચાર ખૂણાઓનું ભૂગોળ વિજ્ઞાન એમાં નથી. અગાઉ જોયું તેમ શરીરવિજ્ઞાન પેઠે કદાચ આ વિજ્ઞાનની પ્રગતિ તે કાળે આટલે સુધી આવી હોય.

શરીરી જ સાચો પણ માનવો જોઈએ. એમ માનું તોય તે મહાશરીરી બ્રહ્મ હું નથી; હું તો એનાથી નાનો લાગું છું; કેમ કે આ સચરાચર બધામાં મારું કાંઈ ચલણ નથી; હું જ એના અંગ જેવો પામર છું. અરે, મારા નાનકડા શરીરનો સ્વામી હોવા છતાં તે મારી પૂરી સત્તામાં નથી! એટલે, આમ વિચારું છું તોપણ, એક હું નાનું ચેતન અને બીજું તે પરમ બ્રહ્મચેતન, એવાં બે ચોખ્ખાં દેખાય છે. રોજનો શું, ક્ષણ ક્ષણનો અનુભવ આમ જ બતાવે છે. તેને કેમ વીસરી પણ શકાય? તેની સામે કશું માની પણ કેમ શકાય? માનવું પણ શું કામ?

અને એમ જે અનુભવ છે તેને અંતિમ સત્ય માનીએ તોપણ પીડા છે: તો દુઃખ, અતૃપ્તિ, સંશય, મરણ ઇત્યાદિ સતાવ્યા જ કરે છે. આમ જો ન થાત, તો તો તકલીફ જ શી હતી? તો પછી અમે કશાની શોધ જ શું કામ કરત?

એમ પણ નથી માનીને ચાલી શકાતું કે, આ વિશ્વનું અને આપણું ઘડતર જ એવું છે કે સંતાપ સતત થવો એ જ સત્ય છે. કારણ કે, પૂર્વના પુરાવા પડેલા છે કે, સંતાપથી પર થઈ પરમ-સુખશાંતિને પામી શકાય છે. જુઓ જનક આદિ પુરુષો. અરે, એ પુરાવાની પણ પરવા શું કામ કરીએ? આપણા જ અંતરના ઊંડાણમાંથી સ્વયંસાક્ષી સ્ફુરે છે કે, પરમ શાંતિ, શાશ્વત સુખ છે જ. આ સવાલ, આ શંકાઓ અને સંતાપ જે થયા જ કરે છે, તે એની હયાતી હોવાથી જ: એ પરમ અધિષ્ઠાનની ભૂમિ પર જ બધી લહરીઓ છે.

આમ, અંતરમાં જોઈએ તો આવો સદા સંતાપ અને સતત-પ્રશ્નદશા કે સંશય જોવા મળે છે. બહાર દશ્ય જગત તરફ બહિર્મુખ થઈને વર્તીએ તોપણ છુટકારો નથી દેખાતો. બહારના પદાર્થોમાં કેટલાકથી સુખ અને કેટલાકથી દુઃખ લાગે છે; કેટલાક ગમે છે ને કેટલાક નથી ગમતા; કેટલાક સારા ને કેટલાક નઠારા લાગે છે. જે સારા લાગે છે તેમને મેળવવા, સંઘરવા મન થાય છે; અને નઠારા માટે ઊલટું મન થાય છે. એટલે સારાનો સંગ્રહ અને નઠારા જોડે વિગ્રહ—

એમ આયુષનું કામ બને છે. એમાં જો સફળતા જ મળે, તો તો પ્રશ્ન જ શો હોત ? પણ, એ જ મૂળપીડા આ બહિર્મુખ ગતિમાં પણ સામે આવે છે કે, અફળતા પણ આવ્યા કરે છે. આમ, સરવાળે પાછી અતૃપ્તિ અને ક્લેશ, વિષાદ ઇ૦ની પંચાત જ સામે આવે છે.

મહા બળવાન — સામર્થ્યવાન બની સામે થતાને હણતા જ જઈએ; અને એમ સફળતા જ સફળતા મળે એવું અનુષ્ઠાન કરી કરીને સિદ્ધિ સાધીએ તોપણ શું ? એવી રાક્ષસી સાધના કરી કરીને છેવટે આખું વિશ્વ તો નથી જ ગાંઠતુ. અરે, જેમ જેમ એ વિશ્વને મહાબળવાન બનીને વશ કરીએ છીએ, તેમ તેમ તે આપોઆપ — આપણી વિજય પ્રક્રિયાના જ પ્રત્યાઘાતરૂપે — આપણને છેવટે માત કરવા સજ્જ સંગઠિત થઈ જાય છે. તેથી જ અતુલબળિયા એવા રાવણ આદિ મહા પરાક્રમી પુરુષો પણ હારે છે. સફળતાની એ પ્રકારની સાધના પણ અંતે મહાપરાજય પામી વિફળ બને છે. જો વિચારીએ કે, એ સાધના એટલે શું ? તો એમ લાગે છે કે, આપણા નાના હૃદયને આખા વિશ્વના ઈશ્વર જેવડું કરી મૂકવુ એટલે કે, નાના શરીરનું હૃત્તત્ત્વ આ વિશ્વશરીરના મહાચેતન બરોબર કરી દેવું : પોતે જાતે આ જગતના ઈશ્વર બનવું.* અને એમ જો બની શકાય તો હૃદયમાં ગ્રંથી રૂપે રહેલો જે મૂળરોગ છે તે મટી જઈ શકે.

આ પણ એક પ્રકારનું જીવનદર્શન જ કહેવાય. હિંદુ ઇતિહાસ પુરાણ તથા ધર્મશાસ્ત્રોમાં એની પણ ચર્ચા સારી પેઠે પડેલી છે. એનો પાયો છે — જેમ જેમ ઇચ્છા થાય તેમ તેમ તેની પૂર્તિને માટે દશ્ય પદાર્થને મેળવવા દ્વારા પરમ શાંતિ થશે, એવી શ્રદ્ધા ઉપનિષત્કારે એનું ખંડન અગાઉથી જ કરી દીધુ છે. આ શ્રદ્ધા એટલે યજ્ઞકર્મો દ્વારા સંસાર તરી જવો, અને તરી જઈ શકાય છે તે આ વિષે ઉપનિષદ સ્પષ્ટ કહે છે કે, એ દર્શન ખોટુ છે, કેમ કે યજ્ઞો એ તો અદૃઢાઃ

* અહીં સર૦ ગીતા અ૦ ૧૬-૬ થી આગળ આ જાતની જીવનદૃષ્ટિવાળાઓની સ્થિતિ વર્ણવી છે તે

પ્લવા: છે; થોડુંક કામ દઈને ડૂબી જ જાય એવાં ભાંગેલાં નાવડાં છે. (જુઓ મુ૦ ૧–૨)

આ પ્રકારે, અસમાધાન અને ગૂંચ આવ્યા જ કરે છે. અને જેમ એકતાનું બ્રહ્મવાક્ય સાંભળીએ છીએ તેમ, એ ગૂંચ ઊલટી ઊંડી થતી જાય છે. જ્યાં સુખદુઃખ ભોગવતો હું અને આ વિશ્વની અંદર રહેલું જે કાંઈ સત્ય હોય તે બે ચોખ્ખાં જુદાં દેખાય છે, ત્યાં બધું એક જ છે ને બીજું કાંઈ નથી, એ સાંભળી મનનો ઉકળાટ વળી વધે છે. વળી પ્રશ્ન-પરિપ્રશ્ન ઊઠે છે. એવી સ્થિતિમાં પાછો ગુરુશિષ્ય સંવાદનો પ્રસંગ થાય જ. એવા એક પ્રસંગનો ત્રીજો અધ્યાય હવે શરૂ થાય છે. તેમાં ભોગી એવો હું અને વિશ્વમાં નિરાંત કરીને અડગ બેઠેલું એવું કાંઈક પરમ — એ દ્વૈતનો પ્રશ્ન ચર્ચવામાં આવે છે. એમ છતાં, પ્રકરણ તો એ જ એક છે, કે જે વિષે શૌનકે શરૂમાં પ્રશ્ન કર્યો છે — શું જાણું કે જેથી જાણવાની આ સદા વળગેલી લાગતી બિમારી ટળે ?

પ્રકરણ આગળ ચાલે છે તેમ તેમ તેનો જ ઉત્તર વધારે ને વધારે વિશદ કરાતો જાય છે. બીજા મુંડકમાં કહ્યુ કે, તે પરાવિદ્યા કેવી છે. તેનું વર્ણન, ત્યાં આગળ આ વિશ્વની સાથે સરખામણી કરીને કહ્યું. આ નવા પ્રકરણમાં તે જ વસ્તુ જીવાત્માની સાથેની સરખામણીમાં કહે છે. જીવાત્મા એટલે ટૂંકમાં ને ખરું જોતાં વિશ્વનું આંતર સૂક્ષ્મ રૂપ જ નથી ? વિશ્વની પ્રતીતિ જેને થાય છે તે તત્ત્વ જીવાત્મા છે. એ પ્રતીતિમાંથી જે લહરીઓ ઊઠે છે તેનું જ કારણ "હૃદયગ્રંથી" વાચકથી બતાવ્યું છે. અને એ જ હૃદય બ્રહ્મપુર કે બ્રહ્મની પ્રતીતિનુંય ધામ છે. આ ગ્રંથીને ભેદવી એ જ એ ધામમાં બિરાજનાર આત્માને જોવો એ છે. એ હિરણ્મય પાત્રનું ઢાંકણ છે. તેને કેમ કરીને હઠાવવું ? આ વાત હવે પછીના અધ્યાયમાં એક મજેદાર રૂપક દ્વારા કહેવાની શરૂઆત થાય છે. એમ આ ત્રીજા મુંડકમાં આત્મપ્રાપ્તિનાં સાધનની ચર્ચા મુખ્ય કરવામાં આવી છે. અને એ રીતે ત્રણ મુંડકમાં પરા-અપરા વિદ્યાનું સમગ્ર નિરૂપણ પૂરું થાય છે, જે જાણવાથી વધુ જાણવાનું રહેતું નથી — મનુષ્યને શાંતિ થાય છે ]

## ત્રીજું મુંડક, ખંડ ૧

છેવટે જઈને જોતાં, જીવાત્માએ અથવા મનુષ્યે, પોતે કોણ છે, એ આત્મજ્ઞાન જ મેળવવાનું છે; તેમાંથી જીવનનો આખો ઉકેલ મળી શકે છે. અપરા વિદ્યાઓ દ્વારા વિશ્વનો સાર જોઈ કાઢો, તો તેની બે દિશાઓ છે: ૧. બાહ્ય પદાર્થોનો મર્મ; ૨. આંતર ભાવોનો મર્મ. પહેલું કામ ભૌતિક વિજ્ઞાનથી અને બીજું મનોવિજ્ઞાનથી કરી શકાય. બાહ્ય પદાર્થોનો સાર અર્વાચીન ભૌતિક વિજ્ઞાન આજે એટલો બતાવે છે કે, તે કોઈ ને કોઈ શક્તિનો આવિર્ભાવ છે; પદાર્થનાં અનેક મૂળતત્ત્વો પણ છેવટે પરિવર્તી છે; અને તેમનું કેન્દ્ર અમુક શક્તિ છે, જેમાંથી તેમનો આવિર્ભાવ થતો હોય, એમ કેટલાક વિજ્ઞાનીઓ કલ્પે છે. આ શક્તિ શું છે? એ સવાલ વિજ્ઞાનનો નથી; સાં આગળ તે અટકે છે અને પરાવિદ્યાને નમે છે.

૨. આંતર ભાવોનો મર્મ, અર્વાચીન માનસ-શાસ્ત્રથી જોતાં, એટલે તો આવેલો બતાવાય છે કે, તે એક કામગ્રંથી છે. (જુઓ ફ્રોઇડ ઇ૦નાં સંશોધનો). તેથી પર એ જોઈ શકયાં નથી. ઉપનિષદનું માનસશાસ્ત્ર હૃદયગ્રંથી કે અવિદ્યાગ્રંથી જેને કહે છે, તેમાં અર્વાચીન માનસશાસ્ત્રની કામ-ગ્રંથી (libido) આવી જાય છે.

આમ, બે ગ્રંથી થઈ— ૧. જગતની સ્થૂલ પદાર્થ-ગ્રંથી; ૨. ચિત્તની કામનાઓની સૂક્ષ્મ-ભાવ-ગ્રંથી. અને આ બંને ગ્રંથીના ભાવો કે પદાર્થો વિષે શબ્દો દ્વારા માણસ કામ પાડે છે; તેથી પરિભાષાની ગ્રંથી જે ઊભી થાય છે તેને વિકલ્પ વૃત્તિ જગવતી શબ્દ-ગ્રંથી કે નામ-ગ્રંથી કહી શકાય.

આ બેઉનો અનુભવ મનુષ્ય કે તેનો ચેતન-ભાગ અથવા જીવ કરે છે. એ અનુભવની સમજ કે તે વિષેનો વિવેક એને હોય છે. એ સમજમાં કે તેના વિવેકમાં મનુષ્યના જીવનનો કૂટ પ્રશ્ન સંતાયેલો છે;

તેથી જ કહેવાયું છે કે, કર્મમાત્રનું છેવટ તેનો ઉપભોગ નથી, (ગીતા-૪ ૩૩) પણ તેમાંથી જેવો જ્ઞાનસંસ્કાર કે સમજ આપણા મનમાં નાખીએ છીએ, તે છે ઉપભોગ તો રોજિંદા જીવનને ટકાવી રાખે છે, જેમ ખોરાક શરીરને પરંતુ તેનું ખરું મહત્ત્વ તો, આપણી અંદર અનંત જીવનનો જે અમર પ્રવાહ રહેલો છે તેમાં કર્મ જે ઉમેરો કરે છે એ છે કર્મનો આવો ભાગ જ્ઞાનરૂપ છે, તે જીવાત્મા જોડે જડાય છે અને તેની પેઠે અમર (શરીર ગયા છતાં) રહે છે

એટલે, આ અનુભવ અને તેને લેનાર જીવાત્મા શું છે તે સમજવું જોઈએ પરાવિદ્યાનો પ્રારંભ અહીં છે ઋષિ, છેવટે હવે, શૌનકને એ કહે છે

## ૧
## સંસાર-વૃક્ષના બે પક્ષી-મિત્રો

ઋષિ કહે છે – હે શૌનક, હું હવે જુદી રીતે અને વધારે સ્પષ્ટતાથી આ પરમ વિદ્યા કહું છું

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयोरन्यः पिप्पलं स्वाद्वत्त्यनश्नन्नन्यो अभिचाकशीति ॥ ॥ ३ १-१ ॥

### પદાર્થ

द्वा* = બે सुपर्णा* = સુંદર પાંખોવાળાં, સુંદર બે પક્ષીઓ सयुजा* = બરોબર સાથે જોડાયેલાં જોડકાં सखाया* = બે મિત્રો समानं = એકસમાન એકસરખું એક જ वृक्षं = વૃક્ષને परिषस्वजाते = વળગે છે, આશ્રય કરીને રહે છે, આશરે રહે છે, માળો કરે છે, तयो = તે બેમાંનું अन्य = એક (પક્ષી) पिप्पलं = ફળ (અશ્વત્થવૃક્ષનો ટેટો) स्वादु = સ્વાદિષ્ટ મીઠું, अत्ति = ખાય છે, अनश्नन् = ન ખાતું (એવું) अन्य = બીજું (પક્ષી) अभिचाकशीति = ચોમેર જોયા કરે છે

---

* આ ચારે રૂપો આર્ષ જાણવાં જોઈએ સામાન્ય રીતે તે અનુક્રમે આમ હોય – द्वौ, सुपर्णौ सयुजौ, सखायौ

अन्वय

सयुजा सखाया द्वा सुपर्णा समान वृक्ष परिषस्वजाते । तयोः अन्यः स्वादु पिप्पलम् अत्ति । अन्यः अनश्नन् अभिचाकशीति ।

અર્થ

**મિત્રભાવથી બરાબર જોડાયેલાં બે સુંદર પક્ષીઓ એક જ વૃક્ષ પર માળો કરીને રહે છે. તેમાંનું એક (તે વૃક્ષનું) સ્વાદિષ્ટ લાગતું ફળ* ખાય છે; (પરંતુ) બીજું છે તે ખાતું નથી અને બધું ચોમેર જોયા કરે છે. [૧]**

[આ ને પછીનો એમ બેઉ શ્લોક શ્વેત૦ ૪-૬,૭માં પણ છે. રૂપક આમ છે:— એક જ વૃક્ષ તે આ સંસાર છે. સંસારને ઝાડની ઉપમા બહુ જૂના કાળથી અપાય છે. (જેમ કે, જુઓ કઠ૦ ૨-૩-૧ અથવા ગીતા અ૦ ૧૫-૧થી આગળ અશ્વત્થની ઉપમા આપે છે.)

જેમ ઝાડ વિના પક્ષી ન સંભવે, તેમ જ સંસાર-વૃક્ષ સાથે જ આ બે પક્ષી સંભવે છે. સંસારવૃક્ષ કપાય તો આ બે પક્ષી પણ જાય.

આ બે પક્ષી તે જીવ અને શિવ છે; જીવાત્મા અને પરમાત્મા છે; અજ્ઞાની અને જ્ઞાની છે. જીવ સંસારનાં કર્મો કરવાથી જે ફળ મળે છે તેનો સ્વાદ માણવા ચાહે છે. એ ફળ મીઠાં છે એમ તેને લાગે છે; તેથી તે ફળ ખાયા કરે છે — જગતમાં રાગથી અને આસક્તિથી વર્તે છે.

બીજું પક્ષી છે તો જીવની જોડે બરોબર લાગેલું. બેઉ મિત્ર છે; એક વગર બીજું હોઈ નથી શકતું, એવો અવિનાભાવ એ બે વચ્ચે છે. તો ભેદ શાથી? કારણ કે, શિવ-પક્ષી ફળના સ્વાદમાં મરેલું નથી. તે તો પોતાના માળારૂપી વૃક્ષને બધેથી જોયા કરે છે — એમાં

* અહીંયા, જ્ઞાનવૃક્ષનું ફળ આદમ ખાય છે ને દુઃખલોકમાં પડે છે, એ બાઈબલમા આવતી રૂપકકથા યાદ કરવા જેવી છે

જ એને તૃપ્તિ છે, એ જ એનું જીવન છે. આવી અનાસક્તિથી તે સંસારમાં રહે છે.

બે સદાના મિત્રો વચ્ચે જો જુદાઈ હોય તો એટલી જ છે — એક સ્પૃહાથી ફળ ભોગવે છે, બીજું તેને ત્યાગીને ભોગવે છે ને એમ મસ્ત રહે છે * ]

## ૨
## પુરુષ અને ઈશ

આ પ્રમાણે બે પક્ષીનું જીવન વર્ણવીને, તેમના રૂપકને કાંઈક આગળ ચલાવે છે, અને તેના અર્થને પણ સાથોસાથ સૂચવે છે :—

समाने वृक्षे पुरुषो निमग्नो-
ऽनीशया शोचति मुह्यमानः ।
जुष्टं यदा पश्यत्यन्यमीश-
मस्य महिमानमिति वीतशोकः ॥ ३-१-२ ॥

**પદાર્થ**

समाने = એકસરખા; એક જ वृक्षे = વૃક્ષમાં पुरुषः = પુરુષ; જીવાત્મા निमग्नः = નિમગ્ન થયેલો; ગરક બનેલો अनीशया = અવશતાને લઈને; પૂરતી સત્તા કે ચલણના અભાવે शोचति = શોક કરે છે; દુઃખી થાય છે; ચિંતામાં પડે છે मुह्यमानः = મોહ પામતો; મોહમાં પડતો; (પરંતુ) जुष्टम् = સેવાપૂજા પામેલાને; આરાધ્ય; પરમપૂજ્યને (अन्यम् સાથે જાય છે) यदा = જ્યારે पश्यति = જુએ છે; સમજે છે अन्यम् = બીજા (પક્ષી)ને ईशम् = ઈશ્વરભાવવાળાને સર્વસત્તાધીશને (તથા) अस्य = એના महिमानम् = મહિમાને (જુએ છે) इति = એટલે એ કારણે वीतशोकः = શોકરહિત; દુઃખ અને ચિંતા ઇ૦થી પર (થઈ જાય છે.)

* સરખાવો ઈશ૦ :— तेन त्यक्तेन भुञ्जीथाः।

અન્વય

समाने वृक्षे निमग्नः पुरुषः मुह्यमानः अनीशया शोचति । यदा अन्यम् जुष्टम् ईशम् अस्य महिमानम् पश्यति इति वीतशोकः (भवति) ।

અર્થ

(બેઉ પક્ષીનો નિવાસરૂપ એ) એકસરખા વૃક્ષમાં — તેના ફળના સ્વાદમાં — ગરક થઈને પુરુષ (તે રૂપી એક પક્ષી, તેના સ્વાદના) મોહમાં પડે છે; અને પોતાની અવશતાને લઈને — ધાર્યું મેળવવાની શક્તિ પોતામાં ન હોવાથી દુઃખી થાય છે, શોકચિંતામાં પડે છે. જ્યારે તે બીજા (પક્ષી)ને સર્વનું પ્રેમપાત્ર કે પૂજ્ય બનેલુ, સર્વશક્તિવાળું, અને આ બધા એના મહિમાવાળું જુએ છે, ત્યારે તેનો શોક ટળે છે — તે શોકરહિત મોહરહિત સદા-સુખી બને છે. [૨]

[ ઉપનિષત્કાર ભોગી પક્ષીનું સદાનું નમીબ મોહ અને શોક છે, એમ સ્પષ્ટ કહે છે. કામગ્રંથી એટલે જ દુઃખ અને શોક. તેનુ મૂળ મોહ છે. તે પક્ષી એમ મોહાય છે કે, આવા રૂડા રૂપાળા ફળ! અને કેટલાં બધાં! વડના ટેટા જ જાણો! તે કેટલાં ચોખ્ખાં મજેદાર દેખાય છે! એમ જે સ્પષ્ટ દેખાતુ જ્ઞાન છે, એને છેડીને મૂર્ખ જ વર્તે. પણ એમાં એ ખોટું પડે છે; તેનો એ ખ્યાલ મોહ નીવડે છે. તેથી તો એને શોક જ શોક આવ્યા કરે છે. કારણ? તે પક્ષી અનીશ છે; તેથી એ રીતે વર્તવા જાય તો તેનું ચાલતુ નથી: ધાર્યાં ફળ ખાવામાં તેને અવશતા — પામરતા કે પરતંત્રતા પ્રતીત થાય છે. તેથી તે વધારે ને વધારે ઐશ્વર્ય મેળવવા મથે છે. છતાં તેની સ્પૃહાના પ્રમાણમાં તો એ મર્યાદિત જ હોય છે: ભોગેચ્છા વધ્યે જ જાય છે, પણ તેની સાથે ઐશ્વર્યની માત્રા પણ વધવી જોઈએ તે નથી વધતી. ઉપનિષત્કાર આ બધાને ટૂંકમાં કહી દે છે કે, વૃક્ષફળના સ્વાદમાં નિમગ્ન થના પક્ષીનું

એક જ નસીમ છે, અને તે અનીશતાનો સતત ડખતો અનુભવ જેને પરિણામે ચિંતા અને શોક તથા દુખ રહ્યા કરે છે

એમાથી ઉગારો[૧] ઉપનિષત્કાર પોતાના રૂપક દ્વારા બતાવે છે કે, તે ઝાડ ઉપર જ અને પોતાની જોડાજોડ જડાયેલ, સતત સાક્ષાત્ એવુ બીજુ પક્ષી સદાકાળ સામે બેઠેલુ જ છે એ પક્ષી ઈશ છે — ઈશતા મૂર્તિમત છે ભોગી પક્ષી પોતે મૂર્તિમત અનીશતા છે એમ જાણે છે, તેની જ સાથેસાથ અને એટલી જ સાક્ષાત્ ઈશતા પણ એને સામેના પક્ષીને જોતા શરૂ લાગે છે

એટલે કે, મનુષ્યને માટે ઈશ્વર એ કોઈ બાહ્ય કે પરાયો અનુભવ નથી એ એના જ સત્ત્વમા રહેલો છે[૧] એક જ વૃક્ષ પર રહેતા બે પક્ષીમિત્રોનુ સનાતન જોડકુ જ જોઈ લો! બેમાં જો જુદાઈ દેખાય છે તો એટલાથી જ કે એક પક્ષી ફળનો સ્વાદ માણવામાં પડે છે, બીજુ કૂટસ્થ સ્થિર રહ્યુ રહ્યુ જોયા કરે છે

અને એથી બીજો ફરક પડે છે તે એ કે, પહેલુ પુરુષ પક્ષી શોકમગ્ન રહે છે ત્યારે બીજુ ઈશ પક્ષી સૌને પૂજ્ય છે, તે ઈશ્વર છે, તેને કશાની ઊણપ નથી શોક નથી, મોહ નથી

આમ, મનુષ્યને શોકાતીત અને સર્વેશ્વરપણાની દશા ખરા જીગરથી પ્રિય છે અને તેનો નમૂનો તેને અતરમાં સદા પ્રતીત[૨] છે આ પ્રતીતિ જ શોકસાગરમાથી નીકળવાને માટે તેને પરમ ગુરુ સમાન બને છે[૩] તે આ આદર્શ ધ્યાનમા રાખીને વર્તવા લાગે છે

---

૧ સરખાવો આગળ આવતો મત્ર અત શરીરે જ્યોતિર્મયો હિ શુભ્રો य पश्यन्ति मु० ૩-૧-૫

૨ સરખાવો મુ૦ક૦ ૩-૧-૩ અથવા યોગસૂત્ર ૧ ૨૪,૨૫ એથી જ એને ગુહામા સતાઈને રહેલુ પણ કહે છે શલ્યની પેઠે તે સાલે છે એની સાલવણી એ આ શોક કે દુખ ઇ૦ છે

૩ જુઓ યોગસૂત્ર ૧ ૨૬ ઈશ્વરને गुरु पूर्वेषाम् अपि કહે છે તે આથી જ — कालेन अनवच्छेदात् – ત્યા કોઈ સમયની અવધિ નથી

તેમાંથી એ જુએ છે કે, ખરું મેળવવાનું કે ચાખવાનું એ તો આ વૃક્ષનાં ફળ નથી; એ બધું તો અનીશતા છે; એ તો આ નહિ-ચાખતા એવા ઈશનો મહિમા છે; આપણે તો એ મિત્ર પેઠે, ચાખ્યા વગર — તેના ત્યાગ દ્વારા ભોગવીને મસ્ત થવાનું શીખવું જોઈએ. એ શીખવાને માટે સદાકાળ તેની સામે ધ્રુવરૂપ ઈશ બેઠો જ છે. એના ધ્યાન વડે એ શીખાય એટલે ભોગી પુરુષ-પક્ષીને સદાનો લાગેલ શોક-રાગ નિર્મૂળ થઈ જાય છે. પછી તેને ફળ ચાખવાનો મોહ થતો નથી. સંસાર-વૃક્ષનું રહસ્ય તે સમજી ગયો, પછી એમાં શાનો ફસાય! એમ થવાની સાથે, એ બે પક્ષીમાં પછી જુદાઈ ક્યાં રહી? બેઉ એક-સમાનતાને પામે છે. હવેના મંત્રમાં ઋષિ એ જ કહે છે:—]

## ૩

## પુરુષ અને ઈશનું સામ્ય

यदा पश्यः[1] पश्यते रुक्मवर्णं
कर्तारमीशं पुरुषं ब्रह्मयोनिम्[2] ।
तदा विद्वान् पुण्यपापे विधूय
निरंजनः परमं साम्यमुपैति ॥ ॥ ३-१-३ ॥

પદાર્થ

પુરુષને, પેલા બીજા પક્ષીને, સાથેના પક્ષીમિત્રને ( કે જે, ) ब्रह्मयोनिम्= બ્રહ્મ, તેમ જ આ બધાયની યોનિ – જન્મ કે પ્રભવનું સ્થાન – પણ છે તેને ( ૨ ) અથવા આ વિશાળ ( કાર્ય ) બ્રહ્મ જે દેખાય છે તેનું જન્મસ્થાન છે તેને[1], तदा = ત્યારે (તે) विद्वान् = વિદ્વાન, જ્ઞાનવાન पुण्यपापे = પાપ અને પુણ્યને, બધાં કર્મોને विधूय = ધોઈ કાઢીને निरञ्जनः = નિરંજન; નિર્લેપ ( થઈને ) परम = પરમ साम्यम् = સમતા, એકતા (પેલા બીજા પક્ષીમિત્ર સાથે ) उपैति = પામે છે

## અન્વય

यदा पश्य पुरुषम् रुक्मवर्णम् कर्तारम् ईश ब्रह्मयोनिम् पश्यते, तदा ( स ) विद्वान् पुण्यपापे विधूय निरञ्जन. ( च भूत. ) परम साम्यम् उपैति ॥

## અર્થ

જ્યારે ( ઉપરના મંત્રમાં કહ્યુ તેમ, બીજા ઈશ-પક્ષીને ) જોનારો એમ જુએ છે કે, ( સામેનો પક્ષીમિત્ર ) પુરુષ સુવર્ણ પેઠે સ્વયપ્રકાશ, ( સંસાર વૃક્ષનો ) કર્તા તથા સ્વામી, અને આ બધાના પ્રભવસ્થાનં બ્રહ્મરૂપ છે, ત્યારે એ દર્શનથી વિદ્વાન બનેલો અને પાપપુણ્ય — એટલે કે કર્મમાત્રને ધોઈ કાઢીને[2] નિરંજન નિર્લેપ થયેલો એ ( સાધક મનુષ્ય પેલા જુદા લાગતા પક્ષીમિત્ર સાથે ) પરમ સમતા કે

૧ ત્રીજો એક અર્થ બ્રહ્માની યોનિ પ્રભવસ્થાન એવો પણ કરાય છે બ્રહ્મા=સૃષ્ટિનો કર્તા તેનોય કર્તા એ છે એમ કહી શકાય પરંતુ ઉપર कर्तारम् અનંગ કહ્યા પછી, બ્રહ્મભાવ અંગે કાંઈક કથન વધારે યોગ્ય મનાય. તેથી આ ત્રીજો અર્થ લેવા જરૂર નથી

૨. સરખાવો ज्ञानाग्नि सर्वकर्माणि भस्मसात् कुरुते । (ગીતા ૪ ૩૭) જ્ઞાનરૂપી અગ્નિ બધાં કર્મોને બાળી નાખે છે.

એકતાને પામે છે; (તે પક્ષીને દેખાય છે કે, સામેવાળા સદાસુખી અને ઈશ-પક્ષીમાં અને પોતામાં કાંઈ ફરક નથી; પોતે અત્યાર સુધી ખાલી દુઃખી થયું.) [૩]

[ જગતના ઉપભોગની દૃષ્ટિએ મનુષ્ય-જીવન જો વિચારીએ, તો કર્મ, તેનું ફળ, તે મળશે કે નહિ—એટલે કે આપણું કર્યું કારવ્યું ફળશે કે વ્યર્થ જશે એવી ચિંતા, ન ફળે તો કેમ ન ફળ્યું એ વિચાર, એમા જે કારણરૂપ લાગે તે સામે ક્રોધ, વેર, શત્રુતા, ઇ૦ રૂપે વિરોધ, અને ફળદાતા એવો કોઈ દેવ કે ઇશ્વર છે કે શું એવો પ્રશ્ન, —આમ વિચાર આગળ આગળ ચાલ્યો જશે. ટૂંકમાં જગતનો ભોગ્ય તરીકે વિચાર કરવાની સાથે તેના કર્તાહર્તા ઇશ્વરનો વિચાર આવે જ છે. આ અવિનાભાવને જ બે 'સયુજ' પક્ષી-મિત્રોના રૂપકથી કહે છે.

બેઉ પક્ષીઓને 'પુરુષ' કહ્યાં છે (ભોગી પક્ષીને ૩-૧-૨ માં; તટસ્થ દ્રષ્ટા પક્ષીને ૩-૧-૩ માં). માત્ર બીજું પક્ષી વિશેષ-પુરુષ છે —તે ફળ ચાખતુ કે સસારનિમગ્ન થઈ મોહવશ થતું નથી. તે रुक्मवर्ण, कर्ता, ईश છે.*

रुक्मवर्ण=સોનાના વર્ણનું; (તે પરથી) સ્વયપ્રકાશ. જગતના બધા પદાર્થો કોઈ ને કોઈ બીજાને જોરે ટકે છે, વિલસે છે. શાસ્ત્રીય ભાષામાં કહીએ, તો, કોઈ ને કોઈ કારણનું કાર્ય એ હોય છે—કાર્યકારણભાવ તેમાં જડાયેલો જ હોય છે. આ પુરુષ સ્વયંભૂ છે; પોતે જ પોતાનું કારણ છે—કોઈને લીધે તે પ્રકાશિત નથી. તેથી જ એ આદિકારણ, બધાનુ કર્તા, બધા પર પ્રભુત્વ ધરાવતું, બધાનું જન્મસ્થાન બ્રહ્મ જ છે, એમ કહેવાયું.

* અહીંયા સરખાવો યોગસૂત્ર ૧-૨૪ —
क्लेशकर्मविपाकाशयै अपरामृष्ट पुरुषविशेष ईश्वर. ।

આ દર્શનથી ભોગી પુરુષ-પક્ષી પેલું દ્વૈત ખુએ છે: બે પક્ષી-મિત્રોમાં પરાર્થદૃષ્ટિથી જે પરમ ઐક્ય રહેલું છે તે સ્પષ્ટ થાય છે.

દ્વૈતનું કારણ મોહ — સંસારવૃક્ષનાં ફળ ખાવાથી સારુ થાય છે એવી ગેરસમજ. એટલે કે, દ્વૈત પ્રતીતિ એક સાચો ભ્રમ જ ઠરી. ભ્રમ સાચો એટલા માટે કે, જ્યાં સુધી તે ગેરસમજ ટળે નહિ ત્યાં સુધી તે જ ખરી સમજ છે એમ ખરેખર લાગે, એટલે જીવનને માણસ તે મુજબ જ ખરેખર ચલાવવાનો માત્ર એ સમજમાં અફળતા, શોક ઇ૦ રૂપી ખટાકા અને ધડાકા આવ્યા જ કરવાના, જેથી હમેશ તેમાં પ્રશ્ન ઊઠ્યા જ કરવાનો. આમ બન્યા કરવા વિષે જે જાગ્રત હશે તે અપ્રમાદભેર આ પ્રશ્નમાં પડશે અને વિચારશે, જે જડ હશે તે ટિચાઈ ટિચાઈને પણ કાંઈક જાગ્રત તો બનશે જ. થોડાક જ ખરેખર જાગે છે, એ ખરું. પરંતુ મનુષ્ય જેવો મનુષ્ય જન્મેલો કોઈ પણ જીવ — ચિત્ત એને છે ત્યાં સુધી — કંઈક શોચ-વિચાર કરશે જ. સાવ અજાગૃતિ કે પ્રમાદ સંભવી જ નથી શકતાં. તેથી જ ભોગી પક્ષીને વશ્ય. કહ્યું છે: તે જુએ છે, સમજે છે, સમજીને ચાલવા માગે છે. ટૂંકમાં, તે સાધક છે. અને કોઈ મનુષ્ય સાધક નથી એમ છે જ નહિ. કારણ કે, દરેકને કાંઈક જિજ્ઞાસા, કાંઈક પિપાસા, કાંઈક ઇચ્છા છે જ, માત્ર એ ઇચ્છાનુ સાચુ સ્વરૂપ પ્રતીત નથી થતું, ઉપર કહ્યો તે મોહનો રંગીન પટ એને વિરૂપ જ દેખાડ્યા કરે છે. છતાં તે પ્રમાણે પણ આગળ ને આગળ વધી સાધ્યા કરવાની અનંતયાત્રા ચાલે જ છે.

તે ક્યારે શમે છે? બે પુરુષોનુ સામ્ય* જણાયે ત્યારે ]

* અહીં સર૦ ગીતા અ૦ ૬ ૨૯ થી ૩૨ ગીતાકાર આ પરમ સામ્ય દર્શનને साम्य-योग કહે છે योऽयं योगस्त्वया प्रोक्त साम्येन . . (અ ૬ ૩૩) જુઓ અ૦ ૫ ૧૯ ઇ૦ શ્લોકો પણ

## ૪

## સામ્યનો દ્રષ્ટા — સામ્યયોગી

આ પ્રમાણે જે મનુષ્ય જગદીશની એકતા જુએ છે, તે પછી કેવો બને છે? તેના જીવનમાં શો ફેર પડે છે? તેનું જીવન કેમ ચાલે છે? આવા સ્વાભાવિક થતા પ્રશ્નનો ઋષિ ઉત્તર આપે છે —

प्राणो ह्येष यः सर्वभूतैर्विभाति
विजानन् विद्वान् भवते नातिवादी[1] ।
[2]आत्मक्रीड आत्मरतिः क्रियावान्
एष ब्रह्मविदां वरिष्ठः ॥ ३ १-४ ॥

### પદાર્થ

प्राण = પ્રાણ જીવનાધાર हि = ખરેખર एष = એ (કર્તા ઈશપુરુષ) (છે) यः = જે (કર્તા ઈશપુરુષ) सर्वभूतैः = બધાં ભૂતપ્રાણીઓ દ્વારા, તેમની દ્વારા, તે રૂપે विभाति = દેખાય છે, પ્રગટ થાય છે, શરીરરૂપે કે સ્થૂલતાથી પ્રતીત થાય છે (એમ) विजानन् = જાણતો, જાણનારો विद्वान् = વિદ્વાન જ્ઞાની भवते न = થતો નથી अतिवादी = વધારેપડતું બકનાર, વ્યર્થ કે અનર્થક બોલનાર (પોતા વિદ્વાન કરતાં 'ચડિયાતો વાદ ધરાવનાર — તેનાથી વધુ સમજ્યો' કોઈ થતો નથી — એવો અર્થ પણ એમાં) आत्मक्रीड = આત્મામાં ક્રીડા કરનાર, આત્માર્થે જેની બધી ક્રીડા કે ક્રિયા છે એવો, आत्मरति = આત્મામાં રતિ — પ્રેમવાળો, જેનો પ્રેમ કે ચાહના એકમાત્ર આત્મા પ્રત્યે જ છે એવો, क्रियावान् = ક્રિયાવાળો કર્મ કરતો, બધી ક્રિયા કરતો, જેનો ક્રિયાર્થ

---

૧ સરખાવો છાં૦ ૭.૧૫.૪

स वा एष एवं पश्यन्नेवं मन्वान एवं विजानन्नतिवादी भवति ।

૨ સરખાવો છાં૦ ૭.૨૫.૨

स वा एष एवं पश्यन् . . . एवं विजानन् आत्मरतिः आत्मक्रीड आत्ममिथुन आत्मानन्दः स स्वराड् भवति । तस्य सर्वेषु लोकेषु कामचारो भवति ।

માત્ર આત્મા છે એવો एषः = આ (વિદ્વાન પુરુષ) ब्रह्मविदां = બ્રહ્મ જ્ઞાનીઓમાં वरिष्ठः = શ્રેષ્ઠ, ઉત્તમ (છે)

અન્વય

यः सर्वभूतैः विभाति, (सः) एषः हि प्राणः — (इति) विजानन् विद्वान् अतिवादी न भवते । आत्मक्रीड आत्मरतिः क्रियावान् (भूतः) एष ब्रह्मविदां वरिष्ठः ॥

અર્થ

સર્વે ભૂત–પદાર્થો રૂપે જે પ્રતીત થાય છે, તે આ (ઈશ) ખરેખર (તે બધાનો) પ્રાણ જ છે — જીવનાધાર છે; એમ જાણનારો વિદ્વાન અતિવાદી થતો નથી — તે બીજી વ્યર્થ કે સત્યથી વેગળી વાત કરતો નથી.* તે આત્મતત્ત્વમાં રમણ કરનારો, તેમાં જ પ્રેમ રાખનારો, અને (ફળાશાથી નહિ, પણ કેવળ કર્મને ખાતર કર્મ કરનારો નિષ્કામ) ક્રિયાવાન બને છે. તેવો પુરુષ બધા બ્રહ્મજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે. [૪]

[માનવ જ્ઞાનમાત્ર અમુક બળ પ્રગટ કરે છે. સાચા જ્ઞાનનું એ અચૂક લક્ષણ છે જેવું ને જેટલું તે હોય, તેવું તેટલું બળ તે પ્રેરે છે. કારણ, જ્ઞાન એ વસ્તુતાએ આત્માની વિભૂતિ છે; અને આત્મા સત્ય-સંકલ્પ હોય છે એટલે કોઈ પણ જ્ઞાન આત્મસાત્ થાય, તેમાંથી માણસને આત્મવિશ્વાસ મળે છે અને તે વિશ્વાસ બળરૂપે જીવનમાં કામ દે છે.

આ જ્ઞાન સામાન્યપણે મર્યાદિત હોય છે: અમુક દેશ અને કાળની મર્યાદિતમાં તે સત્ય હોય છે. તે દેશ અને તે કાળ બહાર એ

* એવો અર્થ પણ બેસાડી શકાય: ". . . એમ જે જાણે છે તે વિદ્વાન છે તેનાથી ચડિયાતા વાદ કે સમજના સિદ્ધાંતવાળો બીજો નથી તેની ક્રીડા–ક્રિયા તથા તેની રતિ–આસક્તિ કેવળ આત્મામાં જ કેન્દ્રિત થાય છે; એટલે તે કેવળ ક્રિયાવાન આત્મતૃપ્ત બને છે. . . ."

અસત્ય બને છે; એટલે તે બહારના ક્ષેત્રમાં એ જ્ઞાન નભતું નથી અને તેથી આત્મવિશ્વાસ ચળે છે; પરિણામે, બળ ખૂટે છે. એટલે પાછો મનુષ્ય નવું ને કાંઈ કે વધારે વ્યાપક જ્ઞાન મેળવવા તરફ જાય છે. એમ, એક રીતે કહીએ તો, માનવજીવન આ પ્રકારની એક જ્ઞાનયાત્રા છે. પણ એનો અર્થ કર્મયાત્રા પણ છે; કારણ કે સાચું જ્ઞાન કદી વાંઝિયું નથી હોતું; તે જીવન-પ્રેરક હોય છે, બલપ્રદ હોય છે, એટલે તેમાંથી કર્મ ઝરે જ છે. કર્મની જાત, દૃષ્ટિ ઇ૦ ભલે જુદી હો, પરંતુ તે જ્ઞાનનું કાર્ય હોઈ જીવનમાંથી ઝરે જ છે.

આવી જ્ઞાનયાત્રાનું પરમ ધામ કયું? એટલે કે, કયા જ્ઞાન-પર્વત પર પહોંચ્યા કે પછી મર્યાદાનું બંધન ન રહે? ત્યાં પહોંચ્યે તે જ્ઞાન દેશકાલથી અબાધિતપણે સત્ય જ સત્ય રહે? — આ પ્રશ્નનો ઉત્તર આ મંત્ર આપે છે:— આ બધું જે સચરાચર મૂર્ત રૂપે દેખાય છે, તે બધું જ એક પરમ ઈશનો આવિર્ભાવ માત્ર છે: આ જાણનારો માણસ વિદ્વાન છે. એવો પુરુષ પછી વિજ્ઞાન કે અપરાવિદ્યાઓના ભાત ભાતના વાદો કે સિદ્ધાંતોમાં અટવાતો નથી. ઉપનિષદ અહીં 'अतिवादी' શબ્દ વાપરે છે. આનો બીજો અર્થ કરી શકાય :–* તે નકામા બકવાટ

* એક એવો અર્થ પણ ન થાય? કે, આ વિશાળ વ્યાપક જ્ઞાન પામનારો માણસ કોઈ આત્યંતિક કે એકલ દૃષ્ટિવાળા વાદમાં ફસાતો નથી? એની દૃષ્ટિ એવી વિશાળ થઈ છે કે તે અતિવાદનો દોષ કરતો નથી:

તો વિચાર કરીએ તો જણાય છે કે, મર્યાદિત દેશકાળનું જ્ઞાન એક પ્રકારે 'અતિવાદ' છે. અમુક જ ખરું અને બીજું નહિ, એ અતિવાદનું લક્ષણ છે વિદ્વાન માણસ આવા અતિવાદમાંથી ઊગરી જાય છે, કારણ કે એણે બધું જોયુ અને તેથી તે શાંત બને છે.

અહીં વાચકને કદાચ જૈનોનો અનેકાંતવાદ કે સ્યાદ્‌વાદ યાદ આવે. પરમ જ્ઞાનનું લક્ષણ ઉદાર વ્યાપકતા છે એ બતાવવા માટેના આ શબ્દો છે— नातिवादी भवते ॥ એ સમજ્યા પછી 'અતિવાદી' નો જે અર્થ કરવો હોય તે કરી શકાય

અથવા વાદવિવાદ કે વિતંડા કરતો નથી જ્ઞાનતૃપ્ત બની શાંત મૌની બને છે જોકે બેઉનો ભાવ છેવટ એક જ આવી રહે છે તે માણસ પછી આ સત્યથી ચળતો નથી તેને ઉન્નત થીને કશુ કહેતો નથી

એના જીવનનુ વર્ણન હવે કરે છે જો પદાર્થનુ ગુરુત્વબિંદુ તેમા પોતામા હોય તો તે કદી ડગે નહિ તેમ જ જેના જીવનનુ કેન્દ્ર પોતામા જ છે તે પણ દુઃખશોક કે નઅફ્ન, કશાથી ડગ્યા વગર ચાલી શકે છે સામાન્ય રીતે આપણે આપણી ક્રીડા કે રતિ, કોઈ સારી કે પ્રિય લાગતી પ્રાપ્તિ જોઈને, નક્કી કરીએ છીએ — અથવા કહો કે નક્કી થઈ જાય છે આ વિદ્વાન પુરુષ, અંતરમા રહેલ જીવનતત્ત્વ જે આત્મા, તેમા જ પોતાની ક્રિયા અને રતિ અર્પી છે જો જગતમા કશાને માટે પણ મથવા જેવુ હોય, કશાનો પણ પ્રેમ કે અનુરાગ કરવા જેવો હોય તો તે એ જ છે અને એ અંતરગુહામા રહેલો આત્મા છે, કેમ કે જ્યા જુઓ ત્યા બધા ભૂતપદાર્થો રૂપે ખરેખર તો એ જ છે આવા માણસને જ ગીતાકારે સ્થિતપ્રજ્ઞ કહ્યો છે અને તેથી જ તેને માટે કહેવાયુ છે કે તે आत्मन्यवात्मना तुष्ट છે, તે સ્થિતધી છે, કેમ કે તે ક્યારેય અતિવાદી નથી બનતો એની સ્થિતિ 'બ્રાહ્મી' છે — બ્રહ્મ જેવડી વિશાળ બની છે તે બ્રહ્મજ્ઞાની ઓમા ઉત્તમ છે

'क्रियावान्' પદનો અર્થ સાફ છે આવો સ્થિતપ્રજ્ઞ માણસ જેવી ક્રિયા કરે તેવી કરનારો તે બને છે તે દુઃખથી શોક નથી કરતો કે સુખની સ્પૃહા નથી રાખતો તેને કશાનો રાગ નથી, કશાથી ભય નથી તો ક્રોધ શ શામ કરે? તેણે સમગ્રથી ઊડી નાખી છે કામક્રોધ, કે જે આ સંસારમા મહા પાપમૂળ છે, તેની પર રહેલુ જે આત્મતત્ત્વ તે એણે જોયુ છે એને આ સંસારને ચલાવનાર જે સર્વવ્યાપી પરમતત્ત્વ, તે જેમ ચલાવે એમ ચાલનારો એ મનુષ્ય બને છે એ પરમેશ્વરના જેવો જ ક્રિયાવાન એ મનુષ્ય પણ થાય છે આ દશાને જ ભક્તિની પરિભાષામા, 'પ્રિય રાખે એમ એ રહે છે,'

એમ કહેવાય છે. અને એને જ સાંખ્ય-પરિભાષામાં, 'તે તો કાંઈ કરતો નથી, પણ કેવળ ત્રણ ગુણો જ ગુણોમાં ને ગુણો દ્વારા જે કરે છે તે કરે છે,' એમ કહેવાય છે. અને એને જ કર્મની પરિભાષામાં, 'તે સદાક્રિયાવાન્ નિષ્કામ કર્મયોગી કે પરમ અનાસક્ત, બને છે,' એમ કહેવાય છે.]

## ૫

## પરમ-સામ્ય-દર્શનની સાધના

આ પ્રકારની સ્થિતિ કે આવું જીવશિવનું સામ્યદર્શન પામવાને માટે શી સાધના કરવી? એનો ઉપાય શો? હવે પછી એ ટૂંકમાં કહેવામાં આવે છે:—

सत्येन लभ्यस्तपसा ह्येष आत्मा
सम्यग्ज्ञानेन ब्रह्मचर्येण नित्यम्* ।
अन्तःशरीरे ज्योतिर्मयो हि शुभ्रो
यं पश्यन्ति यतयः क्षीणदोषाः ॥ ३-१-५ ॥

### પદાર્થ

सत्येन = સત્ય વડે लभ्यः = મેળવી શકાય છે; મળે એવો છે तपसा = તપ વડે हि = ખરેખર एष = આ आत्मा = આત્મા, सम्यग्ज्ञानेन = બરોબર સાચા જ્ઞાન વડે, ब्रह्मचर्येण = બ્રહ્મચર્ય વડે नित्यम् = હમેશ; સદા अन्तःशरीरे = અંતરમાં; અંતઃકરણમાં; હૃદયગુફામાં ज्योतिर्मयः = જ્યોતિરૂપ; વિશ્વની એકમાત્ર સત્તા કે ચેતન યા પ્રકાશરૂપ हि = ખરેખર शुभ्र = શુભ્ર [એવો એ આત્મા] यं = જેને पश्यन्ति = જુએ છે;

---

* સરખાવો એ જ ભાવનાં બીજાં વાક્યો—
सत्येन तपसा योऽनुपश्यति । શ્વેતા૦ ૧-૧૫
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति । કઠ૦ ૨ ૧૫
तपसा ब्रह्मचर्येण श्रद्धया । પ્રશ્ન૦ ૧ ૨.

સાક્ષાત્ કરે છે. यतयः = યતિઓ; સંયમશીલ પુરુષો क्षीणदोषाः = જેમના દોષો — ચિત્તનો મેલ સયમની સાધનાથી ક્ષીણ થઈ ગયેલ છે એવા નિર્દોષ કે શુદ્ધ ચિત્તવાળા

### અન્વય

क्षीणदोषाः यतयः य पश्यन्ति, ( सः ) एषः ज्योतिर्मय हि शुभ्रः आत्मा सत्येन, तपसा हि, सम्यग्ज्ञानेन नित्यम् ब्रह्मचर्येण अन्तःशरीरे लभ्यः ॥

### અર્થ

નિર્દોષ કે શુદ્ધ ચિત્તવાળા બનેલા યતિ કે સંયમી પુરુષો જેનો સાક્ષાત્કાર કરે છે, તે આ વિશ્વની એકમાત્ર જ્યોતિ કે સત્તારૂપ શુભ્ર આત્મા ખરેખર સત્ય વડે, તપ વડે, સાચા જ્ઞાન વડે, બ્રહ્મચર્યના નિત્ય સેવન વડે, હૃદયની ગુહામાં મેળવી શકાય એવો છે. [૫]

[ એક ટૂંકડા મંત્રથી લગભગ આખો સાધનાવિસ્તાર કહી દીધો છે (૧) આ સામ્યયોગ કે સામ્ય દર્શન કરવાના અધિકારી યતિઓ છે. યતિ એટલે ક્ષીણદોષ — સંયમી પુરુષ. ( સર૦ ગીતા અ૦ ૨-૬૯માં વર્ણવેલો સયમી કે મુનિ અથવા અ૦ ૪-૨૮માં કહેલો યતિ )

(૨) આ દર્શન કરવાનુ ક્ષેત્ર અંતઃશરીર છે હૃદયગુહામાં તે પરમ દર્શન કરવાનુ છે, એમ અગાઉ મંત્રોમાં કહેલું છે, તે આ અતઃશરીરે પદ દ્વારા સૂચિત કર્યું છે.

( આ પદનો અન્વય 'पश्यन्ति' જોડે પણ લેવો હોય તો લઈ શકાય. મુખ્ય ભાવ ઉપર કહેલો છે તે જ સૂચિત થાય છે.)

સંયમ અથવા દોષક્ષયનું સાધન આ છે — તપ, સમ્યગ્જ્ઞાન, નિત્ય બ્રહ્મચર્ય અને સત્ય આ ચારે પદના અર્થ લોકમાં રૂઢ અમુક મર્યાદિત ભાવમાં જ થયા છે. પરંતુ તેમનો મૂળ ભાવ્ અહીં સમજવો જોઈએ. અને એ ખૂબ વિશાળ છે. જીવનની અમુક એક વૃત્તિ કે નિષ્ઠા અને તે પ્રમાણે આચાર એમાં મુખ્ય સૂચવાયો છે.

तप — आ पछीना मंत्रमां (३-१-८) कहे छे के, तप वडे ते ग्रहण नथी थतो — न . . . गृह्यते . . . तपसा कर्मणा वा. एम ज ३-२-४मां कहे छे, नायमात्मा...लभ्यः...तपसो आ कथनथी ऊलटुं लागे एवुं अहीं कहे छे – तपसा ..लभ्यः आ विचित्र लागतो वदतोव्याघात ध्यानमां राखी तपनो भाव समजवो जोईए. तप = सम्यग्ज्ञान वडे विचारतां जे प्रमाणे वर्तवुं जोईए तेवो आचार के तेवुं कर्म. सम्यग् ज्ञानथी जोनां करवा जेवुं लागे ते कर्म मोटे भागे मनने गमे एवुं प्रेयस नथी होतुं; केम के सम्यग् ज्ञान श्रेयसने ज बतावे. अने एना आचरण माटे मन पर काबू राखवो जोईए छे. प्रेयस तरफ सहेजे ढळवा मागतां अने अजाणे पण आपोआप ढळी जतां मन इंद्रियोने खेंची राखवां पडे छे अने श्रेयोमार्गना चढाव पर लेवां पडे छे. आ क्रियामां मन कायाने, कुंदन पेठे, भठ्ठीमां तपवानुं होय छे. तेथी आवा कर्म के आचारने तप[१] कहे छे. एनुं प्रेरक बळ सम्यग्ज्ञान होय छे. नहि तो ते मूढताभरी मूर्खता बनी जाय. (आ विषे जुओ गीताकार तेना त्रण प्रकारो बतावे छे ते: अ० १७–१३थी १५)

सम्यग् ज्ञान — सत्यथी आ नोखुं गणाव्युं छे, ए ध्यानमां लेवुं जोईए. सत्यनो अर्थ बहु विशाळ छे, अने ते हवे पछीना मंत्रो द्वारा ऋषि स्पष्ट करे छे.

सम्यग् ज्ञान एटले साची के योग्य अथवा यथास्थित समज. कोई पण कर्ममां लागीए तेना मूळमां वस्तुस्थिति विषेनो अमुक क्यास के समज या ज्ञान होय छे. आ समज 'सम्यग्' होवी जोईए;

१. शंकराचार्य शांतिपर्वनो (२५०४) हवालो टांके छे — मनसश्चेंद्रियाणां च ह्यैकाग्र्यं परमं तपः । (मन अने इंद्रियोनी एकाग्रता ए ज परम तप छे.) तद् हि अनुकूलमात्मदर्शनाभिमुखीभावात् परमं साधनं तपः न इतरत् चांद्रायणादि । (आत्मदर्शन तरफ ज अभिमुखता होवाथी ते ज परम अनुकूल साधन छे; चांद्रायण आदि बीजुं त्रीजुं नहि.)

તો જ તે કર્મ ફાયદો કરી શકે અને સફળ પણ થવાનું હોય તો થાય. ચારે તરફથી પરિપૂર્ણ જોઈ કાઢીને નક્કી કરેલું તે સમ્યગ્ જ્ઞાન.[૧]

नित्य ब्रह्मचर्य — જીવનમાં કંઈ નિષ્ઠા રાખીને એકાગ્ર થવાનું છે તેનું વાચક આ છે બ્રહ્મ એ જ એક સેવન કરવા યોગ્ય છે, માટે હમેશ જીવનનાં બધાં કર્મો અને વૃત્તિઓ તથા વાસનાઓ તે અર્થે જ સમર્પિત થવાં જોઈએ, અહીં તહીં તે ભમી ન શકે — ભમવાં ન જોઈએ. આવો જ અડગ નિષ્ઠામય જીવનવ્યવહાર તે નિત્ય બ્રહ્મચર્ય છે. સમ્યગ્જ્ઞાન જો હોય તો આ જ યોગ્ય જીવનપદ્ધતિ છે, એમ લાગે. એટલે, આ પણ એક રીતે જોતાં, તપનો જ પર્યાય થયો. (જુઓ ગીતા શારીર તપમાં બ્રહ્મચર્યને ગણે છે.)

આ નિત્ય બ્રહ્મચર્યનું લાક્ષણિક વર્ણન ગીતાકાર તેમને પ્રિય એવી યજ્ઞ-પરિભાષામાં આ પ્રમાણે કરે છેઃ—

ब्रह्मार्पणं ब्रह्म हविः ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ ४-२४ ॥

नित्य-ब्रह्मचर्य = બ્રહ્મકર્મસમાધિનું જીવન.

सत्य — ઉપર પ્રમાણે, નિત્ય બ્રહ્મચર્ય ને તપપૂર્વક સમ્યગ્જ્ઞાનથી જે જીવનવ્યવસ્થા કરવી જોઈએ.— એ જ સત્ય છે.

सत्य = સાચું બોલવું એ તો એનો ટૂંકો અર્થ છે. સમ્યગ્ વિચાર કરતાં જે જ્ઞાન સમ્યગ્ લાગે તે પ્રમાણે જ ચાલવું જોઈએ, — પછી ગમે તે થાઓ. આ જાતની જે અડગ અને પરમ સત્યપરાયણ શ્રદ્ધા કે નિષ્ઠા, તે સત્ય છે. અને તે વડે જ આત્માનું પરમ સત્ય પામી શકાય છે. સ્વાધ્યાય, બહુશ્રુતતા, શ્રવણ, પ્રવચન, તર્ક, મેધા, તપ, કર્મ આદિ અનેક સાધનો ગણાવાય છે; પણ તેમની કિંમત તેમાં રહેલા કે તે દ્વારા પ્રગટ થતા આ સત્યસાધનને લઈને છે. અને તેથી જ

૧. અહીં સરખાવો બૌદ્ધોનો અષ્ટાંગિક માર્ગ. જુઓ આ માળાનું "ગૌતમ બુદ્ધ" પુસ્તક, પા. ૩૧ ઇ૦.

ઋષિ કહે છે કે, સાધન તો એક જ છે ને બીજા નહિ જેમા સત્ય નથી તે સાધન નથી તે વગરના તપ શુ કે કર્મ શુ, શ્રવણ શુ કે સ્વાધ્યાય શુ, તર્ક શુ કે શ્રદ્ધા શુ, કાઈ જ કામના નથી ]

અને એ હવે પછી સ્પષ્ટ કરે છે —

## ૬

## સત્ય પરમ સાધન છે

सत्यमेव जयते नानृत
सत्येन पथा विततो देवयान ।
येनाक्रमन्त्यृषयो ह्याप्तकामा
यत्र तत् सत्यस्य परमं निधानम् ॥ ३ - १ - ६ ॥

### પદાર્થ

सत्यम् = સત્ય एव = જ जयते = જીતે છે, જય પામે છે न अनृतम् = અનૃત–જૂઠ–છળ નહિ सत्येन = સત્ય વડે पथा = પથ, રસ્તો वितत = લાબો પથરાયેલો છે (બનેલો છે) देवयान = "દેવયાન" નામનો દિવ્યનામા લઈ જતો येन = જે માર્ગે થઈને आक्रमन्ति = પગના માડે છે જાય છે, પહોચે છે, ચડે છે ऋषय = ઋષિઓ, બ્રહ્મને માર્ગે જનારાઓ, સમ્યગ્જ્ઞાનીઓ हि = (વાક્યપૂર્તિ માટે) आप्तकामा = જેમની કામનાઓ પરિપૂર્ણ થઈ છે એવા, નિષ્કામ, પરમસતુષ્ટ આત્મતૃપ્ત નિ સ્પૃહ यत्र જ્યા, જે સ્થાને — સ્થિતિએ तत् = તે, પેલુ सत्यस्य = સત્યનુ परम = પરમ સર્વશ્રેષ્ઠ, ઉત્તમ निधानम् = નિધાન, ધામ પદ (છે)

### અન્વય

सत्यम् एव जयते न अनृत । देवयान पथा सत्येन वितत, येन आप्तकामा हि ऋषय यत्र सत्यस्य परम निधानम् तत् आक्रमन्ति ॥

## અર્થ

સત્ય જ જય પામે છે — સત્યનો જ જય થાય છે, અનૃત કે જૂઠ યા દંભનો નહિ. (દરેકે જે માર્ગે જવું જોઈએ, તે) દેવયાન માર્ગનો લાંબો પટ સત્ય વડે બનેલો છે; કે જે ઉપર થઈને પૂર્ણકામ કે નિષ્કામ બનેલા ઋષિઓ, સત્યનું એ પરમ નિધાન જ્યાં છે, તે ધામે પહોંચવા પગલાં માંડે છે. [ ૬ ]

[ 'સત્ય'થી ઊલટું 'અસત્ય' નહિ પણ 'અનૃત' કહ્યું છે અનૃત = સમ્યગ્ જ્ઞાનથી ઊલટું; જેમાં સત્યનિષ્ઠા નથી એવી સમજ; દંભ અને જૂઠ. સત્યનો જ આગ્રહ રાખવો, અને તાત્કાલિક લાભથી ચળવું નહિ, એ સત્ય છે. એવો લાભ જોઈ જૂઠું કહેવું કે આચરવું અથવા દંભ સેવવો એ અનૃત છે. એથી કરીને ખરો ફાયદો થતો નથી. દેવયાન માર્ગે જવું એ ખરો લાભ છે. તે યાત્રા તો આવા સત્યાગ્રહથી જ[1] થઈ શકે છે. એટલે સત્ય જ જય પામે, એમાં શંકા નથી.

સત્યથી જીતવાનો માર્ગ એક યાન છે — ગતિ છે; સતત જવાપણું તેમાં રહે છે. ગતિમાત્રને અંતે સ્થિતિ જરૂર રહેલી છે, ગતિનો આદર્શ એ સ્થિતિ કે ધામ છે. એ સ્થિતિ પણ સત્ય જ છે. એને જ મૂર્તિમંત કરીને જે કાંઈ પગલાં ભરીએ તે ભરવાં જોઈએ; તો જ ત્યાં પહોંચાય. કેમ કે એ આખો રસ્તો સત્યની પગદંડી છે. એટલે નિત્ય સત્યની કે નિત્ય બ્રહ્મચર્યની ગતિ દ્વારા જ એ સત્યસ્થિતિને સમજી કે પહોંચી શકાય છે.

આ નિત્યગતિ કરવા માટે ઋષિ[2] કે સાધક પાસે આપ્તકામ-પણાનું ભાથું જોઈએ. એ ભાથું ભરતા રહેવું એ જ આ દેવયાન કે સત્યયાત્રા

---

૧ સરખાવો કઠ૦.— यां स्वमप्यस्वपूर्वितंकपि पृतिपूर्वक સત્ય લાગે તે આગ્રવાથી જ અંતે આ આત્મ મતિને પામ્યો છે સત્ય જ એનો માર્ગ છે.

૨. ઋષિનો એક અર્થ આવી નિત્યગતિ કરનાર — તેનું તથ્ય સમજનાર સાધક એવો બતાવી શકાય સરખાવો ઋ = જવું; ગતિ કરવી

છે, એમ જ માનો. આત્મકામના એ જ ખરી વાત છે, બાકીની કામનાઓ એથી જ પૂરી થાય છે, એ સમજ સાચોસાચ જીવનમાં ઉતારવી જોઈએ, એ કહેવા આ વાક્ય છે :—

॥ सत्येन पन्थाः विततो देवयानः ॥

આમ સત્ય વડે સત્ય પમાય છે. એ એક યાત્રા છે, જેનું પરમ ધામ હવે કહે છે.]

૭

## સત્યનું પરમ નિધાન

बृहच्च तद् दिव्यमचिन्त्यरूपं
सूक्ष्माच्च तत् सूक्ष्मतरं विभाति ।
दूरात् सुदूरे तदिहान्तिके च
पश्यत्स्विहैव निहितं गुहायाम् ॥ ३-१-७ ॥

### પદાર્થ

(તે) बृहत् = વિશાળ; સર્વને આવરીને રહેલું એવું વિસ્તૃત; સર્વવ્યાપી (છે) च અને तद् = તે (ગયા મંત્રમાં અંતે કહેલું 'સત્યનું પરમ નિધાન'), તે પરમ સત્ય दिव्यम् = દિવ્ય; તેજોમૂર્તિ (૨) હૈવી એટલે કે અપાર્થિવ – અમૂર્ત કે સૂક્ષ્મ (છે), अचिन्त्यरूपम् च = અને સર્વ પદાર્થોની પેઠે જે કલ્પના કે વિચારનો વિષય નથી બની શકતું એવા રૂપવાળું છે; ચિત્તથી પર (છે). [સૂક્ષ્મ કે સ્થૂલ ભાવોને ચિત્ત પકડી શકે છે. એ બેઉનાં લક્ષણ તેમાં નથી, તેથી તે અચિંત્ય રૂપવાળું છે.] सूक्ष्मात् च = અને સૂક્ષ્મ (કે જેને ચિત્ત પકડી શકે છે એના) કરતાં तत् = તે (પરમ સત્ય) सूक्ष्मतरं = વધારે સૂક્ષ્મ (એવું છે.) [ચિત્ત ગ્રહણ કરી શકે એ જાતની સૂક્ષ્મતા જેની નથી, એવું. ચિત્ત જેને જાણી શકે છે એવું સ્થૂલ તે નથી, એવું સૂક્ષ્મ પણ તે નથી. પછી તેને શું કહેવું? એટલે सूक्ष्मात् सूक्ष्मतर કહે છે. કેમ કે તેને માટે બીજી ભાષા નથી.] विभाति = પ્રકાશે છે; પ્રકાશરૂપ દિવ્ય છે, दूरात् =

દૂર કરતાં, જેને ચિત્ત દૂરતા કહે તેના કરતાં सुदूरे = અતિ ઘણે દૂર; (તેનુ સ્થાન કહેવુ હોય તો દૂરથી પણ ઘણે દૂર એ છે એમ કહેવાય. છતા,) तद् = તે इह = અહી (આ શરીરમાં) अन्तिके च = પાસે–પાસેમા પાસે પણ (છે); पश्यत्सु = (તેને) જોનારાઓમાં इह एव = અહીયાં જ, આ દેહમા निहित = રહેલું છે, આવેલુ છે; (તેનું) નિધાન છે गुहायाम् = હૃદયગુફામાં.

અન્વય

तद् बृहत् दिव्यम् अचिंत्यरूपम् च । तत् च सूक्ष्मात् सूक्ष्मतरं विभाति । तद् दूरात् सुदूरे, इह अन्तिके च । पश्यत्सु इह एव गुहायाम् निहितम् ।

અર્થ

(સત્યનું પરમ નિધાન) તે પરમ સત્ય (સ્થૂલતાની દૃષ્ટિએ કહેવું હોય તો) વિશાળ છે — આખા વિશ્વને વ્યાપે એવડું મોટું છે; તે દિવ્ય તેજોમય છે; તથા તેનું રૂપ કલ્પના કે વિચારમાં ન આવી શકે એવું અચિંત્ય છે. (કારણ કે,) તે સૂક્ષ્મ કરતાં પણ ઘણું સૂક્ષ્મ છે; પ્રકાશરૂપ છે. દૂર કરતાં પણ અતિદૂર અને (છતાં) અહીં (પોતાના જ દેહમાં) પાસેમાં પાસે જ તે છે. (કેમ કે) જોનારાઓમાં — તેમના દેહમાં જ હૃદયગુફામાં તે બિરાજે છે — હૃદય-ગુફા એનું નિધાન છે. [૭]

[પરમ સત્યની સાધના સત્ય વડે જ બની શકે છે; એ સાધનાનો આત્મા સત્યનિષ્ઠા છે તે ધારણ કરવી એટલે સમ્યગ્જ્ઞાનનું અનુશીલન કરવું, અને તે પ્રમાણે તપોમય જીવન રાખી નિત્ય બ્રહ્મપ્રાપ્તિનું એકમાત્ર લક્ષ્ય સેવવું. — આમ કહ્યું.

પણ એ પરમ સત્ય શું? એ સવાલનો આ જવાબ નહિ-જવાબ જેવો લાગવા સંભવ છે. કારણ કે, વિરોધાભાસી અથવા વદતોવ્યાઘાતી ભાષાથી એ સત્યના નિધાનને વર્ણવે છે. તે દૂરમાં દૂર, વિશાળમાં

વિશાળ — આખા વિશ્વથીય મોટું છે એમ કહેવું; અને સૂક્ષ્મમાં સૂક્ષ્મ તો એવું કે ચિત્તના ભાવોથીય ચડે; આમ બેઉ રીતે તે બુદ્ધિમાં ન ઊતરે એવું છે. છતાં એમ નથી, ખરેખર એને પામી શકાય છે, એવું સ્પષ્ટ સ્થાન છે; અને તે કયું એ કહે છે કે, જીવાત્માની હૃદયગુહામાં એ સંતાયેલું છે અને એ ગુહામાં મનુષ્યને અમુક રીતે પ્રવેશ છે જ છે. એટલે એ પરમ સત્ય શું છે, એ દરેક જણ તે ગુફામાં પેસીને જાતે જોઈ શકે છે. એનું જ્ઞાન સ્વાનુભવથી જ ગમ્ય છે. બહુ તો તેનું સાધન જ તમને કહી શકાય. કેમ કે અંતિમ કે પરમ સાધ્યની સાચી અને એકમાત્ર વ્યાખ્યા સાધનમાં જ રહેલી છે. એ સાધનને જે ઝીણવટપૂર્વક અને એકનિષ્ઠાથી સેવે છે તે જ એ સૂક્ષ્મ અને-સ્થૂલથી તથા દેશ અને કાળથી પણ પર એવા સાચા સાધ્યે પહોંચે છે. સામ્યદર્શન તેવા જ પામી શકે છે.]

## ૮

## તેનો માર્ગ—ધ્યાનપરાયણ પ્રજ્ઞા

તો, એ સાધન કયું? મંત્ર ૬ માં ઉપર કહ્યું તેને વધારે ચોક્કસ અને સ્પષ્ટ રૂપે કહે છે —

न चक्षुषा गृह्यते नापि वाचा
　　नान्यैर्देवैस्तपसा कर्मणा वा + ।
ज्ञानप्रसादेन विशुद्धसत्त्वस्
　　ततस्तु तं पश्यते निष्कलं ध्यायमानः ॥ ३-१-८ ॥

**પદાર્થ**

ન=નથી चक्षुषा = આંખ વડે, જોવા દ્વારા गृह्यते = (તે પરમતત્ત્વ) ગ્રહણ થતું; પકડાતું न अपि वाचा = વાચા વડે પણ નહિ. न = નહિ

+ સરખાવો શતપથ બ્રાહ્મણ ૧૦ ૫ ૪ ૧૬ :—
विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः । न तत्र दक्षिणा यन्ति नाविद्वांसस्तपस्विन इति । न हैव तं दक्षिणाभिर्न तपसाऽनेवंविदश्नुते ॥

अन्यैः = બીજી देवैः = ઇંદ્રિયો વડે; तपसा = તપ વડે कर्मणा वा = અથવા કર્મ વડે. (માત્ર) ज्ञानप्रसादेन = જ્ઞાનના પ્રસાદ વડે; જ્ઞાનની કૃપાથી (સમ્યગ્ જ્ઞાન કે વિવેકમાં ચિત્તપ્રસાદ સાધવાની જે સહજ શક્તિ રહેલી છે તે વડે) विशुद्धसत्त्वः = જેનું સત્ત્વ વિશુદ્ધ થયું છે એવો; શુદ્ધ ચિત્તવાળો, જેનું બુદ્ધિસત્ત્વ નિર્મળ થયું છે એવો ततः = તેમ કર્યાથી तु = પરંતુ तं = તેને पश्यते = જુએ છે; निष्कलं = નિષ્કલ; અખંડ; એકરૂપ (એવા તે પરમતત્ત્વનું) ध्यायमानः = ધ્યાન ધરતો રહેનાર.

### અન્વય

(सः) चक्षुषा न गृह्यते, न वाचा अपि न अन्यैः देवैः तपसा कर्मणा वा (सः गृह्यते) । ज्ञानप्रसादेन विशुद्धसत्त्वः तु तं निष्कलं ध्यायमानः ततः पश्यते ॥

### અર્થ

તે પરમ સત્ય આંખ વડે કે વાચાથી કે બીજી કોઈ ઇંદ્રિયોથી ગ્રાહ્ય નથી થતું—ઇંદ્રિય-માત્રથી અતીત હોઈ તે એમને અગોચર છે. તપ અથવા તો કોઈ કર્મથી પણ તે નથી પકડી શકાતું. પરંતુ, વિવેકજ્ઞાન કે સમ્યગ્જ્ઞાનના પ્રસાદથી જેનું બુદ્ધિ-સત્ત્વ વિશુદ્ધ થયું છે, એવો (ક્ષીણ-દોષ યતિ) પુરુષ એ નિષ્કલ કે નિરવયવ એવા એક અખંડનું ધ્યાન ધરતો રહે, તો તેમાંથી (તેમ કર્યા કરવામાંથી) તે તેને જુએ છે. [૮]

[એ સત્યને અચિંત્ય કહ્યું, ઇંદ્રિયાતીત કહ્યું; છતાં તેને પામી શકાય છે એ વિચિત્ર વાત લાગે. પણ તે અચિંત્ય કે ઇંદ્રિયાતીત છે, એ શા અર્થમાં, એ સમજીએ તો આ વિચિત્રતા નહિ રહે. ચિત્તના સામાન્ય જે વિષયો છે તેવો એ પદાર્થ નથી. ચિત્ત ઇંદ્રિયો વાટે અને મનની કલ્પના-અને તર્ક-શક્તિથી જ્ઞાન પામે છે. સ્થૂલ ભાવોને

પહેવા ઇંદ્રિયથી અને સૂક્ષ્મ ભાવોને મનથી તે ગ્રહણ કરે છે પરમ સત્ય નથી એવો સૂક્ષ્મ ભાવ કે નથી એવો સ્થૂલ ભાવ તેથી, એ અર્થમા, એ અચિંત્યરૂપી છે

છતા તે ગ્રાહ્ય તો છે જ નહિ તો આ ઉપનિષદની કે સાધનાની ને સમિત્પાણિ થઈ ગુરુ પાસે જવાની કડાકૂટ જ શુ કામ હોય?

મનુષ્ય પાસે સાધનમા સાધન હોય તો શરીર, ઇંદ્રિયો સહિત મન, અને સર્વમા ઉત્તમ એવુ તેનુ બુદ્ધિસત્ત્વ કે પ્રજ્ઞા છે જો શરીર મન તે અચિંત્યરૂપીને ગ્રહવામાં નકામા હોય, તો પછી રહી માત્ર બુદ્ધિની વિવેક-કે પ્રજ્ઞા-શક્તિ આને જ અંતઃકરણ—આંતરિક ઇંદ્રિય—પણ કહી છે ઉપનિષત્કાર કહે છે કે, એ જ મનુષ્યનુ સાચુ સત્ત્વ છે. સ્થૂલ સૂક્ષ્મ ભાવોને ગોચર કરનારા ઇંદ્રિય અને મન દ્વારા એ જ બુદ્ધિ કે પ્રજ્ઞા-સત્ત્વ આ વિશ્વ સાથે વ્યવહારમા પણ કામ દે છે, અને એ જ સત્ત્વ વિશ્વના ઈશ પરમાત્માને જોવામા પણ કામ દઈ શકે છે માત્ર જેવુ કામ તે મુજબ તે સાધન તૈયાર જોઈએ શક્તિની પરાકાષ્ઠા અહી જોઈએ મનુષ્યના સત્ત્વરૂપી તે શસ્ત્રને પરમ તીક્ષ્ણ કરવુ જોઈએ, એને માટે સાધન જ્ઞાનપ્રસાદ છે આ *જ્ઞાનપ્રસાદ એટલે સત્ય કે-સમ્યગ્જ્ઞાનની ચિત્તને સમતા કે શાંતિ અર્પનારી શક્તિ ચિત્ત કામનાઓથી ખદબદે છે, આ કામનાઓમા વિવેક કરીએ તો જ અજંપો શમે એ કામ વિવેકયુક્ત પ્રજ્ઞાનું છે

આ સાધન તૈયાર કરવુ અને તે પરમ સત્યનુ એકાગ્રપણે ધ્યાન ધરતા રહેવુ, એ જ તપ અને નિત્ય બ્રહ્મચર્ય પણ છે એમ જે જીવન

---

* અહી સરખાવો ગીતાની જ્ઞાનની વ્યાખ્યા—અ૦ ૧૩-૭ થી ૧૧ અનેક સાધકોની પેઢીની પેઢીઓએ, આ જ્ઞાનપ્રસાદ એટલે શું, એની શોધ સતત પુરુષાર્થથી જીવન દ્વારા કરી છે તેનો નિચોડ ગીતાએ અહી મૂક્યો છે

જ્ઞાન એટલે અંગ્રેજીમા જેને 'નોલેજ' કહે છે તે નહિ તે તો જ્ઞાનની માત્ર સાદી સ્થૂલ શરૂઆત જ છે જ્ઞાન=જીવન વિષેની સમજ, એટલે કે તે પ્રમાણેનુ જ્ઞાનપૂત સહજ જીવન

વ્યવસ્થા કરે, તેને તેમાંથી એક ધન્ય ઘડીએ એ નિષ્કલ એવુ એક અખડ સત્ય પ્રગટ થશે—દેખાશે ]

ચિત્ત કે અતકરણની અમુક શક્તિ કામ ન દે, પરતુ અતે તે વડે જ આત્મા જાણી શકાય છે અને તે કેવી રીતે, એ ચોખવટ કરી, સાધનનિરૂપણ પૂરુ કરે છે

एषोऽणुरात्मा चेतसा वेदितव्यो
यस्मिन् प्राण पचधा सविवेश[१] ।
प्राणैश्चित्त सर्वमोत प्रजानाम्
यस्मिन् विशुद्धे विभवत्येष आत्मा ॥ ३ - १ - ९ ॥

**પદાર્થ**

एष = આ अणु = સૂક્ષ્મ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ કહેવો સૂક્ષ્મતર आत्मा = આત્મા, પરમ સત્ય चेतसा = ચિત્ત વડે અતકરણથી वेदितव्य = જાણવો જોઈએ જાણી શકાય છે, यस्मिन् = જે (ચિત્ત)મા प्राण = જીવન-આધાર पचधा = પાચ રીતે પાચરૂપે सविवेश = પ્રવેશેલો છે प्राणै = પાચ પ્રાણોથી (૨) ઇદ્રિયોથી चित्त = ચિત્ત અતકરણ सर्वम् = આખુ, ભોગ ભાગનુ ओत = ઓતપ્રોત છે प्रजानाम् = પ્રજાઓનુ, જીવોનુ, यस्मिन् = જે (ચિત્ત) विशुद्धे = વિશદ્ધ થતા विभवति = પ્રકાશમા આવે છે, છતો થાય છે દેખાય છે एष = આ आत्मा = આત્મા

**અન્વય**

यस्मिन् प्राण पचधा सविवेश (तेन) चेतसा एष अणु आत्मा वेदितव्य । प्रजानाम् सर्वम् चितम् प्राणै ओतम् । यस्मिन् (चित्ते) विशुद्धे (जाते), एष आत्मा विभवति ॥

---

१ સરખાવો પ્રશ્ન ૨ ૩ — प्राण उवाच – अहमेवैतत् पचधात्मान प्रविभज्य एतद् अवष्टभ्य विधारयामि ।

અર્થ

જેની અ દર પ્રાણ ( કે જીવનનો આધાર ) પાચ રૂપ ધરી દાખલ થયેલો છે,[1] એવા ચિત્ત વડે આ સૂક્ષ્મ આત્મા જાણી શકાય છે જીવોનુ આખુ ચિત્ત પ્રાણો[2] કે ઇદ્રિયોથી

૧ પ્રાણ ચિત્તમા પ ચધા દાખલ થયેલો છે, એમ કહીને પછી બહુવચન વાપરીને કહે છે કે ચિત્તનુ ઘડતર પ્રાણો દ્વારા થયેલુ છે પ્રાણ શબ્દના બે અર્થ સ્પષ્ટ છે (૧) જીવનના આધારરૂપ પ્રશ્વાસક્રિયા (૨) ઇદ્રિય શરૂમા પાચ રૂપવાળો પ્રાણ કહ્યો છે, ત્યા પચ પ્રાણો અર્થ લઈ શકાય પ્રાણ કે પ્રશ્વાસક્રિયાના જે પાચ સ્પષ્ટ ધર્મો આર્ય વિજ્ઞાનીઓને જડયા, તે એ પાચ રૂપો છે તે આ છે — પ્રાણ, અપાન ઉદાન વ્યાન સમાન
બધાના મૂળરૂપ અને આધારભૂત એવો જે શ્વાસ અ દર બહાર લઈએ મૂકીએ છીએ તેને મુખ્ય પ્રાણનામ આપ્યુ તે જ શરીરમા પાચ ધર્મો બજાવે છે, જેમાનો મુખ્ય ધર્મ શ્વાસોચ્છવાસ લેવો તે તેનુ સ્થાન છાતી
બરોબર અન્નરસનુ પાચન કરી જે પ્રાણશક્તિ દ્વારા ઉત્સર્ગક્રિયાનુ નિયમન થાય છે તે અપાન તેનુ સ્થાન પેટ પેઢુ
શ્વાસોચ્છવાસથી ઊલટી દતા તેના જ એક વિકારરૂપે છીક, હેડકી ઇ૦ રૂપે પ્રગટ થતી પ્રાણશક્તિ તે ઉદાન તેવી જ એક બીજી જે બગાસારૂપે પ્રગટે તે વ્યાન
અને આખા શરીરમા એકસરખી રીતે હવા પાણી ઇ૦નુ — રુધિરનુ — અભિસરણ જે વડે થયા કરે છે એ પ્રાણશક્તિનો સ ચાર તે સમાન.
આમ પ્રાણરૂપી જીવનશક્તિ પાચ રૂપે ચિત્તમા દાખલ થાય છે
અને એ પ્રાણને લઈને શરીર ચાલે છે ને તેથી પાચ ઇદ્રિયો બરોબર પોતાનુ કામ કરે છે અને એ ઇદ્રિયજ્ઞાન ચિત્તમા પ્રવેશ પામી તેને ઘડે છે, તેથી 'पचधा प्राण' = પાચ ઇદ્રિયો રૂપે કામ કરીને જે પ્રાણશક્તિ ચિત્તમા આરૂઢ થાય છે તે એવો અર્થ ઘટાવવો હોય તો તેમા વાંધો નથી
૨ અહીં સરખાવો ગીતા ૩ ૩૪ इन्द्रियस्येन्द्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ॥ પ્રાણો કે ઇદ્રિયો અને તે દ્વારા તેમના ભોગ્ય પદાર્થો વિષે થતો સારો કે નરસો અનુભવ — રાગ ને દ્વેષ સામાન્યત જીવોની સૃષ્ટિ આ અનુભવોના પાયા ઉપર રચાયેલી હોય છે એને જ આગળ મગજથી — હૃદયથી કહી છે

ઓતપ્રોત ઘડાયેલું હોય છે. (એમ સંસારના રંગોથી તદ્રૂપ જ જાણે એ હોય છે.) તે એનો મેલ વિશુદ્ધ થતાં, આ આત્મા પ્રકાશે છે — સાધકને છતો થાય છે. [૯]

[એટલે, પરમ સત્ય પામવા માટે મનુષ્યની પાસે સાધન અને માર્ગ છે એ ખાલી 'નેતિ નેતિ' નથી; જોકે ભાષાથી એ જાણવા માગો તો તે તો 'નેતિ' થી જ કામ લઈ શકશે, કારણ કે તે સત્ય ભાષા-કેવ્યાચાગમ્ય નથી.

આ સાધન, મનુષ્યના ઉત્તમ અંગરૂપ, તેના સત્ત્વરૂપ જે ચિત્ત-શક્તિ કે બુદ્ધિ છે, તે છે. એને બુદ્ધિ પણ એથી જ કહી છે; એના વડે બોધ થઈ શકે છે.

સામાન્યપણે આ બુદ્ધિ ઇંદ્રિયોથી દોરાઈને ચાલે છે. પ્રજાઓનું સર્વ ચિત્ત એનાથી જ ભરપૂર ભરેલું રહે છે. એથી, જાણે એ ઇંદ્રિયજ્ઞાન જે કહે તે જ સત્ય, એમ માનીને જગત ચાલે છે. આ સત્ય પરિચિત છે [અપરિચિત એવું પરમ સત્ય બુદ્ધિને ઇંદ્રિયોની એ પરિચિત પદ્ધતિથી નથી મળતુ. એ પદ્ધતિ તો એવી તો ઘર કરીને બેઠી છે કે, એક વાર તો આપણને એમ જ લાગે છે કે ચિત્ત પાસે બીજી કોઈ પદ્ધતિ કે કામ કરવાની રીત કે શક્તિ જ છે કે કેમ ?]

ઉપનિષદ કહે છે અને જગતના અનેક સાધુસંતો સાક્ષી પૂરે છે કે, એવી શક્તિ છે, અને તે શક્તિ ચિત્તશુદ્ધિથી પ્રગટે છે. તેમ પ્રગટ થતી શક્તિ માટે ધ્યાનનું સાધન છે; તે દ્વારા આ પરમ સત્ય એની મેળે દેખાય છે. રખેને કોઈ માને કે સત્યનુ કોઈ તેનાથી નિરાળું એવું સાધન છે; તેથી ઉપનિષદ કહે છે કે, આત્મા પોતે જ દેખાય છે: ત્યાં તેને જોનાર જીવાત્મા — પુરુષ અને જોનાનાર પરમાત્મા — ઇશિતું સામ્યદર્શન થાય છે. આનુ સાધન વિશુદ્ધ થયેલા ચિત્ત વડે કરાતું ધ્યાન છે. આ ધ્યાન એ જ ચિત્તની મોટામાં મોટી વિભૂતિ છે. તે એનું લક્ષણ

જ છે ખરું પૂછો તો, પોતાની આ ધ્યાનશક્તિ વડે જ ચિત્ત રોજબરોજ ઇંદ્રિયજ્ઞાન મેળવે છે અને પરમજ્ઞાન પણ એ જ ચિત્તશક્તિથી મળે છે એ જગાએ કોઈ અનન્ય શક્તિ નથી જાગતી માત્ર ત્યાં આ શક્તિ તેની સોળે કળાએ તપવી જોઈએ છે* એટલે કે બુદ્ધિ ઇંદ્રિયાનુગામી બહિર્મુખ જ નહિ રહેતાં, સૂક્ષ્મદર્શી અંતર્મુખી થવી જોઈએ, અને તેની એકાગ્રતા અતિ સૂક્ષ્મ થવી જોઈએ આ કામ સત્યના સતત અનુશીલનથી થયા કરે છે આ દેવયાન છે તે પંથ સત્યથી વિતત છે (જુઓ શ્લોક ૬) ]

## ૯

## ધ્યાનની અમોઘ શક્તિ

આ ધ્યાનશક્તિ કેવી પ્રબળ છે તે જણાવીને ઋષિ આ સાધન અધ્યાય પૂરો કરે છે —

यं यं लोकं मनसा संविभाति ×
    विशुद्धसत्त्वः कामयते यांश्च कामान् ।
तं तं लोकं जयते तांश्च कामान्
    तस्मादात्मज्ञं ह्यर्चयेद् भूतिकामः ॥ ३ १ १० ॥

પદાર્થ

यं यं = જે જે જે કોઈ लोकं = લોકને નિશ્ચિત અમુક સ્થિતિ કે દશાને मनसा = મનથી મન વડે संविभाति = વિચારે છે સ્પષ્ટતાપૂર્વક જુએ

* અહીં સરખાવો કઠ० १ ३ १२ एष सर्वेषु भूतेषु गूढोत्मा न प्रकाशते, दृश्यते त्वग्र्यया बुद्ध्या सूक्ष्मया सूक्ष्मदर्शिभिः ।

× સરખાવો છાંદો० ८ २ —

स यदि पितृलोककामो भवति संकल्पादेवास्य पितरः समुत्तिष्ठन्ति तेन पितृलोकेन संपन्नो महीयते    मातृलोककाम    भ्रातृ० स्वसृ०-सखि०-गन्धमाल्य०-अन्नपान०-गीतवादित्र० स्त्रीलोक०    यं यं अन्तमभिकामो भवति यं कामं कामयते सोऽस्य संकल्पादेव समुत्तिष्ठति तेन संपन्नो महीयते ।

છે; ધ્યાન ધરે છે, મનથી. સંકલ્પ કરે છે विशुद्धसत्त्वः = જેણે પોતાના બુદ્ધિસત્ત્વને શુદ્ધ કરી, જોઈતી તૈયારીવાળુ કર્યું છે એવો; વિશુદ્ધ ચિત્તવાળો; પ્રબળ બુદ્ધિશાળી (તેમ જ) कामयते = ઇચ્છે છે; આશા રાખે છે, ઝંખે છે यान् च = અને જે જે कामान् = કામનાઓને (અને જે જે કામનાઓને ઇચ્છે છે), त त = તે તે, તે હરેક लोक = લોકને (જુઓ ઉપર) जयते = જય પામે છે; મેળવવામાં ફાવે છે; સફળ થાય છે तान् च = અને તે તે कामान् = કામનાઓને (પણ મેળવે છે), तस्मात् = તેથી કરીને; વિશુદ્ધ બુદ્ધિથી જેનું ધ્યાન ધરીએ તે આમ સાક્ષાત્ થાય એવો કાયદો હોવાથી आत्मज्ञं = આત્મજ્ઞાનીને; આત્મજ્ઞાનીના આદર્શને हि = જ अर्चयेत् = પૂજે, પૂજવો જોઈએ; સેવવો જોઈએ भूतिकाम = ભૂતિ – ઉદય કે ઉન્નતિ – ની કામનાવાળા પુરુષે, કલ્યાણમાર્ગીએ.

અન્વય

विशुद्धसत्त्व मनसा य यं लोक सविभाति, यान् च कामान् कामयते, त त लोक तान् च कामान् (सः) जयते । तस्मात् भूतिकामः आत्मज्ञ हि अर्चयेत् ॥

અર્થ

વિશુદ્ધ ચિત્તવાળો મનુષ્ય મનથી જે જે લોકોને વિચારે છે — જે દશાનું મનન કરે છે તથા જે કામનાઓ રાખે છે, તે તે લોકોને તથા તે તે કામનાઓને એ મેળવે છે. તેથી કરીને, પોતાનો ઉદય કરવાની કામનાવાળા પુરુષે આત્મજ્ઞાનીને (તેની દશા કે તેના આદર્શને) જ સેવવો જોઈએ. (કારણ કે, સર્વશ્રેષ્ઠ ભૂતિ કે ઉદયની શકયતા તેથી જ છે.) [૧૦]

[માનવચિત્ત પણ ઈશ્વર પેઠે સત્યસંકલ્પ હોઈ શકે છે. તેનું સાધન એની ધ્યાનશક્તિ છે. ચિત્ત ઘડાયુ જ એવી રીતે છે કે, મન

પડે ખરેખર તમે જેવું ચિંતન-મનન કર્યા કરો તેવું તમે પામો જ. આ જ વસ્તુને ગીતાકારે ઈશ્વરની પરિભાષા દ્વારા આમ કહી છેઃ—

ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् । ४-११
यो यो यां यां तनुं भक्तः श्रद्धयाऽर्चितुमिच्छति ।
तस्य तस्याचलां श्रद्धां तामेव विदधाम्यहम् ॥
स तया श्रद्धया युक्त. तस्याराधनमीहते ।
लभते च ततः कामान् मयैव विहितान् हि तान् ॥ ७-२०-२१ ॥

ચિત્તની આ સત્યસંકલ્પશક્તિ, ગીતાકાર કહે છે કે, ઈશ્વરે જ આપેલી છે. 'જેને મનુષ્ય ઇચ્છે તેમાં તેની શ્રદ્ધા હું જ અચલ કરી આપું છું.' એટલે કે, માનવ ઇચ્છામાં આવું ઈશ્વરી સત્યસંકલ્પપણું રહેલું છે. તેથી પછી તે એ પ્રમાણે મેળવવાને માટે આરાધના — એટલે કે તેની ભક્તિપૂર્વક તે માટે એકાગ્ર પ્રયત્ન — કરે છે. તેથી એને ફળ મળે જ છે, કેમ કે આમ ફળ આવવું, એ જગતનો ઈશ્વરી કાયદો છે.

આ જે ગીતાકારનું કથન છે, તે જ મૂળે આ ઉપનિષદ-મંત્ર છે.

આ પ્રમાણેનો જગતનો કાયદો હોવાથી જીવનમાં કલ્યાણ કે ભૂતિ — ઉત્કર્ષ ચાહનારાએ આપોઆપ સમજવું જોઈએ કે, તેણે પોતાની કામના બાબતમાં વિવેક કરીને જાગ્રત બનવાનું છે. તેથી ઋષિ કહે છે, આવા ભૂતિકામ પુરુષે આત્મજ્ઞાનની જ આરાધના કરવી. એનાથી બીજામાં પડનાર — તેની આશા કરનાર, તેના સત્યસંકલ્પે કરીને, તે વસ્તુને પામશે તો ખરો; "જે જે લોકને* મનુષ્ય વિચારે છે ... તે તે વસ્તુને તે પામે છે," પણ તેની આશા, તેનું જ્ઞાન, તેનો વિચાર, તેનું

* અહીં 'લોક' શબ્દનો અર્થ સ્પષ્ટ થવો જોઈએ. લોક = દેશકાળમાં કલ્પાતી અમુક માનવદશા. તેનો ભૌગોલિક અર્થ આ ઉપરથી જ પછી સમજવાનો આવેલો છે, તે આપણી સમજશક્તિની જડતામાં સ્થૂલ ઉતારવા માટેની પ્રાકૃત યુક્તિ જ છે.

કર્મ વ્યર્થ બને છે (ગીતા. ૬-૧૨.) નહિ કે તેનાં ફળ નથી મળતાં એ અર્થમાં તે વ્યર્થ છે. પરંતુ જે મૂળ અતૃપ્તિ કે અસુખનો માર્યો મનુષ્ય અજ્ઞાનથી આ કે તે ક્ષુદ્ર ભાવો પાછળ પડે છે, તે અતૃપ્તિ કે અસુખ ઊભું ને ઊભું જ રહે છે (ગીતા. ૬-૧૧.) એટલે માણસ માથાકૂટ તો પાર વગરની કરે છે, પરંતુ તેનું પ્રયોજન ખોટું વિચાર્યાથી તે નકામી જાય છે. અને તે અર્થમાં તેનુ કર્મ વ્યર્થ છે, એમ કહેવામાં આવે છે. તેથી ઋષિ સમજાણને કહે છે, "ખરો ભૂતિકામ હશે તે તો આત્માને જ ઉપાસશે" અને એમ કરવાથી કશું ખોવાનું તો ક્યાં જ રહ્યું, એવો પુરુષ પૂરેપૂરી ભૂતિને પામે છે, ઉપરાંત એ જ પરમ વિદ્યા — પરમ બ્રહ્મને પણ ઓળખે છે; એ જ જાણવાનું બધું જાણી જ્ઞાનતૃપ્ત બને છે: એમ તેણે એક કાકરે બંને પક્ષી પાડયાં છે — કર્મનું ફળ અને જ્ઞાન.

આમ કહીને ઉપનિષત્કાર આ ખંડ પૂરો કરે છે અને સાધનાનું પ્રકરણ વિચારતા આ મુંડકનો બીજો ખંડ પાછો આ જ વાતનું મથાળું બાંધીને શરૂ કરે છે. અને વળી પાછી સાધનાની ચાવી ટૂંકમાં કહીને ઉપનિષદ પૂરું કરે છે.'

# ત્રીજું મુંડક, ખંડ ૨

આત્મસાધના શક્ય છે. ગુહ્યમાં ગુહ્ય છતાં આત્માને મનુષ્ય પોતાના ચિત્તની પરમ ધ્યાન-શક્તિ વડે પામી શકે છે; માત્ર તે શક્તિ વિશુદ્ધ અને શ્રેષ્ઠ કરવી જોઈએ, અને તે પુરુષે ગુરુમુખ થવું જોઈએ. તે માટે સાધના કરવાની છે. તો પછી આત્મદર્શન તો એની મેળે થાય જ છે: સૂર્યને બતાવવાને માટે દીવાની જરૂર નથી હોતી તેમ.

આ વસ્તુ ફરીના ઋષિ કહે છે, અને શિષ્ય સાથે નવી બેઠક શરૂ થાય છે. હે શૌનક,

## ૧

## એ જ એક માર્ગ

स वेदैतत् परमं ब्रह्मधाम
यत्र विश्वं निहितं भाति शुभ्रम् ।
उपासते पुरुषं ये ह्यकामास्
ते शुक्रमेतदतिवर्तन्ति धीराः ॥ ३-२-१ ॥

### પદાર્થ

स. = તે (સાધક) वेद = જાણે છે; પામે છે एतत् = એ परम = પરમ; સર્વશ્રેષ્ઠ ब्रह्मधाम = બ્રહ્મ — અક્ષરરૂપી ધામ — સ્થાન यत्र = જેમાં જે પરમ ધામની અંદર विश्वं = વિશ્વ; આખી સૃષ્ટિ निहितं = રહેલું; ગોઠવાયેલું; સમાયેલું भाति = ભાસે છે शुभ्रम् = શુભ્ર, શુદ્ધ; उपासते = સમિત્પાણિ થઈ પામે જાય છે — અંતેવાસી બને છે; ઉપાસે છે, पुरुषं = (તે) પુરુષને; તે આત્મજ્ઞાનીને ये = જેઓ हि = (વાક્યપૂર્તિ માટે) अकामाः = કામનારહિત — નિષ્કામ બનેલા લોકો; મુમુક્ષુઓ,

તે = તેઓ शुक्रम् = શુક્રને, જન્મબીજને, જન્મના કારણને एतद् = એ ('શુક્રને'નું વિશેષણ) अतिवर्तन्ति = ઓળંગી — પાર કરી જાય છે धीरा. = ધીર પુરુષો, ધૃતિ અને નિષ્ઠાથી સાધના કરનાર તે મુમુક્ષુઓ.

અન્વય

स एतद् परम ब्रह्मधाम, यत्र निहित विश्व शुभ्र भाति, वेद । ये हि अकामा (त) पुरुष उपासते, ते धीरा एतद् शुक्रम् अतिवर्तन्ति ॥

અર્થ

તે (= સાધક પુરુષ), એ (જે જાણીતું) પરમ બ્રહ્મ ધામ, કે જેની અંદર રહેલુ વિશ્વ (કે આ આખી સૃષ્ટિ) શુભ્રપણે — સાફ ભાસે છે, તેને જાણે છે. નિષ્કામ થયેલા જેઓ (તેવા જ્ઞાની) પુરુષને ઉપાસે છે — સમિત્પાણિ થઈ તેના અંતેવાસી બને છે, — તે ધીર લોકો એ (જે જગતનું જાણીતું જન્મબીજ છે, જન્મનું કારણ છે, તે) શુક્રને ઓળંગી જાય છે — અમૃતને પામે છે [૧]

[ગયા ખંડના ૧૦ મા — છેલ્લા મંત્રની જ લીંટીથી આ નવી એકકનો વિચાર આગળ ચાલે છે પરમબ્રહ્મમાં ઓતપ્રોત રહેલુ આ વિશ્વ છે, અને તેથી તે સાફ ભાસે છે, એમ એકરૂપ વસ્તુ જોનાર જાણનાર જ જાણે છે. એના જાણનારનો અંતેવાસ સેવવાનો અધિકારી અકામ હોય, અને ધીરતાપૂર્વક તે આગળ વધે કામનાને જોરે તો આખી દુનિયા ચાલે છે, પણ એ માટેની ધીરતા ધરનારા ખરા ધીરપુરુષ નથી. પરંતુ જ્યાં તેવી રીતનું કામનાનુ વસ્તુ નથી, જ્યા એવી સીધી લૌકિક પ્રેરણા નથી,' ત્યા જેઓ અલૌકિક એવી શ્રદ્ધા વડે અપૂર્વ ધીરતા બતાવીને ચાલે છે, તેઓ ખરા ધીરપુરુષ છે તેઓ કામનાનુ બીજ જે શુક્ર તેને જ વટાવી જાય છે. મુખ્ય વસ્તુ છે (૧) અકામતા અને (૨) ધીરતા ધીરતા ધરીને કામનામાત્રના નિર્વાણને પહોચવુ જોઈએ, અને એની પાછળ એક જ પ્રેરક હેતુ હોઈ શકે છે — આત્મજ્ઞાનની

ઉપાસના. આત્માને ન જાણવાથી, અથવા આ કે તે કામનાના પ્રેયસ પદાર્થને આત્મસાત્ કરવાની ભ્રમણા થયા કરવાથી, કામપરંપરા ચાલે છે. માનવસૃષ્ટિનું સમગ્ર જીવન અને માનસનું આમૂલાગ્ર નિરીક્ષણ તથા અભ્યાસ કરીને આર્ષ ઋષિઓએ આ સિદ્ધાંત જોયો છે. માનવ દુઃખ અને તેનું પરમ સુખ બેઉનું નિદાન એમાંથી મળી રહે છે. એ જે સમજે તે આત્મકામી છે; એ ન સમજે તે કામકામી છે; અને તે મુજબ તે કરે છે અને ભરે છે. આ પરમ જીવનતત્ત્વ છે. વારંવાર યાદ કરી કરીને એ જ સમજવાનુ છે. એમાં જીવનની સાવ સાદી વાત રહેલી છે, જે ફરી ઋષિ કહે છે:]

જગતનો સનાતન કાયદો છે કે —

कामान् यः कामयते मन्यमानः
स कामभिर्जायते तत्र तत्र ।
पर्याप्तकामस्य कृतात्मनस्तु
इहैव सर्वे प्रविलीयन्ति कामाः ॥ ३-२-२ ॥

પદાર્થ

અન્વય

कामान् मन्यमान य कामयते, सः कामभिः तत्र तत्र जायते।
पर्याप्तकामस्य कृतात्मन तु सर्वे क मा. इह एव प्रविलीयन्ति ॥

અર્થ

કામનાઓ કે વિષયવાસનાઓનું ચિંતન કરતો — તેમને ઝંખતો જે માણસ તેમની ઇચ્છા કરે છે, તે તેવાં તેવાં સ્થાનોએ (તે તે) કામનાઓ લઈને (એટલે કે, તેમને લીધે કે તેમની સાથે) જન્મે છે. પરંતુ જેણે કામનાઓ પૂર્ણ કરી છે, એવા પૂર્ણકામ અને જિતાત્મા કે આત્મપરાયણ પુરુષની બધી કામનાઓ 'અહીં' આ લોકમાં જ લય પામે છે. — (એ કામનાઓ નિર્બીજ થઈ હોવાથી આગળ જન્મ આપવાની તાકાત વગરની બની જાય છે.) [ ૨ ]

[મનની તાકાત સતસંકલ્પતા છે. જીવનમાં જેની કલ્પના કરી ચિંતન રટણ કર્યા કરો તે આવી મળે છે. આ સાદો માનસ સિદ્ધાંત અગાઉ એક ખંડમાં (૩-૧-૧૦) આપણે જોયો છે. તે ફરીથી કહીને તેમાંથી પ્રતિપાદન કરીને જણાવે છે કે, આવી કામ-પરંપરા ખતમ કરવી જોઈએ. તેને માટે અહીં ઋષિ નકારવાચક 'निष्काम' શબ્દ ન વાપરતાં હકારવાચક 'पर्याप्तकाम' પદ વાપરે છે. કામનાઓનો જય એક પ્રકારની પરિતૃપ્તિ-કે-સંતોષ-જન્ય સિદ્ધિ છે. તે કોણ મેળવે? જેણે પરમોત્તમ કામના જે આત્મકામના છે, તેનુ ચિંતન માંડ્યું છે; એમ કરીને જે પુરુષ कृतात्मा બન્યો છે. पर्याप्तकाम=कृतात्मा અર્થ જ છે. તે જ ગીતાનો નિષ્કામ કે અનાસક્ત પણ છે. એવા પુરુષના કામોનું શું થાય છે? મંત્ર કહે છે કે, તે બધા કામો લય પામી છે. જેમ કોઈ મહાન ફળ કે કામના સધાતાં તેમાં આવી તેની આગળ તુચ્છ લાગતી અનેક ઇચ્છાઓ રહી શકતી

બધીના મોતિયા મરી જાય છે, તેમ જ તે પુરુષની કામનાઓ પરમ કામનાના ચિંતન આગળ તુચ્છ અને નિર્બીજ બની જાય છે, તે પુરુષ તેમનાથી વિહ્વળ બનતો મટે છે જીવનમા આ કરું તે કરું– આ થાઉં, તે થાઉં – આ મળ્યું છે, તે મેળવું – એવી મહત્વાકાંક્ષા તેને માટે પછી રહેતી નથી તે સ્વસ્થ બની સહજ જીવન ગુજારે છે તેવા પુરુષનું વર્ણન જ ગીતાકારે પોતાનો ઘડો આપીને કર્યું છે — नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि। સાખ્ય પરિભાષામા એને જ નિસ્ત્રૈગુણ્ય કે નૈષ્કર્મ્ય કહે છે (જુઓ ગીતા ૩ ૨૨)]

## ૨

## આત્મા જ પરમ વરેણ્ય છે

એટલે આત્મજ્ઞાન માટે કરવામા કાંઈ પણ કરવાનું હોય તો આ મનજય છે, જેનું પરમ અને એકમાત્ર સાધન ધ્યાન છે, બીજા મનાતા સાધનો ખોટા છે –

અન્વય

कामान् मन्यमानः यः कामयते, सः कामभिः तत्र तत्र जायते।
पर्याप्तकामस्य कृतात्मनः तु सर्वे कामाः इह एव प्रविलीयन्ति ॥

અર્થ

કામનાઓ કે વિષયવાસનાઓનું ચિંતન કરતો — તેમને ઝંખતો જે માણસ તેમની ઇચ્છા કરે છે, તે તેવાં તેવાં સ્થાનોએ (તે તે) કામનાઓ લઈને (એટલે કે, તેમને લીધે કે તેમની સાથે) જન્મે છે. પરંતુ જેણે કામનાઓ પૂર્ણ કરી છે, એવા પૂર્ણકામ અને જિતાત્મા કે આત્મપરાયણ પુરુષની બધી કામનાઓ 'અહીં' આ લોકમાં જ લય પામે છે. —(એ કામનાઓ નિર્બીજ થઈ હોવાથી આગળ જન્મ આપવાની તાકાત વગરની બની જાય છે.) [ ૨ ]

[મનની તાકાત સત્યસંકલ્પતા છે. જીવનમાં જેની કલ્પના કરી ચિંતન રટણ કર્યા કરે તે આવી મળે છે. આ સાદો માનસસિદ્ધાંત અગાઉ એક ખંડમાં (૩-૧-૧૦) આપણે જોયો છે. તે ફરીથી કહીને તેમાંથી પ્રતિપાદન કરીને જણાવે છે કે, આવી કામ-પરંપરા ખતમ કરવી જોઈએ. તેને માટે અહીં ઋષિ નકારવાચક 'निष्काम' શબ્દ ન વાપરતાં હકારવાચક 'पर्याप्तकाम' પદ વાપરે છે. કામનાઓનો જય એક પ્રકારની પરિતૃપ્તિ-કે-સંતોપ-જન્ય સિદ્ધિ છે. તે કોણ મેળવે? જેણે પરમોત્તમ કામના જે આત્મકામના છે, તેનું ચિતન માંડ્યું છે; એમ કરીને જે પુરુષ कृतात्मा બન્યો છે. पर्याप्तकाम=कृतात्मा અર્થ જ છે. તે જ ગીતાનો નિષ્કામ કે અનાસક્ત પણ છે. એવા પુરુષના કામોનું શું થાય છે? મંત્ર કહે છે કે, તે બધા કામો લય પામી જાય છે. જેમ કોઈ મહાન ફળ કે કામના સધાતાં તેમાં આવી જતી કે તેની આગળ તુચ્છ લાગતી અનેક ઇચ્છાઓ રહી શકતી નથી, તે

બધીના મોતિયા મરી જાય છે, તેમ જ તે પુરુષની કામનાઓ પરમ કામનાના ચિંતન આગળ તુચ્છ અને નિર્બીજ બની જાય છે, તે પુરુષ તેમનાથી નિર્વ્યળ બનતો મટે છે જીવનમા આ કરુ, તે કરુ– આ થાઉં, તે થાઉં – આ મળ્યુ છે, તે મેળવુ – એવી મહત્ત્વાકાક્ષા તેને માટે પછી રહેતી નથી તે સ્વસ્થ બની સહજ જીવન ગુજારે છે તેવા પુરુષનુ વર્ણન જ ગીતાકારે પોતાનો ધડો આપીને કર્યું છે— नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि । સાખ્ય પરિભાષામા એને જ નિસ્ત્રૈગુણ્ય કે નૈષ્કર્મ્ય કહે છે (જુઓ ગીતા ૩ ૨૨)]

## ૨

## આત્મા જ પરમ વરેણ્ય છે

એટલે, આત્મજ્ઞાન માટે કરવામા કાંઈ પણ કરવાનુ હોય તો આ કામ જય છે, જેનુ પરમ અને એકમાત્ર સાધન ધ્યાન છે, બીજા મનાતા સાધનો ખોટા છે –

नायमात्मा प्रवचनेन लभ्यो

न मेधया न बहुना श्रुतेन ।
यमेवैष वृणुते तेन लभ्यस्
तस्यैष आत्मा विवृणुते तनु स्वाम् ॥ ३ २ ३ ॥

### પદાર્થ

न = ના નથી अयम् = આ आत्मा = આત્મા प्रवचनेन = પ્રવચન વડે, પ્રવચનશક્તિથી, પ્રવચન કે કથાવાર્તા કરવાથી लभ्य = લાભી શકાય એવો, મળે એવો, न = ના, નથી मेधया = મેધા – તર્ક કે બુદ્ધિથી પાંડિત્યથી,* न = ના, નથી बहुना = બહુ ઘણુ श्रुतेन = શાસ્ત્રશ્રવણથી શ્રુતિ–શાસ્ત્રો ભણવા સાભળવાથી, यम् = જેને एव = ( પાદપૂર્તિ માટે, અથવા ) જ

* શંકરાચાર્ય અર્થ કરે છે — ग्रन्थार्थधारणशक्त्या । ગ્રંથોના અર્થ ધારણ કરવાની — તે સમજી લઈ પચાવવાની શક્તિ વડે

एषः = એ वृणुते = વરે છે; પસંદ કરે છે, तेन = તેનાથી लभ्य = મેળવી શકાય – પમાય એવો (તે આત્મા છે.) तस्य = તેની આગળ; તેને एषः = એ આત્મા = આત્મા विवृणुते = ખોલે છે, પ્રગટ કરે છે तनुम् = સ્વરૂપ स्वाम् = પોતાનું.

અન્વય

अयम् आत्मा प्रवचनेन न लभ्य, न मेधया (लभ्य), न बहुना श्रुतेन (लभ्य)। एषः यम् एव वृणुते तेन लभ्यः — तस्य एषः आत्मा स्वां तनुं विवृणुते ॥

અર્થ

આ આત્મા પ્રવચનશક્તિથી, કે (શાસ્ત્રાર્થ વગેરે ધારણ કરવાની — અપનાવવા કે સમજવાની) મેધાશક્તિથી, કે બહુ શાસ્ત્ર-શ્રવણથી મળે એવો નથી. જેને એ વરે છે. તેનાથી એ પમાય છેઃ તેને એ આત્મા પોતાનું સ્વરૂપ પ્રગટ કરે છે, — તે એનો સાક્ષાત્કાર કરે છે. [૩]

[શાસ્ત્રો કે અધ્યાત્મગ્રંથો સાંભળવા, સમજવા; તેમનો અર્થ પામી તે પચાવવો; અને તેથી આગળ શક્તિ હોય તો તે વિષે પ્રવચન કરી જાણવું — આમાંનું કાંઈ આત્મજ્ઞાનનુ સાધન નથી. એમાંનુ એકે આત્માના જ્ઞાનનુ ચિહ્ન નથી. એ બધુ કરી જાણતો છતો, મનુષ્ય અનાત્મ હોય — આત્માને ન પામ્યો હોય આ બધું એક પ્રકારનું અપરાવિદ્યાકાર્ય પણ બહુ તો હોય. પરંતુ, આવી શક્તિ અને પ્રવૃત્તિને સામાન્યપણે લોકો જ્ઞાનના ચિહ્નરૂપ માને છે, અને એવો ભ્રમ ઉપનિષદ-કાળ જેટલો સનાતન છે. અગાઉ ૩–૧–૫ મંત્રમાં આત્મજ્ઞાન માટેનાં ચોખ્ખાં સાધનો કયાં, તે કહ્યાં છે. અહીં અને પછીના મંત્રમાં ખોટી રીતે લબ્ધપ્રતિષ્ઠ થયેલાં અથવા લોકમાં રૂઢિગત મનાતાં સાધનો વિષે ચેતવણી છે. સાધના અંગે એક પ્રકારનો નેતિવાદ આ બે મંત્રોમાં આવે છે.

તો પછી આ આત્મા મળે શી રીતે? તે લભ્ય તો છે ને? તેનો જવાબ પણ આ બેઉ મંત્રોમાં બહુ ચોક્સ રીતે આપેલો છે ઋષિ કહે છે, જેના પર એ આત્મા વારી જાય છે તેને એ મળે છે, તેને એ દેખા દે છે પહેલી નજરે આ જવાબ વિચિત્ર કે સાવ નાજવાબ જેવો લાગશે પરંતુ તેમાં સ્પષ્ટ એક વાત કહેલી છે, જે આપણે અગાઉ એક યા બીજી રીતે જોઈ છે આત્મદર્શનનું સાધન આત્માને જોવો એ જ છે, કેમ કે આત્મા ખરું જોતાં જીવને નિત્ય પ્રગટ છે અને જીવને એ નિત્ય મળેલો જ છે, માત્ર તેના અજ્ઞાનને લઈને, ખરેખર આત્મકામી જીવ અન્યાન્ય વસ્તુઓનો કામી હોય એમ વર્તીને ભૂલે ભમકાય છે એ મટે — અકામ મમી પોતે બને એટલે આત્મા તો સ્વયંપ્રકાશ હતો તે છે જ અને હમેશ હશે જ

આ સાદી વાતને ઋષિ આની ભાષામાં કહે છે — यमेवैष वृणुते तेन लभ्य । આત્મા કોઈ આપણાથી પરાયો નથી કે તેની કૃપા વરસે ને તે આપણને વરે એટલે સિદ્ધિ મળે છે આત્મા અને જીવ તો પરસ્પર સનાતન વરેલા છે (જુઓ અગાઉ જોયો તે બે પક્ષીમિત્રોનો શ્લોક ૩-૧-૧) પરંતુ જે જીવ અકામકામી બન્યો છે તેને જ આત્મા ખરેખર વર્યો કહેવાય કેમ કે તે જીવ જ સભાન થયો છે

કેટલાક ભક્તિપંથી અર્થકારો આ જગાએ એમ પણ અર્થ બતાવી શકે છે કે, ઈશ્વરની કૃપા કે તેનો પ્રસાદ થાય તો આત્મા મળે એને જ મળતો ખ્રિસ્તી ધર્મમાં એક પૂર્વનિયતિવાદ કહેવાતો સિદ્ધાંત છે કે, જેને ઈશ્વરે અગાઉથી નિયત કર્યા છે તેઓ મોક્ષને પામે છે એમાંથી જ ગુરુકૃપા કે ગુરુપ્રસાદનો વાદ પણ સમર્થન પામે છે કે, ગુરુની કૃપા વડે મોક્ષ થાય છે

આ જાતના વાદથી એવો ભ્રમ થાય છે કે જીવ કે મનુષ્યથી બહાર કશું સત્ત્વ છે કે જેની મહેરબાની મોક્ષનું સાધન છે એવી રીતે? જેમ શેઠ કે સરકારની મહેરબાની હોય તો અમુક તમુક કામ સધે છે તેમ! અને તેથી પછી અધ્યાત્મને નામે બેગમ ધતિંગો અને ખુશામતી પાખંડ

જાગે છે. ઈશ્વર એ કોઈ આવું નિરાળું સત્ત્વ નથી. અથવા નિરાળાપણું છે તો તેનો 'પ્રસાદ' એટલે જીવે અકામ બનવું તે જ છે. મનુષ્યને આત્મા વરે એટલે એ કે, જીવે સામેથી તેને વરવો જોઈએ, આત્મા જ પરમ ભૂતિ છે એમ સમજી જીવે એને જ પરમ વરેણ્ય સમજવાનો છે. એનો જ અર્થ આત્મા એને વરે છે, સમજવું.

આ વો અર્થ શ્લોકના શબ્દો અને વ્યાકરણ પરથી કાઢવો જોઈએ. પરંતુ શંકરાચાર્ય તેનો અન્વય બદલી લઈને આ પ્રમાણે અર્થ કરે છેઃ—

"તો પછી શા વડે તે આત્મા મળે છે? — यमेव (परमात्मानमेव) एष (विद्वान्) वृणुते (प्राप्तुम् इच्छति) तेन (वरणेन) एष परमात्मा २२३. न अन्येन साधनान्तरेण । नित्यलब्धस्वभावात् ॥

(પરમાત્માને જ એ વિદ્વાન પુરુષ મેળવવા ચાહે; તે ચાહના વડે એ પરમાત્મા મેળવી શકાય છે, બીજા કોઈ સાધનથી નહિ, કારણ કે, તે આત્માનો સ્વભાવ એ છે કે તે 'નિત્યલબ્ધ' છે, તેને કાંઈ નવેસર મેળવવાનો નથી, તે તો ખરું જોતા સદાનો આપણ દરેકને મળેલો જ છે)

આ જ શ્લોક કઠ૦ માં (૧-૨-૨૩) પણ આવે છે. ત્યાં પણ શંકરાચાર્ય આ રીતે જ અન્વય બેસાડે છે, પણ તેનો એ જ અર્થ બીજી રીતે મૂકે છે, જે જોવા જેવો છેઃ—

केन तर्हि लभ्य ?—यमेव (स्वात्मानम्) एष (साधकः) वृणुते (प्रार्थयते) तेन एव (आत्मना वरित्रा) स्वयमेव आत्मा लभ्यः ज्ञायते ।

(તો પછી તે શા વડે મળે છે? પોતાના આત્માને જ એ સાધક વરે છે—પ્રાર્થે છે, તે જ પ્રાર્થતા આત્માને આત્મા પોતાની મેળે જાણવામાં આવે છે)

અને તે અર્થ વળી ટૂંકમાં-શંકરાચાર્ય સ્પષ્ટ કરે છે—

निष्कामस्य आत्मानम् एव प्रार्थयतः आत्मना एव आत्मा लभ्यते इति अर्थः ।

(અર્થ એ છે કે, નિષ્કામ પુરુષને, એટલે કે જે કેવળ આત્મપ્રાપ્તિને જ વાંછે છે, તેવા પુરુષને આત્મા વરે જ આત્મા મળે છે)

મુખ્ય ધ્યાનમાં લેવાની બાબત એ છે કે, આત્મપ્રાપ્તિ કે પરાવિદ્યાનું સાધન કોઈ અન્ય કશું નથી, એ આત્મા જ છે. આત્મજ્ઞાન એ કાંઈ પૂર્વે ન જાણેલી અને હવે પછી જાણવાની વસ્તુ નથી; આત્મા નિત્યજ્ઞાત છે. તેથી તેને મેળવવાની વાત જ, ખરું જોતાં તો, વિચિત્ર છે. છતાં, અજ્ઞાન કે અવિદ્યા યા ખોટી સમજની ઢાંકણી દૂર કરવાની છે; તે પરથી 'આત્માની પ્રાપ્તિ' એવી ભાષા વપરાય છે. એટલે તેનું સાધનમાં સાધન હોય તો એ છે કે, અવિદ્યા દૂર કરવી, કામગ્રંથી ભેદવી. એને માટે પ્રયત્ન કરવાનો છે. એ પ્રયત્ન એટલે અનન્ય ભાવે આત્માને જ ચાહવો એ છે. આ કરવા માટે જે ચિત્તસંપત્તિ જોઈએ તે કેળવો. એ સાધનસંપત્તિ કઈ તે નકારરૂપે પ્રથમ કહીને હકારરૂપે કહે છે:]

## ૩
## તેને વરેલું જીવન

नायमात्मा बलहीनेन लभ्यो
　　न च प्रमादात् तपसो वाप्यलिंगात् ।
एतैरुपायैर्यतते यस्तु विद्वान्
　　तस्यैष आत्मा विशते ब्रह्मधाम ॥ ३-२-४ ॥

**પદાર્થ**

न = ના; નથી अयम् = આ आत्मा = આત્મા बलहीनेन = બળવગરનાથી; નિર્બળથી; જેનામાં આત્મબળ કે આત્મનિશ્ચયજન્ય ધૈર્ય અને વીરતા નથી એવાથી लभ्यः = મેળવી શકાય — મળે એવો न = ના; નથી च = અને प्रमादात् = પ્રમાદમાંથી; અજાગૃતિમાંથી ( મળે એવો ) तपसः वा अपि = અથવા તો તપથી अलिंगात् = અલિંગ; અપ્રમાણ; અઘટિત ( એવા 'તપથી' નથી મળતો ); एतैः = એ उपायैः = ઉપાયોથી यतते = પ્રયત્ન કરે છે; મથે છે यः तु = પરંતુ જે विद्वान् = વિદ્વાન; સમજુ; વિવેકયુક્ત પુરુષ तस्य = તે વિદ્વાનનો एषः = એ आत्मा =

આત્મા विशते = પ્રવેશ કરે છે; — માં જાય છે, પામે છે ब्रह्मधाम = બ્રહ્મધામમાં; બ્રહ્મપદ; બ્રહ્મૈક્ય.

અન્વય

अयम् आत्मा बलहीनेन न लभ्यः, प्रमादात् च न (लभ्यः), अलिङ्गात् तपसः वा अपि (न लभ्य); यः तु विद्वान् एतैः उपायैः यतते, तस्य एष आत्मा ब्रह्मधाम विशते ॥

અર્થ

આ આત્મા બલહીન પુરુષને મળે એવો નથી; અને પ્રમાદથી અથવા અલિંગ (એટલે કે, અપ્રમાણિત યા શાસ્ત્રોક્ત નહિ એવા) તપથી પણ તે મળે એવો નથી. પરંતુ જે વિદ્વાન કે વિવેકયુક્ત પુરુષ (બળ, અપ્રમાદ, અને શાસ્ત્રોક્ત તપ) એ ઉપાયોથી પ્રયત્ન કરે છે, તેનો એ આત્મા બ્રહ્મધામમાં પ્રવેશ પામે છે—તે પુરુષ બ્રહ્મપદને પામે છે. [૪]

[ગયા મંત્રમાં કહ્યું કે, પ્રવચનશક્તિ, મેધા-બુદ્ધિ, કે શાસ્ત્રશ્રવણ, એમાંનું એકે આત્મજ્ઞાનનો ઉપાય નથી: ઉપાય માત્ર એક જ છે — અનન્ય આત્મકામના; કે સર્વ ભક્તોએ ગાયેલી અનન્ય ભક્તિ — मेरे तो गिरिधर गोपाल दूसरा न कोई।

આ અનન્યતાનો જીવનમાં શો અર્થ નીતરી રહે? તેવા પુરુષનું જીવન કેવું હોય? આનો ઉત્તર આ મંત્ર આપે છે. તે કહે છે કે, આત્મકામના સેવતી — એક આત્મા સિવાય બીજી કશી જ વસ્તુ જેને ખપે નહિ એવો પરમ વૈરાગ્ય સેવવો, એ અમુક પ્રકારના બળ કે જીવનશક્તિનું કામ છે, તેને માટે પ્રમાદી રહ્યે ન પાલવે — સતત જાગ્રત રહેવું જોઈએ, તે સારુ તપોમય જીવનપદ્ધતિ જોઈએ. અને એમ તે મથતો રહે તો જ તે પામે છે.

આ કહેવાનું નકારવાચી શબ્દોથી મંત્ર જણાવે છે: બળ વિના, પ્રમાદી રહ્યે, કે ગમે તેમ તપ કરવાની ભળતી રીતોથી કાંઈ રંધાતું નથી.

આ બળ એટલે કેવા પ્રકારની શક્તિ? તે અંગબળ નથી; તે તર્કબળ કે વાચાબળ કે બુદ્ધિબળ પણ નથી, એ આપણે ઉપર જોઈ ગયા. તે તો જીવનને ઉન્નત કરવાને માટે જોઈતી શક્તિ છે. *अशक्तिमान् भवेत् साधुः* એવી એક ઉક્તિ છે. નિર્બળ પણ સાધુ જેવો દેખાય. પણ બળમાંથી જન્મતી સાધુતા સાચી છે. એ અર્થ 'બળ'નો છે. યોગસૂત્રે તેનું વર્ણન આ પ્રમાણે કર્યું છે — *श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम्* (૧-૨૦) એ બળ એટલે શ્રદ્ધા, વીરતા, જાગૃતિ, સમાધિ કે એકાગ્રતા, અને પ્રજ્ઞા. શંકરાચાર્ય તેનો અર્થ કરે છે — એ બળ એટલે *आत्मनिष्ठाजनितवीर्य*. એક આત્મા જ છે એવી નિષ્ઠામાંથી નીપજતો, એટલે કે તે શ્રદ્ધાને જીવવા માટે જે વીરોચિત જીવન-પુરુષાર્થ જોઈએ તે કે જેવો મીરાં, કબીર, નરસિંહ આદિએ બતાવ્યો છે. ષડ્રિપુ પર વિજય મેળવવાનું બળ એ છે. (સરખાવો કબીરજીનું ભજન '*शूर संग्रामको देख भागे नहीं.*' (આશ્રમભજનાવલી, નવી આવૃત્તિ પા. ૨૨.) જીવનના પરમ સંગ્રામમાં ઝૂઝવાનું જે બળ તે બળ આ છે. તેવા બળ વગર આત્મા મળતો નથી, એ બરોબર સમજવાનું છે. આત્મપ્રાપ્તિ એ પરમજીવનશક્તિનું કામ છે; નહિ કે જીવનમાં હારેલાં હાંઝેલાં કાયરાં કાંગલાંનું. આ વસ્તુ ઉપનિષદનો એક બહુ મહત્ત્વનો બોધ છે.

તપ 'અલિંગ' ન હોવું જોઈએ. એટલે કે, કેવળ કાયાકષ્ટ કે ગમે તેમ વ્રતો કરવાં એ તપ નથી પરમ ઉદ્દેશની પૂર્તિ માટે જે કષ્ટ સહનશક્તિ અને તિતિક્ષા ઇ૦ જોઈએ તે તપ છે. ગીતાકારે આ બાબત [અ. ૧૭, શ્લો૦ ૧૩ થી ૧૬] સ્પષ્ટ વિવેચન કર્યું છે: —

> "દેવ, દ્વિજ, ગુરુ, જ્ઞાની — તેની પૂજા, પવિત્રતા,
> બ્રહ્મચર્ય અહિંસા ને આર્જવ — દેહનું તપ
> અખૂંચતું સત્ય ને મીઠું હિતનું વેણ બોલવું;
> તથા સ્વાધ્યાય, અભ્યાસ — વાણીનું તપ તે કહ્યું.

આત્મનિગ્રહ ને મૌન, મન કેરી પ્રસન્નતા,
મૃદુતા, ભાવની શુદ્ધિ — મનનુ તપ તે કહ્યું.
યોગથી, અતિ શ્રદ્ધાથી આચરે આ ત્રણે તપો,
ન સેવી ફળની આશા, તે કહેવાય સાત્વિક.
સત્કાર - માન - પૂજાર્થે તથા જે દંભથી કરે,
તે તપ રાજસી લોકે, કહ્યું ચંચળ અધ્રુવ.
મૂઢાગ્રહે તપે જેઓ પીડીને અંતરાત્માને,
પરના નાશ માટે વા, તપ તે તામસી કહ્યું."

પરાવિદ્યા-પરાયણ જીવનના આ ત્રણ મુખ્ય મુદ્દા છે — આત્મબળ, અપ્રમાદ અને સાત્વિક તપ. તે દ્વારા પ્રયત્ન કરતો રહેનારો સાધક કાળે કરીને બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે. ગીતાકાર+ કહે છે તેમ, ब्रह्मभूयाय कल्पते । બ્રાહ્મી સ્થિતિ પ્રાપ્ત કરવા તરફ પ્રયાણ કરે છે. પછી શું થાય છે? તેનો આગળ વધારે સ્ફોટ કરે છે: —]

## ૪
## ઋષિ અને યતિ

संप्राप्यैनम् ऋषयो ज्ञानतृप्ताः ।
कृतात्मानो वीतरागाः प्रशान्ताः ।
ते सर्वगं सर्वतः प्राप्य धीराः
युक्तात्मानः सर्वमेवाविशन्ति ॥ ३-२-५॥

वेदान्तविज्ञानसुनिश्चितार्थाः
*संन्यासयोगाद् यतयः शुद्धसत्त्वाः ।
ते ब्रह्मलोकेषु परान्तकाले
परामृताः परिमुच्यन्ति सर्वे ॥ ३-२-६ ॥

---

+ જુઓ ગીતા અ० ૧૪ ૨૬, ૧૮ ૫૩.

* સર૦ ગીતા અ० ૯ ૨૮ :- सन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि।

પદાર્થ

सप्राप्य = પ્રાપ્ત કરીને, एनम् = એને, એ આત્માને ऋषय = ઋષિઓ, જીવનમાં શું કાર્ય છે તે સમજનારા કે જોનારા પુરુષો (એટલે કે –) ज्ञानतृप्ता = જ્ઞાનતૃપ્ત, અંતરમાં એવું પામેલા કે જેણે કરીને તે તૃપ્ત કે શાંત થયા છે એવા, આત્મસંતુષ્ટ × कृतात्मान = આત્મપરાયણ, જિતાત્મા (જુઓ અગાઉ ૨૨૨ માં कृतात्मन) – वीतरागा = રાગદ્વેષરહિત ते = તેઓ सर्वगम् = સર્વવ્યાપક सर्वत = બધી બાજુઓથી, પરિપૂર્ણ રીતે प्राप्य = મેળવીને धीरा = ધીર પુરુષો युक्तात्मान = યોગયુક્ત પુરુષો, યોગીઓ सर्वम् एव = સર્વને જ, સર્વત્ર રહેલા એવા બ્રહ્મને જ आविशन्ति = પ્રવેશ કરે છે, પામે છે

वेदान्तविज्ञानसुनिश्चितार्था = વેદાન્તનું જે જ્ઞાન – બ્રહ્મજ્ઞાન અથવા વેદાન્ત અને વિજ્ઞાન – જ્ઞાનવિજ્ઞાન તેનું રહસ્ય સમજી તેના અર્થમાં જેઓ સુનિશ્ચિત થયેલા છે એવા, બ્રહ્મનિષ્ઠ કે આત્મપરાયણ બનેલા सन्यासयोगात् = સંન્યાસ યોગ દ્વારા यतय = યતિઓ, સંયમી, યોગીઓ शुद्धसत्त्वा = જેમનું બુદ્ધિ-સત્ત્વ શુદ્ધ થયું છે એવા — શુદ્ધ ચિત્તવાળા ते = તેઓ ब्रह्मलोकेषु = બ્રહ્મલોકમાં, બ્રહ્મપદમાં परान्तकाले = પરમ અન્તના સમયે, મરણકાળે परामृता = પરમ અમૃતને પામેલા, અમર થયેલા, બ્રહ્મભૂત બનેલા परिमुच्यन्ति = બરોબર — સર્વથા મુક્ત થાય છે सर्वे = બધા ('તેઓ' જોડે)

અન્વય

एनम् सप्राप्य, ज्ञानतृप्ता कृतात्मान वीतरागा प्रशान्ता ते धीरा युक्तात्मान ऋषय सर्वगम् सर्वत प्राप्य सवम् एव आविशन्ति ॥

वेदान्तविज्ञानसुनिश्चितार्था, सन्यासयोगात् शुद्धसत्त्वा ते सर्व यतय- परान्तकाले परामृता (भूता) ब्रह्मलोकेषु परिमुच्यन्ति ॥

---

× શંકરાચાર્ય અર્થ કરે છે — જ્ઞાનથી તૃપ્ત થયેલા, નહિ કે શરીરને – ઇંદ્રિયોને લાલનપાલન કરીને તૃપ્ત કરે એવા બાહ્ય સાધનો વડે તૃપ્ત થયેલા.

**અર્થ**

(હે શૌનક,) તે (આત્મા)ને પ્રાપ્ત કરીને, જ્ઞાનતૃપ્ત, જિતાત્મ, વીતરાગ અને પ્રશાન્ત થયેલા ધીર અને યોગયુક્ત ઋષિ પુરુષો સર્વવ્યાપક એવા બ્રહ્મને સર્વતઃ — પરિપૂર્ણ મેળવીને તે સર્વ (એવા બ્રહ્મ)માં જ પ્રવેશ કરે છે — બ્રહ્મપદને પામે છે. [૫]

(જ્ઞાન વિજ્ઞાનનો પાર પામીને) વેદાન્ત-જ્ઞાનના વિષયમાં દૃઢ બુદ્ધિવાળા એવા બ્રહ્મનિષ્ઠ, (એટલે, વૈરાગ્ય ધરી) સંન્યાસયોગની સાધના દ્વારા શુદ્ધચિત્તવાળા બનેલા, તે બધા યતિ. પુરુષો પરમ અન્ત કાળે ઉત્તમ એવા અમરપદ કે અમૃતને પામીને સર્વથા મુક્ત થાય છે. (બીજાઓ પેઠે સંસારમાં આવજા કરવાનું તેમનું મટી જાય છે; તેઓ નિર્વાણને પામે છે.) [૬]

[કામનાઓ છોડી દઈ નિષ્કામ બનેલો સાધક, પરમ વરેણ્ય એવા આત્માને વાંછે છે, એટલે બળયુક્ત અને પ્રમાદરહિત બની જીવનને પરમ તપોમય કરે છે. એમાંથી તે વિદ્વાન પુરુષની આત્મનિષ્ઠા દૃઢ બને છે. આવા પુરુષને માટે ૩-૨-૪ મંત્ર 'વિદ્વાન્' શબ્દ વાપરે છે.

એવો વિદ્વાન પુરુષ આગળ વધતાં ઋષિ કે યતિ* બને છે, એમ આ બે મંત્ર (૫,૬) કહે છે. સાધકોમાં આવા બે વર્ગ અહીં બનાવ્યા છે, તે કર્મ અને ભક્તિયોગ દ્વારા કામ કરતા અને સંન્યાસ અને જ્ઞાન દ્વારા કામ કરતા યોગીઓને અનુલક્ષીને બનાવી શકાય. કર્મયોગી અને જ્ઞાનયોગી ગીતામાં લંબાણથી વર્ણવ્યા છે, તેનું સૂત્રરૂપે કથન આને માની શકાય. ઋષિ અને યતિનાં વિશેષણો નોંધપાત્ર છે. બંને જ્ઞાનતૃપ્ત છે; પણ યતિ

* એ જ પ્રમાણે, પૂર્વ મું૦ ૩-૧માં પ્રસંગ આવે છે ત્યાં પણ ૫, ૬ મંત્રમાં આ બે શબ્દો — ઋષિ, યતિ — વાપરીને આવું જ વર્ણન કર્યું છે તે સરખાવો.

'वेदान्तविज्ञानसुनिश्चितार्थ' છે. ઋષિ જિતાત્મા ને વીતરાગ છે;' યતિ તો સન્યાસયોગ જ ધારણ કરે છે. ઋષિ ધીર છે, યુક્તાત્મા છે, યતિ બુદ્ધિસત્ત્વને – પ્રજ્ઞાને શુદ્ધ કરનાર છે આ ફરકના મૂળમાં તો એક જ વસ્તુ છે, પ્રકૃતિ-અને-સંજોગ-ભેદથી સાધકો બે રીતે પ્રયાણ કરે છે, એટલું જ. (સર૦ ગીતા ૫–૧ થી આગળના શ્લોકોનુ પ્રકરણ.)

અને તેની આત્મનિષ્ઠા એવી ઊંડી, વિશાળ અને વ્યાપક બને છે કે, તેને માટે મંત્ર કહે છે—

सर्वग सर्वत प्राप्य सर्वमेवाविशन्ति। આત્મા કે જે સર્વગ છે તેને એ જુએ છે. માત્ર પોતાના પ્રત્યક્-ચેતનને સમજીને આગળ વધતાં તે બધે વ્યાપક એવા પરમાત્માને જુએ છે ગીતાકાર આને માટે કહે છે– वासुदेव सर्वमिति स महात्मा सुदुर्लभः (૭-૧૯). તે પુરુષ ब्रह्मभूत (અ૦ ૧૮-૫૪) છે. તે પુરુષ सर्वमेव आविशन्ति – બ્રહ્મધામમાં પ્રવેશ કરે છે ગીતાકાર આ જ પદ વાપરી કહે છે – ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ! (૧૮-૫૫) એવો પુરુષ બ્રાહ્મી સ્થિતિ કે બ્રહ્મનિર્વાણની દશા જેને ગીતાકાર કહે છે (અ૦ ૨-૭૨) તેને પહોંચે છે.]

તે દશા કેવી છે, તે હવે તેની પ્રાપ્તિના ઉલ્લાસભર્યા કાવ્યથી મંત્ર કહે છે:—

## ૫

## બ્રાહ્મી સ્થિતિ – બ્રહ્મનિર્વાણ

गताः कलाः पंचदश प्रतिष्ठा
देवाश्च सर्वे प्रतिदेवतासु ।
कर्माणि विज्ञानमयश्च आत्मा
परेऽव्यये सर्व एकीभवन्ति ॥ ३-२-७ ॥

### પદાર્થ

गताः = ગયેલી; જાય છે कलाः = કલાઓ पचदश = પંદર प्रतिष्ठा = પ્રતિષ્ઠાનાં – મૂળનાં આધાર-સ્થાનોએ (બીજી વિ૦નું બહુવચન છે.);

તેમનાં મૂળ આધારતત્ત્વોમાં; देवाः च = અને દેવો, ઇંદ્રિયો सर्वे = બધા, બધી प्रतिदेवतासु = પોતપોતાના – પ્રત્યેક દેવ કે ઇંદ્રિયની અધિષ્ઠાતા દેવતાઓમા, તે તે ઇંદ્રિયના અધિદેવો જે છે તેમા; कर्माणि = કર્મો विज्ञानमय. च = અને વિજ્ઞાનમય, ચિત્સ્વરૂપ; જ્ઞાનરૂપ आत्मा = આત્મા (विज्ञानमयः आत्मा = ચિદાત્મા, દેહધારી) परे = પરમ; શ્રેષ્ઠ (એવા) अव्यये = અવ્યય; સનાતન; અવિનાશી (એવા) सर्वे = સર્વમાં; સર્વ-વ્યાપક એવા પરમાત્મા – પરમ પુરુષમા; બ્રહ્મમાં एकीभवन्ति = એકી-ભૂત — એકરૂપ બને છે; બ્રહ્મૈક્યને પામે છે.

### અન્વય

पचदश कला. प्रतिष्ठाः गताः, सर्वे देवाः च प्रतिदेवतासु (गताः)। कर्माणि विज्ञानमय' आत्मा च परे अव्यये सर्वे एकीभवन्ति ॥

### અર્થ

(એમ નિર્વાણ પામનાર તે ઋષિ કે યતિના શરીરની ઘટક એવી) જે પંદર કળાઓ તે તેમનાં મૂળ આધારતત્ત્વોમાં જાય છે; અને તેમની દેવરૂપ બધી ઇંદ્રિયો પોતપોતાના અધિષ્ઠાતા દેવતત્ત્વમાં જાય છે;[1] અને તેમનાં કર્મો તથા વિજ્ઞાનમય એવો ચિદાત્મા સર્વ એવા પરમ અવ્યયમાં — પરમ બ્રહ્મમાં એકીભૂત થાય છે — મળી જાય છે. [૭]

કોની પેઠે? ઉપમા દ્વારા એ મુક્તાત્માની દશા સમજાવે છે :—

---

૧. દેવરૂપ ઇંદ્રિયો પોતાંના પ્રતિદેવ (અધિષ્ઠાના દેવતત્ત્વમાં) જાય છે, આ ઉલ્લેખ સમજવા જુઓ અન૦ ઉપ૦ ૨૪ – "અગ્નિદેવ વાણી બની મુખમાં પેઠા છે; વાયુદેવ પ્રાણ બની બે નાસિકાઓમાં; આદિત્યદેવ ચક્ષુ બની બે આંખોમાં, દિશાઓ શ્રોત્ર બની બે કાનમાં; ઔષધિ — વનસ્પતિઓ લોમ બની ત્વચામાં; ચંદ્રમા મન બની હૃદયમાં; મૃત્યુ અપાન બની નાભિમાં; આપ (જળ) વીર્ય બની શિશ્નમાં."

यथा नद्यः स्यन्दमानाः समुद्रे-
ऽस्तं गच्छन्ति नामरूपे विहाय ।
तथा विद्वान् नामरूपाद् विमुक्तः
परात्परं पुरुषमुपैति दिव्यम्[1] ॥ ३-२-८ ॥

**પદાર્થ**

यथा = જેમ; જેવી રીતે नद्यः = નદીઓ स्यन्दमानाः = વહેતી समुद्रे = સમુદ્રમાં अस्तं गच्छन्ति = અસ્ત પામે છે; અલોપ થઈ જાય છે नामरूपे = નામ અને રૂપને; પોતાના અલગ વ્યક્તિત્વને विहाय = છોડીને; ત્યજીને तथा = તેમ; તેવી રીતે विद्वान् = વિદ્વાન (કે ઋષિ યા યતિ) પુરુષ; જ્ઞાની પુરુષ नामरूपात् = નામ અને રૂપમાંથી; અલગ વ્યક્તિત્વના પોતાના અહંકારમાંથી विमुक्त. = વિમુક્ત થયેલો; છૂટેલો; છૂટો થઈને परात् परं = પરમના કરતાંય પરમ; સર્વશ્રેષ્ઠ पुरुषम् = પુરુષને — પુરુષોત્તમને; પરમબ્રહ્મને उपैति = પાસે જાય છે; પહોંચે છે दिव्यम् = દિવ્ય (એવા 'पुरुषम्' પુરુષને.)

**અન્વય**

यथा नद्य. स्यन्दमानाः नामरूपे विहाय समुद्रे अस्तं गच्छन्ति, तथा विद्वान् नामरूपात् विमुक्तः परात् परं दिव्यं पुरुषम् उपैति ।

**અર્થ**

જેવી રીતે નદીઓ વહેતી વહેતી, પોતાનું નામરૂપ (તે દ્વારા ઊભું થતું અલગ વ્યક્તિત્વ) ત્યજી દઈ, સમુદ્રમાં અલોપ. થઈ જાય છે, તેવી રીતે વિદ્વાન કે જ્ઞાની પુરુષ (અલગતાનો આભાસ આપતાં પોતાનાં) નામરૂપનાં બંધન-

---

૧. સર૦ છાંદો૦ ૬-૧૦-૧:– इमा सोम्य नद्यः . . . स्यन्दन्ते ताः . . . समुद्रमेवापियन्ति स समुद्र एव भवति ता यथा तत्र न विदुरियमहमस्मीयमहमस्मीति । વળી સર૦ પ્રશ્નો૦ ૬-૫ પણ.

માંથી મુક્ત થઈ પરમમાં પરમ અને દિવ્ય એવા પુરુષોત્તમને પહોંચે છે—તેમાં વિલીન થઈ જાય છે. [૮]

[મોક્ષ મળે છે, બ્રહ્મનિર્વાણ થાય છે, એટલે શું? આ દશાને સમજાવવા આ બે મંત્ર છે. તે પુરુષ પોતાની અલગતા મિથ્યા છે એમ જુએ છે. એટલે જે જેવું હતું અને છે, તે તેવું તે પ્રમાણે છે અને થાય છે એવી એને ખતરી થાય છે. એટલે નામરૂપને લઈને જીવને જે અનગભાવ પ્રતીત થતો, તે જ માત્ર નાબૂદ થાય છે. એમ તે સ્વસ્થ બને છે.

આ અલગભાવનાં ઘટક તત્ત્વો પ્રાચીન લોકોએ સારી રીતે પૃથક્કરીને બતાવેલાં છે. તેનું વિજ્ઞાન શાસ્ત્રોમાં છે. તેની પરિભાષા લઈને એ બ્રહ્મનિર્વાણને વર્ણવે છે.

અલગતાના ઘટકો આટલા બતાવ્યા છે:– ૧. પંદર કળાઓ, ૨. બધા દેવો કે ઇંદ્રિયો, ૩. કર્મોનો સંચય, ૪. વિજ્ઞાનમય આત્મા–ચિદાત્મા. ખરું જોતાં પંદર કળાઓમાં ઇંદ્રિયો, કર્મો આવી જાય; અને જીવ કે પ્રાણ તે આત્માની મેળમી કળા જ ગણાય છે. છતાં શરીર, ઇંદ્રિય, લિંગદેહ, અને આત્મા એમ મુખ્ય ચાર વાતો લૌકિક ભાષામાં જુદી કહી શકાય.

પ્રશ્ન-ઉપનિષદમાં સોળ કળાવાળા પુરુષ અંગે એક પ્રશ્ન છે, તે અહીં જોતાથી આ વૈજ્ઞાનિક પૃથક્કરણનો પ્રાચીન પ્રકાર સમજવામાં મદદ થશે:–

"હે સૌમ્ય, અહીં જ આ શરીરની અંદર તે પુરુષ છે, કે જેમાથી આ સોળ કળાઓનો ઉગમ છે. તેણે વિચાર કર્યો, કોણ ચાલી જવે હું ચાલી જઈશ? અથવા કોણ સ્થિર થયે હું સ્થિર થઈશ?

"(આમ વિચારી) તેણે પ્રાણ સર્જ્યો. પ્રાણમાથી શ્રદ્ધા, આકાશ, વાયુ, જ્યોતિ, જળ, પૃથ્વી, ઇંદ્રિય, મન, અને અન્ન (નીપજ્યાં;) અન્નમાંથી વીર્ય, તપ, મંત્રો, કર્મ, અને લોકો થયા; અને લોકોમાં નામ (ઉત્પન્ન થયું)" (૬-૨, ૩, ૪)

એમ આ ૧૬ અંશો માણસના વ્યક્તિત્વના છે. તે બધા મૂળે આત્મામાંથી જ છે. એટલે સર્જન પછી તેમના વિસર્જનની વાત કરતાં તે ઉપનિષદ નદીની જ પ્રસિદ્ધ ઉપમા (જુઓ ગીતા ૨–૭૦ પણ) ત્યાં વાપરે છે:—

"જેમ સમુદ્રમા જતી આ નદીઓ વહેતી વહેતી સમુદ્રે પહોચીને અદૃશ્ય થાય છે, અને તેમના નામરૂપ લોપાઈ જાય છે, અને તેઓ સમુદ્ર જ છે એમ કહેવાય છે, તેમ જ દૃશ્યમાત્રના આ પરિદ્રષ્ટા પુરુષની એ સોળ કળાઓ, કે જે તે પુરુષમા જનારી છે, તેઓ પુરુષમા પહોચીને અસ્ત પામે છે, અને તેમના નામરૂપ લોપાય છે, અને તેઓ પુરુષ જ છે, એમ કહેવાય છે

આ રીતે તે આ પુરુષ, કે જે પોતે અકલ અમર છે, તે તેવો થાય છે. " (૬-૫)

આ પૃથક્કરણનુ વિજ્ઞાન એટલુ જ કહેવા માગે છે કે, એકમાંથી ફૂટતું આ દૃશ્ય તે મુક્તાત્માને એક પ્રતીત થાય છે, એટલે પછી તેનું શરીર, તેનુ કર્મ, તેનુ કુલ જીવન ઈશ્વરમય કે સમગ્ર વિશ્વ સાથે એકતાર થઈ ને સહજભાવે ચાલે છે તેના અલગ કર્મો, અલગ સંકલ્પો, અલગ ઇચ્છાઓ કાંઈ રહેતાં નથી. અખંડ એકરસ એવું જે એકમાત્ર અને પરાત્પર બ્રહ્મ કે સત્ય છે તે જ છે, અને બીજું કાંઈ નહિ, એવી વિશાળ વ્યાપકતા તે મુક્તાત્માની નજરે આવે છે. वासुदेवः सर्वमिति — ईशावास्यमिदं सर्वम् એવો એને સાક્ષાત્કાર થાય છે. તે સત્યમાં તદ્રૂપ-તદાકાર થઈ જાય છે.

આ ગૂઢ છતાં સ્વાનુભવગમ્ય એવી સદા આનંદમય દશાને વળી ઉમળકામાં આવીને ઋષિ પાછા સમારોપ કરીને કહે છે, તથા બ્રહ્મવિદ્યાની ફલશ્રુતિ અને તેનો અધિકારી કોણ છે તે પણ કહે છે.]

હે શૌનક, તે બ્રહ્મવેત્તા પુરુષ કેવો છે! —

## ૬

# ફલશ્રુતિ

स यो ह वै तत् परमं ब्रह्म वेद
 ब्रह्मैव भवति, नास्याब्रह्मवित् कुले भवति ।
तरति शोकं तरति पाप्मानं *
 गुहाग्रंथिभ्यो विमुक्तोऽमृतो भवति ॥ ३-२-९ ॥

### પદાર્થ

सः = તે य = જે ह वै = ખરેખર (યા પાદપૂર્તિ માટે) तत् = તે परम् = પરમ ब्रह्म = બ્રહ્મને वेद = જાણે છે, ब्रह्म एव = બ્રહ્મ જ भवति = થાય છે. न = ના; નહિ अस्य = એના (कुले સાથે) अब्रह्मवित् = બ્રહ્મ ન જાણનાર कुले = કુળમાં भवति = થાય છે. तरति = તરી જાય છે शोकं = શોકને; સૃષ્ટિરૂપી આ શોકસાગરને; तरति = તરી જાય છે पाप्मानम् = પાપને; દુઃખ અને શોકના સદા-કારણ-રૂપ પાપ-બીજને; गुहाग्रथिभ्यः = હૃદયગુફામાં પડેલી અજ્ઞાન-કે-કામના-કે-વાસના-ગ્રંથીઓમાંથી; હૃદયગ્રંથીઓમાંથી विमुक्तः = વિમુક્ત થયેલો; છૂટો થઈને अमृतः = અમૃત; અમર भवति = થાય છે.

### અન્વય

यः ह वै तत् परम ब्रह्म वेद सः ब्रह्म एव भवति । अस्य कुले अब्रह्मविद् न भवति । (सः) शोकं तरति, पाप्मानं तरति; गुहाग्रथिभ्यः विमुक्तः (सः) अमृत भवति ॥

---

* અહીં શોક અને પાપના અર્થની ઊંડી વ્યાપકતા સમજવા માટે ગીતાનાં નીચેનાં સ્થાનોએ તે બે પદોનો ઉપયોગ સરખાવવા જેવો છેઃ—

शोकसंविग्नमानसः (અ૦ ૧-૪૭)
काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा . . . (અ૦ ૧-૩૭)
पाप्मानं प्रजहि ह्येनम् । (અ૦ ૧-૪૧)

અર્થ

ખરેખર, જે પુરુષ એ પરમ બ્રહ્મને જાણે છે, તે પોતે બ્રહ્મ જ બને છે— બ્રહ્મરૂપ થાય છે. તેના કુલમાં કોઈ અબ્રહ્મવેત્તા થતું નથી. તે પુરુષ શોક તરી જાય છે, પાપ તરી જાય છે: (પાપ અને શોકમાંથી આત્યંતિક મુક્તિ મેળવે છે.) (એમ) હૃદયગ્રંથીઓથી મુક્ત થઈને તે અમૃત-અમર થાય છે. [૯]

[બ્રહ્મવેત્તા પાપ અને શોકમાંથી સર્વથા મુક્ત થાય છે; કેમ કે તેની હૃદયગ્રંથી ભેદાઈ ચૂકી છે— એણે બ્રહ્મલક્ષ્યવેધ કર્યો છે. ઉપરાંત મંત્ર કહે છે કે, એના કુલમાં કોઈ બ્રહ્મ ન જાણનારો થતો નથી. એટલે શું? શું બ્રહ્મજ્ઞાન આનુવંશિક બને છે એમ? એ તો હોઈ ન શકે. એટલે પછી 'કુલ' એટલે એવા બ્રહ્મવેત્તાનો વિદ્યાશ્રમ, કે જેનો કુલપતિ પોતે હોય, એમ અર્થ સમજવો જોઈએ. એ બ્રહ્મવેત્તાના અંતેવાસી બની તેના કુલમાં સમિત્પાણિ થનાર બ્રહ્મને જાણે છે. બ્રહ્મવિદ્યા કે પરાવિદ્યાનું ખરું સ્વરૂપ જે આ મંત્રોમાં કહેવામાં આવ્યું, તે એ બરોબર સમજે છે. તે જાણી તે આત્મકામ બને છે. (આ માટે જુઓ મુંડક ૧-૨-૧૨ કે જ્યાં આ વિષે ઉલ્લેખ છે.)

એવા બ્રહ્મવેત્તાના કુલમાં કોને જવાનો અધિકાર છે? એવો અધિકારી પુરુષ બ્રહ્મવેત્તા પાસે સમિત્પાણિ બનીને તેના કુલમાં જાય. તો તે अब्रह्मविद् ન રહે એમ કહે છે.]

એ અધિકાર કોને છે?

### બ્રહ્મવિદ્યાનો અધિકારી

तदेतद् ऋचाऽभ्युक्तम्—

क्रियावन्तः श्रोत्रिया ब्रह्मनिष्ठाः
स्वयं जुह्वत एकर्षिं श्रद्धयन्तः ।
तेषामेवैतां ब्रह्मविद्यां वदेत
शिरोव्रतं विधिवद् यैस्तु चीर्णम् ॥ ३-२-१० ॥

### પદાર્થ

तद् = તે एतद् = એ (વાત) ऋचा = ઋચાએ, વેદના મંત્રે अभ्युक्तम् = કહી છે (નીચે મુજબ —)

क्रियावन्त = ક્રિયાવાન, કર્મયોગી, श्रोत्रिया = શ્રોત્રિય, શ્રુતિસંપન્ન, વેદવિદ, ब्रह्मनिष्ठा = બ્રહ્મમાં નિષ્ઠાવાળા, બ્રહ્મપરાયણ, બ્રહ્મપ્રાપ્તિ માટે એકનિષ્ઠ, स्वयं = પોતે, જાતે जुह्वत = યજ્ઞ કરનારા एकर्षि = એકર્ષિ નામે યજ્ઞ श्रद्धयन्त = શ્રદ્ધાવાન, આસ્તિક બુદ્ધિવાળા तेषाम् एव = તેઓને જ एताम् = આ ब्रह्मविद्याम् = બ્રહ્મવિદ્યાને वदेत = કહેવી, કહેવામાં આવે शिरोव्रत = 'શિરોવ્રત' નામે વ્રતને विधिवत् = વિધિપૂર્વક यै = જેઓનાથી, જેઓએ तु = પરંતુ (૨) અને चीर्णम् = (વ્રત) પાળ્યું છે, પાલન કર્યું છે.

જિજ્ઞાસુ હોઈ વિદ્યાસંપન્ન બનવો હશે તેમાથી તે બ્રહ્મને મેળવવા નિષ્ઠાપૂર્વક બ્રહ્મજિજ્ઞાસાવાળો થયો હશે એટલે શ્રદ્ધાપૂર્વક તેને માટે સાધન કરતો હશે આ સાધનમા બે વાત કહી છે (૧) 'એકર્ષિ' યજ્ઞ (૨) 'શિરોવ્રત' પાલન આ બે શી વસ્તુ છે, એ વિષે અર્થકારોમા મતભેદ છે એકર્ષિ = અગ્નિ (૨) એ નામનો એક યજ્ઞ એમ બે અર્થ છે ટૂકમા કહી શકીએ કે, યજ્ઞપરાયણ — 'યજન' તે હોવો જોઈએ શિરોવ્રત = શિર ઉપર અગ્નિ ધારણ કરવાનુ એક વ્રત (અથર્વવેદમા કહેલુ છે તે) આ છે, એમ શંકરાચાર્ય કહે છે બીજો અર્થ એવો ઘટાવાય છે કે, શિરોમુંડનનુ — સંન્યાસનુ વ્રત, જે પરથી આ ઉપનિષદ 'મુંડક' કહેવાય છે ટૂકમા આ વિષે પણ કહી શકીએ કે તેઓ તપવાળા જીવનનુ પાલન કરે છે એટલે કે તેઓ યજ્ઞ અને તપને જીવનમા નિષ્ઠાપૂર્વક આચરનારા છે

આવા જ બ્રહ્મવિદ્યાના અધિકારી છે, કેમ કે એવી બધી તૈયારી વગરના એને સમજી શકે પણ નહિ આવાઓ બ્રહ્મજ્ઞના કુલમા જાય તે તેમને જ આ પરાવિદ્યા કહે એટલે જ એવા કુલમા કદી કોઈ અબ્રહ્મવિદ ન હોય એ સ્પષ્ટ છે ]

તેવો જ અધિકાર મેળવીને શૌનક અંગિરસ ઋષિ પાસે તેમના કુલમા આવ્યો હતો અને તેથી આ બ્રહ્મવિદ્યાનુ ઉપનિષદ્ તેને એ બ્રહ્મવેત્તા ઋષિએ કહ્યુ હતુ એમ જણાવી, આ તેના બ્રહ્મજ્ઞાન સત્રની બેઠકોના વર્ણનનો સમારોપ કરવામા આવે છે —

પદાર્થ

तद् = તે एतद् = એ (વાત) ऋचा = ઋચાએ, વેદના મંત્રે अभ्युक्तम् = કહી છે (નીચે મુજબ —)

क्रियावन्त = ક્રિયાવાન, કર્મયોગી, श्रोत्रिया = શ્રોત્રિય, શ્રુતિસંપન્ન, વેદવિદ, ब्रह्मनिष्ठा = બ્રહ્મમાં નિષ્ઠાવાળા, બ્રહ્મપરાયણ, બ્રહ્મપ્રાપ્તિ માટે એકનિષ્ઠ, स्वयं = પોતે જાતે जुह्वत = યજ્ઞ કરનારા एकर्षि = એકર્ષિ નામે યજ્ઞ श्रद्धयन्त = શ્રદ્ધાવાન, આસ્તિક બુદ્ધિવાળા तेषाम् एव = તેઓને જ एताम् = આ ब्रह्मविद्याम् = બ્રહ્મવિદ્યાને वदेत = કહેવી, કહેવામાં આવે शिरोव्रतम् = 'શિરોવ્રત' નામે વ્રતને विधिवत् = વિધિપૂર્વક यै = જેઓનાથી, જેઓએ तु = પરંતુ (૨) અને चीर्णम् = (વ્રત) પાળ્યું છે, પાલન કર્યું છે.

અન્વય

तद् एतत् ऋचा अभ्युक्तम् – (ये हि) क्रियावन्त, श्रोत्रिया, ब्रह्मनिष्ठा, श्रद्धयन्त स्वयं एकर्षिं जुह्वत, यै तु विधिवत् शिरोव्रतम् चीर्णम्, तेषाम् एव एताम् ब्रह्मविद्याम् (બ્રહ્મજ્ઞ) वदेत ॥

અર્થ

તે આ (વાત) ઋચામાં કહેલી છે — જેઓ ક્રિયાવાન – કર્મયોગી છે, શ્રોત્રિય કે વેદસંપન્ન છે, બ્રહ્મપ્રાપ્તિમાં નિષ્ઠાવાળા છે, તેમાં શ્રદ્ધાવાળા હોઈ જાતે 'એકર્ષિ' યજ્ઞ કરનારા છે, તથા જેમણે 'શિરોવ્રત' વિધિપૂર્વક પાળ્યું છે, તેઓને જ (બ્રહ્મજ્ઞે) આ બ્રહ્મવિદ્યા કહેવી. [ ૧૦ ]

[ આ ઉપનિષદના પ્રારંભમાં જ આપણે વિગતે જોયું છે કે, પરા કે બ્રહ્મ વિદ્યાને પાત્ર કોણ છે અહીં ટૂંકમાં તે જ કહી જાય છે.

તે નિષ્ક્રિય ન હોય, કર્મો કરતો હોય જેથી તેને સંસારનો અનુભવ હોય. તે પૂર્વસંચિત વિદ્યાઓ જાણનાર — શ્રોત્રિય હોય તે

જિજ્ઞાસુ હોઈ વિદ્યાસંપન્ન બનતો હશે. તેમાંથી તે બ્રહ્મને મેળવવા નિષ્ઠાપૂર્વક બ્રહ્મજિજ્ઞાસાવાળો થયો હશે. એટલે શ્રદ્ધાપૂર્વક તેને માટે સાધન કરતો હશે. આ સાધનમાં બે વાત કહી છે. (૧) 'એકર્ષિ' યજ્ઞ (૨) 'શિરોવ્રત' પાલન. આ બે શી વસ્તુ છે, એ વિષે અર્થકારોમાં મતભેદ છે. એકર્ષિ = અગ્નિ (૨) એ નામનો એક યજ્ઞ, એમ બે અર્થ છે. ટૂંકમાં કહી શકીએ કે, યજ્ઞપરાયણ — 'યજન' તે હોવો જોઈએ. શિરોવ્રત = શિર ઉપર અગ્નિ ધારણ કરવાનું એક વ્રત (અથર્વવેદમાં કહેલું છે તે) આ છે, એમ શંકરાચાર્ય કહે છે. બીજો અર્થ એવો ધટાવાય છે કે, શિરોમુંડનનું — સંન્યાસનું વ્રત, જે પરથી આ ઉપનિષદ 'મુંડક' કહેવાય છે. ટૂંકમાં આ વિષે પણ કહી શકીએ કે, તેઓ તપવાળા જીવનનું પાલન કરે છે. એટલે કે તેઓ યજ્ઞ અને તપને જીવનમાં નિષ્ઠાપૂર્વક આચરનારા છે.

આવા જ બ્રહ્મવિદ્યાના અધિકારી છે, કેમ કે એવી બધી તૈયારી વગરના એને સમજી શકે પણ નહિ. આવાઓ બ્રહ્મજ્ઞના કુલમાં જાય; તે તેમને જ આ પરાવિદ્યા કહે એટલે જ એવા કુલમાં કદી કોઈ અબ્રહ્મવિદ ન હોય, એ સ્પષ્ટ છે. ]

તેવો જ અધિકાર મેળવીને શૌનક અંગિરસ ઋષિ પાસે તેમના કુલમાં આવ્યો હતો. અને તેથી આ બ્રહ્મવિદ્યાનુ ઉપનિષદ તેને એ બ્રહ્મવેત્તા ઋષિએ કહ્યું હતું. એમ જણાવી, આ તેના બ્રહ્મજ્ઞાન-સત્રની બેઠકોના વર્ણનનો સમારોપ કરવામાં આવે છે:—

## ૭
## ઉપસંહાર

तदेतत् सत्यम् ऋषिरंगिरा: पुरोवाच ।
नैतदचीर्णव्रतोऽधीते ॥
नमः परमऋषिभ्यो नमः परमऋषिभ्यः ॥ ३-२-११ ॥

### પદાર્થ

तद् = તે एतत् = આ सत्यम् = સત્ય, સાચી વાત (આ ઉપનિષદ) ऋषि अंगिरा = અંગિરા ઋષિ पुरा = પૂર્વે उवाच = બોલ્યા, કહ્યું

न = ન एतद् = આ, એ अचीर्णव्रत = જેણે વ્રતપાલન કર્યું નથી એવો, અવ્રતી अधीते = ભણતો, ભણે (ન ભણે)

नम = નમન હો, પ્રણામ परमऋषिभ्य = પરમઋષિઓને, પરમ જ્ઞાની પુરુષોઓને (કે જેમની પરંપરાએ આ સત્ય આપણને આપ્યું છે) नम परमऋषिभ्य = પરમઋષિઓને પ્રણામ

### અર્થ

તે આ (બ્રહ્મવિદ્યા કે પરાવિદ્યાનું) સત્ય અંગિરસ ઋષિએ પૂર્વે કહ્યું. અવ્રતી (જેણે તપ-અને યજ્ઞ-મય જીવનથી તે ભણવાનો અધિકાર નથી મેળવ્યો, તેવો) માણસ આ નથી ભણતો—ના ભણે. (નહિ તો તેનું વ્યર્થ જશે.)

(અધિકારીઓને પરંપરાથી આ સત્ય કહેનાર) પરમ ઋષિઓને પ્રણામ હો, (તે) પરમ ઋષિઓને પ્રણામ હો. (એમને અનેક નમસ્કાર કરીએ છીએ.) [૧૧]

[એવાઓની ભક્તિ કરવી એ સાધકની બ્રહ્મનિષ્ઠાનુ સહજ આચરણ હોય છે એવા પુરુષો સાધકને માટે સાક્ષાત્ ઉપાસ્ય જેવા છે તેથી ૩-૨-૧ મા મંત્રમાં જ કહ્યું — उपासते पुरुष ये ह्यकामा ते शुक्रमेतद् अतिवर्तन्ति धीरा । શૌનક એવા પુરુષના અંતેવાસમાં તેમની ઉપાસના કરીને આ સત્ય ભણ્યો એ કથા પરાપૂર્વથી કાનેકાન સાંભળેલી તે આમ પૂરી થાય છે.]

ॐ भद्रं कर्णेभिः शृणुयाम देवाः भद्रं पश्येमाक्षभिर्यजत्राः ।
स्थिरैरंगैस्तुष्टुवांसस्तनूभिर् व्यशेम देवहितं यदायुः ॥

स्वस्ति न इन्द्रो वृद्धश्रवाः
स्वस्ति नः पूषा विश्ववेदाः ।
स्वस्ति नस्तार्क्ष्यो अरिष्टनेमिः
स्वस्ति नो बृहस्पतिर्दधातु ॥

॥ ॐ शांतिः शांतिः शांतिः ॥

# પદસૂચિ

પા. ૧૭૩ ઉપર આ સુધારી લો —

अङ्गिरसे પછી ઉમેરો अङ्गिरा 3 २-११

अथर्ग ने બદલે વાંચો अथर्वगे     अन्तरिक्षम्‌માંથી ९ २ ५ २६ કરો।